# કચ્છની જૂની વાર્તાઓ

( ઐતિહાસિક લોકકથાઓ )

સંશોધનકર્તા :
સ્વ. કવિ જીવરામ અજરામર ગોર



રાજારામ જીવરામ ગોર
ઠે : સપ્સીગલી, ઝાંઝીબાર
( આફ્રિકા )

# કચ્છની જૂની વાર્તાઓ

( ઐતિહાસિક લોકકથાઓ )

સંશોધન કર્તા :
સ્વ૦ કવિ જીવરામ અજરામર ગોર.
છપાવી પ્રસિદ્ધ કરનાર :
રાજારામ જીવરામ અજરામર ગોર

કીંમત રૂ. ૪-૦-૦

# પ્રસ્તાવના.

Books give the best and greatest thoughts,
Of all the good and wise;
Books treasure human knowledge up,
And thus it never dies.

—E. W. Cole.

× × ×

"એકાન્તમાં પુસ્તક મિત્રની ગરજ સારે છે. મૈત્રી ભંગ થવાનો સંભવ છે, પણ પુસ્તકની મૈત્રીનો ભંગ સંભવતોજ નથી. પુસ્તકના પાંચ પ્રકાર છે. નાટક, કાદમ્બરી, પદ્ય, ગદ્ય અને સંગીત. દુઃખના વખતમાં આ પાંચે પ્રકારનાં પુસ્તકો દિલાસો આપી મનને શાંત કરે છે, ગરીબ તેમજ અમીરને એક સરખી શિખામણ આપે છે, અને પોતાનો ખજાનો સઘળી સ્થિતિના માણસો સમક્ષ જાતિ, પદવી, રંગ, વગેરેનો ભેદ ગણ્યા વિના ખુલ્લો મૂકી દે છે: પ્રાચીન કાળ અને અર્વાચીન સમયની સ્થિતિ સરખાવવાને પ્રસંગ પ્રાપ્ત કરાવે છે. ઐતિહાસિક વાઙ્ગમયના ગ્રંથોથી ઉપયોગી જ્ઞાન પ્રાપ્ત થાય છે, લોક સાહિત્યની કથાઓથી મનોરંજન થઇ, બુદ્ધિ તેમજ નીતિને પણ પુષ્ટિ મળે છે."

**સ્વર્ગસ્થ સાક્ષરકવિ રણછોડભાઈ ઉદયરામ દ્વિવેદી.**

× × ×

-

"નાટકો, કાદંબરીયો અને સંગીતના ગ્રંથો માનવજીવનમાં નવચેતન, નવજીવન, અને નવયૌવન આણી; વાંચક, પ્રેક્ષક અને નિરીક્ષકને કર્ત્તવ્યક્ષેત્રે વિચરવાને માર્ગદર્શન કરે છે. ઐતિહાસિક વાઙ્ગમયનું સ્થાન ઉચ્ચત્તમ, લોકસાહિત્યનું સ્થાન મધ્યમ અને કાલ્પનિક પુસ્તકોનું સ્થાન કનિષ્ટ છે. પરન્તુ જો આ ત્રણે પ્રકારના ગ્રંથો પ્રજાકલ્યાણ અને સ્વદેશોદ્ધારના મંગલ મનોરથથી રચાયા હોય તો તે સર્વોત્તમ છે."

**સદ્દગત રાજકવિ નથ્થુરામ સુન્દરજી શુકલ.**

× × ×

પુસ્તકની પ્રથમ પ્રસ્તાવના લખવી એ એક શિષ્ટાચાર છે. પ્રસ્તાવનાની પ્રણાલિકા સંસ્કૃત 'આમુખ'નો અર્થ સારવા માટે છે. પ્રસ્તાવનાનો ઉદ્દેશ પુસ્તકનો પરિચય, પુસ્તકલેખકની પિછાન, પુસ્તકપ્રસિદ્ધકર્ત્તાની ઓળખાણ અને ગ્રંથકાર્યમાં સહાયક સ્નેહી સબંધીઓનું આભારદર્શન છે. આ નિયમ પૌર્વાત્ય પંડિતોએ તેમજ પાશ્ચાત્ય વિદ્વાનોએ સ્વીકારેલો હોવાથી તત્સબંધી પિષ્ટપેષણ નહિ કરતાં સિધ્ધો આત્મનિવેદન ઉપર આવું.

મારા સ્વર્ગસ્થ પૂજ્ય પિતાશ્રી જીવરામ અજરામર ગોરે કચ્છના ઇતિહાસ ઉપરથી સંશોધન કરેલી આ "કચ્છની લોકકથાઓ" છે. તેઓશ્રીના સ્વર્ગવાસ પછી મારા મુરબ્બી, શુભેચ્છ અને વડિલ તુલ્ય જ્યોતિર્વિદ્દવિભૂષણ વિદ્યાભાસ્કર પંડિત શ્રીકૃષ્ણ મોહનજી કાર્ત્તાતિકજીએ મને કચ્છના સાહિત્યની આ વાર્ત્તાઓનું પુસ્તક પ્રસિદ્ધ કરવા તેમજ સ્વર્ગસ્થના અન્ય ગ્રંથો પ્રગટ કરવા આગ્રહભરી ભલામણો કરેલી. જેથી ઉત્સાહિત થઇને મેં મારા હિતેચ્છુ સદ્દગત મુરબ્બી શેઠશ્રી હાજીમહમદ અલારખ્યા શિવજીને વાત કરી, જે ઉપરથી; અમો શેઠ-નોકરની વાટાઘાટ પશ્ચાત અમારા આ ગ્રંથો પ્રસિદ્ધ કરવાની ઇચ્છા થઈ. પરન્તુ, અમારી આર્થિક પરિસ્થિતિ પ્રતિકુળ હોવાથી અમારી એ અભિલાષા તાત્કાલિક અમલમાં ના આવી શકી; પરન્તુ એથી અમોયે નિરૂત્સાહી નહિ થતાં **कर्मण्ये वाधिकारस्ते माफलेषु कदाचन।**

એ ગીતા વાક્યાનુસાર પ્રયાસ ચાલુ રાખ્યો. મારા પ્રત્યેના મહૂર્મ શેઠ હાજી મહમદ અલારખ્યા શિવજીના અત્યંત ભાવને લીધે તેઓશ્રી પુસ્તકપ્રસિદ્ધિઅર્થે સહાયતા સંપાદન કરવાને ઘણાક શ્રીમંત શેઠિયાઓમાં ફર્યા; જે પરિશ્રમના પરિણામે કેટલેક અંશે અમને ઘણી સારી આશા પણ બંધાઇ. પરન્તુ ભાગ્યની ગતિ અદ્દભૂત છે! કુદરતની કરામત કોઇ ઔરજ છે! દૈવ કંઇક અદેખો છે; અને વિદ્યા તથા પદ્માને વેર છે, તેથી વિધિના રોષે મારા વડીલ તુલ્ય શેઠશ્રી હાજી મહમદનો સ્વર્ગવાસ થયો; કે જેથી મારો ઉત્સાહ પણ શિથિલ બન્યો. છતાં પણ, મારા વડિલ શ્રી કાર્ત્તાંતિકજીની તો, મને પ્રોત્સાહન આપનારી આગ્રહભરી સલાહસૂચના ગ્રંથપ્રસિદ્ધિ માટે ચાલુજ રહી. મારી નાણાં વિષયક સ્થિતિ દિનપ્રતિદિન બગડતી જતી હોવાથી તેમજ ભાઇઓમાં પણ કેટલીક અનિચ્છનિય ખટપટ જાગવાથી હું કોઇપણ પ્રકારે પુસ્તકપ્રસિદ્ધિનું કાર્ય કરી શક્યો નહિ.

જ્યારે હિન્દુસ્થાનના અન્ય પ્રાંતોના લોકસાહિત્યનું સંશોધન કરવાની વૃત્તિ સરખી પણ તે પ્રાંતોના પંડિતો અને લેખકોમાં નહોતી જાગૃત થઇ ત્યારે કચ્છ દેશના વિદ્વાનો અને ગ્રંથકારો લોકસાહિત્યના સંશોધનનું પવિત્ર કાર્ય કરી રહ્યા હતા, અર્થાત દેશભરમાં પ્રાચીન સાહિત્યના સંશોધન કાર્યનું પ્રથમ માન તો, કચ્છી લેખકોનેજ ફાળે આવે છે.

મારા પિતાશ્રીયે સંશોધન કરીને તૈયાર કરેલા આ ગ્રંથમાંની કેટલીક કથાઓ ભિન્નભિન્ન વર્તમાનપત્રોના દિપોત્સવી અંકોમાં પ્રસિદ્ધ થઈ સારો પ્રજાપ્રેમ પ્રાપ્ત કરી શકી છે; તેમજ આ વાર્ત્તાઓ પરથી કેટલાંક નાટકો રચાયાં છે તથા કેટલાંક ચિત્રપટો સંયોજાયાં છે અને એ રીતે આ વાર્તાઓ વિવિધ દિશાઓમાં લોકપ્રીતિ સંપાદન કરવા ભાગ્યશાલિ થઇ છે એજ આ કથાસંગ્રહની મૌલિકતા દર્શાવે છે.

આ પુસ્તકમાં ભાઇશ્રી ઝવેરચંદ મેઘાણીની 'રાજપૂતોની ખાનદાની' મને બહુ જ પસન્દ પડવાથી તે ઉતારવા માટે તેમનો હું ઉપકાર માનું છું. આ પુસ્તકના સાહિત્યસંગ્રહમાં વાયડા શા. મકનજી ભીમજીએ

મને સારી સહાયતા આપવા બદલ તેમનો આભાર માનું છું. કચ્છનાં નિડર પત્રકાર શ્રીયુત છગનલાલ ભવાનીશંકર મહેતાયે આ પુસ્તક મુદ્રાંકિત કરી આપવાના કામની સર્વ જોખમદારી પોતાને માથે લઇ કાર્ય પૂર્ણ કરવા માટે તેઓશ્રીનો હું ઋણિ છું. ઝાંઝીબારના સુપ્રસિદ્ધ કોન્ટ્રાક-ટર શ્રીમાન ભવાનજી ઘેલાભાઇએ, સાહિત્યપ્રેમી શેઠ ઇબ્રાહીમભાઇ કાસમભાઇએ અને ખોજા ઇસ્માઇલિ લાયબ્રેરીના સેક્રેટરી મી. ફાજલ-ભાઇએ મને મદદ આપવા માટે તેમનો પણ હું અત્રે ઉપકાર માનું છું.

આ ગ્રંથમાં પ્રસિદ્ધ થતી કેટલીક વાર્ત્તાઓનો સંબંધ અધુરો રહેતો હોવાથી જો સમય સાનુકુલ હશે અને કિરતારની કૃપાદૃષ્ટિ હશે તો બીજા સંગ્રહ રૂપે પ્રગટ કરશું. ભવિષ્યમાં પ્રસિદ્ધ થનારા આ બીજા ઐતિહાસિક લોકકથા સંગ્રહ માટે કચ્છી દુહાઓ સાથેની વાર્ત્તાઓ જો કોઇ કચ્છી લેખક મોકલશે તો તે અમો ખુશીથી પ્રગટ કરીશું; તેમજ ‘ મોજદીન મહેતાબ ’ તથા ‘ મારૂઈ અને ઉમર ’ જેવી પ્રેમકથાઓ જેવી રસિલી વાર્ત્તાઓ જો કચ્છ સિવાયની હશે તો તેને પણ અમો દાખલ કરીશું.

આ કથાસમુચ્ચયમાં અમે દેશભક્તિ, સ્વાત્માભિમાન, અને સાહસ વીરતા પ્રેરક, બોધક તેમજ રમુજી પ્રેમશૌર્યની વાર્ત્તાઓને ખાસ સ્થાન આપવાની કાળજી રાખેલી હોવાથી તે વાંચકોને માર્ગ-દર્શક થઈ પડશે એવું અમારૂં માનવું છે. આ ઐતિહાસિક લોકકથા-સમૂહ કદરદાન ગુર્જર પ્રજાને પસન્દ પડશે અને ગુણજ્ઞ ગુજરાત દેશમાં લોકાદરને પાત્ર નિવડશે; તેમજ ક્ષીરનીર ન્યાયે રાજહંસના સ્વભાવે નેહથી નિહાળનારાં દેશવિદેશ વસતા કચ્છી બંધુઓ અને બ્હેનો તરફથી યોગ્ય સત્કાર થશે તો હું મારો પરિશ્રમ ફલિભૂત થયો માનીશ.

આ ગ્રંથની પ્રસિદ્ધિનો પ્રસંગ પ્રાપ્ત થવા માટે હું પુનઃ પરમકૃપાલુ પરમાત્મા તેમજ મારા શુભેચ્છકો તથા સહાયકોનો અન્તઃકરણપૂર્વક આભાર માની વિરમું છું.

ઝાંઝીબાર ( આફ્રિકા )
મંગળવાર
તા. ૧-૧૦-૨૯

વિજ્ઞાપકઃ
**રાજારામ જીવરામ ગોર.**

# અનુક્રમણિકા.

| કથાનાં નામ : | પૃષ્ટની સંખ્યા : |
|---|---|




# કચ્છની જૂની વાર્તાઓ

## મારઈ અને ઉમર

ઇસ્વીસનની નવમી સદીમાં જ્યારે કચ્છની રાજ્યગાદી પર સમો રાજા જામ ફુલ હતો, ત્યારે સિંધના પૂર્વ ભાગમાં થળ વગેરે પ્રદેશ પર ઉમર સુમરો નામે મુસલમાન હાકેમ અમલ ચલાવતો હતો. તેના રાજ્યમાં થળના "મલીર" નામે ભાગનાં ઝુંપડાંઓથી વસેલા એક નાના ગામડામાં મેરાદે નામની સદ્દગુણી અને ખુબસુરત સ્ત્રીએ મારઇ નામની કન્યાને જન્મ આપ્યો હતો. મારઈના પરિપાલકો હિંદુ હતા કે મુસલમાન એ વાતનો ચોક્કસ નિર્ણય વિદ્વાનોએ કર્યો નથી. પરંતુ મારઈના ઉત્તમ ચરિત્ર ઉપર પોતાની કવિત્વશક્તિનો ફેલાવો કરનારા કવિઓ બહુધા મુસલમાન હોવાથી તેમણે મારઇ મુસલમાની મહઝબની હોય, એવી રીતનું વર્ણન કર્યું છે. તેથી વિરૂદ્ધ કચ્છના ભાટો, મારઈ હિંદુ હતી; એટલું જ નહિ પણ કચ્છના સમાવંશની રાજકુમારી હતી એમ બતાવે છે. વળી મારઈ અને તેના કુટુંબીજનોના નામો પરથી બંને મતવાદીઓનાં કારણો જાણ્યા છતાં પણ આ લેખકનો અભિપ્રાય ભાટોના કથનને વધારે ભરોંસા- પાત્ર ગણે છે.

દુહો.

" ગાલિયેંજા દુહા સાંખી, હઇયેં સાંખી ધક્ક;
વઇયેંજા વથાણ સાંખી, ઉતર સાંખી અક્ક. ૧

ભાવાર્થઃ—અમુક વાત આ રીતે છે. એમ દુહાઓની સાક્ષીથી સિદ્ધ થાય, તેમ અમુક માણસ લડાઇના મેદાનમાં ગયો હતો, એ તેને લાગેલા જખ્મોથી સિદ્ધ કરી શકાય છે. ગાયો કોઇ લઈ–ચોરી–ગયો હોય તો તેમનું વથાણ–ગાયોને બેસવાની જગા–સાક્ષી પૂરે છે કે, "રાત્રે ગાયો અહીં હતી." અને રાત્રે ઉત્તર વા વાયો છે કે નહિ, તેની સાક્ષી આકડાનું ઝાડ પુરે છે. અર્થાત ઉત્તર તરફનો પવન વાયો હોય તો આકડાનાં પાંદડાં પડી જાય છે.

એ ન્યાય અનુસાર ભાટો મારઇના સબંધમાં નીચેનો દુહો કહે છે; ઘણાખરા મારઇની વાર્તા કરનારા તે બોલે છે અથવા કબૂલ રાખે છે. મુસલમાન જતો અને મીરો પણ આ દોહરાનો ઈન્કાર કરી શકતા નથી. તે આ પ્રમાણે છે.

દુહો.

" સાડ પૌત્રી ફુલ ધિય, મેરાદે જેંજી માસ;
(પો) લિખ્યા તે લોડેં (સે), પાલણિયું થ્યો પ્યાસ. ૨

ભાવાર્થઃ–( સિંધમાંથી આવી કચ્છમાં સમાવંશનું નવીન રાજ્ય સ્થાપનાર, જામ મોડના પ્રતાપી પુત્ર સાડની પૌત્રી અને જામ ફુલની કુંવરી, જેની માતા મેરાદે નામની ( ખુબસુરત સ્ત્રી ) હતી, તે રાજ-કુંવરીનો તેના કર્મવશાત્ પાલણિયો ( સુતાર પાલક ) પિતા થયો. એ ભાગ્યની વિચિત્રતા સમજવી.

ભાટો એમ કહે છે કે, " થળના મલીર નામના ભાગમાં રહેનાર પાલણ નામના સુતારે એક વિચિત્ર અને ઝડપથી ચાલનારો રથ બનાવ્યો હતો. તેમાં બળદને બદલે બે રોઝ[1] નામનાં પ્રાણીઓને તે જોડતો હતો. તે રથની ગતિ વિષે આસપાસના લોકો ઘણી અતિશયોક્તિભરેલી વાતો કરતા. તે સમયમાં બાંધેલા રસ્તા અને ઘોડા

૧ રોઝ એ બળદથી સહેજ નાના કદનું ઘાસ ચરનારૂં જંગલી પ્રાણી છે. તે બીજાં જંગલી જાનવરોની પેઠે અપવાદરૂપે પાળી શકાય છે. પરંતુ જો તેને છુટું ચરવા મૂક્યું હોય ને તેને પોતાની જાતના પ્રાણીઓનો ભેટો થાય, તો તેના પાળનારે તેની ગમે તેટલી સગવડ સાચવી હોય તો પણ તે પોતાના સ્થાન પર પાછું ન આવતાં જંગલમાં જ નાસી જાય છે.

ગાડીઓનો પ્રચાર ન હતો, તેથી મુખ્ય વાહન બેલગાડીઓ, ઘોડા અને પાલખી જ હતાં. કચ્છના જામ ફુલે જ્યારે પાલણના રથની ગતિની તારીફ સાંભળી ત્યારે તે રથ જોવા માટે માનથી તેણે પાલણ સુતારને પોતાની પાસે બોલાવ્યો. તેનો રથ તથા તેની ગતિ જોઇને ઘણો ખુશ થયો; વિશેષમાં જો તે પોતાનો રથ વેચવાને ખુશી હોય તો તેને સારી રકમ આપવાનું જણાવ્યું. પાલણે પોતાના શોધની વસ્તુ હોવાથી, તે વેચવાની ના પાડી ત્યારે જામ ફુલે તેને સારી રકમનું ઇનામ અને રાજ્ય માન તરીકે જરીનો પોશાક આપવાનો હુકમ કર્યો.

જામ ફુલના જનાનખાનામાં કેટલીક રજપૂત કુળની રાણીઓ ઉપરાંત એક મેરાદે નામની સુતારણ હતી. તેની અસાધારણ ખુબ-સુરતીથી મોહ પામી, જામે તેને પોતાના પ્રેમનું પાત્ર બનાવી હતી. તે સમયમાં જમાનાનો પ્રતિબંધ હાલના જમાના જેવો સખત ન હતો, તેથી સભ્ય અને રાજાના પરિચિત પુરૂષો, રાણીઓની રૂબરૂ પણ જઈ શકતા હતા. પાલણ સુતારનો રથ જામે મેરાદેની ડેલીની બહાર ચોકમાં છોડાવ્યો હતો. મેરાદે આ સમયે પોતાના રાજવંશી પતિના પ્રેમથી સગર્ભા થયેલી હતી. તેણે પોતાના આંગણામાં ફરતાં ફરતાં પાલણ સુતારનો રથ જોયો. તેમાં ઉમદા રથને શોભે તેવી રીતની ઉત્તમ બિછાત કરેલી હતી. સગર્ભા સ્ત્રીઓને નાના પ્રકારની ઇચ્છાઓ થાય છે, તેમ મેરાદેને તે રથમાં બેસી જોવાની ઇચ્છા થઇ. તે તેમાં બેઠી. આસપાસ કોઇ મનુષ્ય નહોતું તેથી મેરાદે તેમાં આરામ લેવાને માટે સહેજ સૂતી; અને ભાગ્યવશાત્ એને ગાઢ નિદ્રા આવી ગઈ.

પાલણે દરબારમાંથી આવી, જવાની ઉતાવળમાં, રથના પડદા ઢાળેલા હતા તે તપાસ્યા વિના પેલાં બે જંગલી પ્રાણીઓને જોડયાં; અને બનતી ઉતાવળથી પોતાને સ્થાને પહોંચવા રોઝલાઓને મારી મૂકયા. ઘણા ગાઉ નીકળી ગયા પછી સાંયકાળે મેરાદે નિદ્રામાંથી નિવૃત્ત થઇ. તેણે જાગવાની સાથે જ જાણ્યું કે, પોતે પેલા રથમાં બેઠેલી છે; તેથી રથનો પડદો ઉંચો કરી તેણે પાલણને હાંક મારી અને રથ

શોભાવરાવ્યો. પાલણ તે સ્ત્રી સમિપ આવી, નમ્રતાથી હાથ જોડી ઉભો રહ્યો. બંને પરસ્પરની હાલત અને હકીકત સમજ્યાં ને ગભરાયાં. પછી તેમનો પહેલો પ્રમાણિક ઇરાદો એ જ થયો કે, રથને પાછો વાળી જામ ફુલની રાજધાનીમાં જઇ મેરાદેને મૂકી આવવી. પરંતુ તરત તેમને બીજો ખ્યાલ આવ્યો કે, "રાજ્યલક્ષ્મીના મદમાં અંધ થયેલા રાજાઓ બહુધા મૂર્ખ હોય છે, તેથી મેરાદેમાં બેવફાઇનો શક આવતાં જ જામ બંનેનો શિરચ્છેદ કરાવે તો?" અને તે વાત અસંભવિત નથી. પાલણે પાછા તેને મેલવા આવવાની ના કહી, તે સાથે કચ્છના કોઇ નજીકના ગામડામાં તેની ઇચ્છા હોય તો મૂકી જવા તેણે કબુલ કર્યું. પણ જામના ઉગ્ર સ્વભાવ અને ક્રોધની બીકે મેરાદેએ પાલણ સુતારને પોતાનો ધર્મબંધુ સ્થાપ્યો. ને તેની સાથે મક્ષીર જઇ પાલણના કુટુંબ સાથે સંતોષથી રહી સાદી જીંદગી ગુજારવા તેણે ઇચ્છયું. કેટલાક માસ પછી તેને એક અતિ ખુબસુરત પુત્રી જન્મી, તેનું નામ મારઇ પાડવામાં આવ્યું, એમ ભાટ લોકોનું કથન છે.

મારઇના સુચરિત્ર પર કવિઓએ પોતાની કવિતાનો વિસ્તાર કર્યો છે, તેમાં સિંધના તત્વજ્ઞાની મહા કવિ સૈયદ શાહ અબ્દલતીફ મુખ્ય છે. આ પવિત્ર પુરૂષની વાણી એટલી તો સરળ અને આકર્ષક છે કે, તેના વિષે ઘણા અર્વાચીન અને પાશ્ચાત્ય વિદ્વાનોએ વાર્તિક લખ્યાં છે. અમે તે પુજ્ય પુરૂષની કવિતાના એક પ્રશંસક છીએ; પરંતુ તેમની કવિતાનો મુખ્ય ભાગ વાર્તાના રસ કરતાં તત્વજ્ઞાનને વિશેષ અનુસરે છે, તથાપિ આ વિષયમાં જે સિંધી (જુની કચ્છી) ભાષાની કવિતા સ્થળે સ્થળે આપવામાં આવી છે, તે બહુધા શાહ અબ્દલતીફની જ છે.

મેરાદેના આવવાથી પાલણના કુટુંબમાં કોઇ પણ પ્રકારનો કલેશ ઉત્પન્ન ન થતાં ઉલટાં સર્વ જણ આનંદ પામ્યાં; કેમકે પાલણની સ્ત્રી ઘણી ભલી અને સાલાસ હતી. મેરાદેનું અનુપમ સૌંદર્ય, મધુર વાણી અને ગર્વરહિત સ્વભાવથી હરકોઇ મંડળમાં તે પ્રિય થઈ પડે તેમ હતું. પાલણે જયારે બધી હકીકત પોતાની ભાર્યાને નિવેદન કરી

ત્યારે તે આ સ્ત્રીના કમભાગ્ય પર દિલગીર થઈ; તે સાથે જેવો સૂકો પાકો રોટલો પોતાને મળશે તેવો તેને પણ મળશે, એમ તેને ખાત્રી આપી તેનું શાન્ત્વન કર્યું. પાલણની સ્ત્રીને કંઇ સંતતિ નહોતી, તેથી જ્યારે કેટલાક માસે મેરાદેને પુત્રી પ્રાપ્ત થઇ ત્યારે બંને સ્ત્રી પુરૂષ ઘણાં ખુશી થયાં. મેરાદેના અલૌકિક સૌંદર્ય સાથે તે જન્મી હતી. તેનું નામ તે દેશના ડાહ્યા પુરૂષોને પુછીને "મારઇ" પાડવામાં આવ્યું. એ શબ્દ સિંધી ભાષાનો છે. તેની ઉત્પત્તિ સંસ્કૃત "માર" શબ્દ પરથી થયેલી સંભવે છે. "ઇ" નારી જાતિ વાચક પ્રત્યય છે એટલે "મારઇ" શબ્દનો સામટો અર્થ લેતાં "મેનકા" જેવો થઈ શકે છે; અને તે નામ તેને માટે પૂરતી રીતે લાયક હતું.

કચ્છના ઉત્તર ભાગમાં અને સિંધના દક્ષિણ પૂર્વ પ્રદેશમાં લોકોનો મુખ્ય ઉદ્યમ પૂર્વકાલથી પશુ પાલનનો છે. પાલણ પણ તે ભાગમાં વસતો હતો, તેથી તેની પાસે ઘેટાં બકરાં વગેરે પશુઓ હતાં. પોતે સુતારનું કામ કરતો હોવાથી, એવાં પશુઓની સંભાળ રાખવા માટે તેણે એક "ફોગ" નામનો નોકર રાખ્યો હતો. તેને તે માત્ર ખોરાકી પોશાકી સિવાય વિશેષ પગાર આપતો નહોતો. તે તેના કુટુંબનો જ માણસ હોય તેમ સર્વ જણથી હળીમળીને વર્તતો હતો. તે વીસેક વર્ષનો યતીમ ( માબાપ વિનાનો ) છોકરો હતો.

મેરાદેની ઉમર ત્રીશેક વરસની હતી તથાપિ તેના ખુબસુરત ચેહેરા અને સુદૃઢ બાંધાથી જોનાર મનુષ્ય વીસપચીશ વર્ષની ધારતા હતા, તેથી તે પ્રદેશના કેટલાક ખુબસુરત જવાનો તેની સાથે ફરી લગ્ન કરવાની માગણી કરતા હતા. પરંતુ મેરાદે પોતાનું બાકીનું જીવન પોતાના રાજવંશી પતિના પવિત્ર સ્મરણ સાથે, તેના પ્રેમના પરિણામ રૂપે પ્રાપ્ત થયેલી પુત્રીનું પરિપાલન કરવામાં જ ગાળવા માગતી હતી; તેથી બીજું ઘર કરવાની તેણે સાફ ના પાડી. જગતમાં નિષ્કલંક ખુબસુરતી બધે જોવામાં આવતી નથી; પરંતુ જગન્નિયંતાએ મારઇની માતાને રૂપ તેમ જ ગુણના આશ્ચર્યકારક સંમેલન સાથે બનાવી હતી. થોડા જ સમયમાં તે મલીરમાં એક પૂજ્ય દેવીના જેવી પ્રિય થઇ પડી. સર્વ લોકો તેનો "આઇલ" (માત) સંબોધનથી આદર કરતા.

શુકલ પક્ષના શશાંકની પેઠે વખતના વીતવા સાથે મારઇનું કદ અને ખુબસુરતી વધવા લાગ્યાં. તેનો શુદ્ધ ગૌર વર્ણનો તેજસ્વી ચેહેરો ચંદ્રની કાંતિનો તિરસ્કાર કરતો હતો. તેના નાજુક પણ સુઘટ અવયવો તેના બાલ ખેલોમાં ઘણા રમણીય જણાતા હતા. આસપાસના પ્રદેશોમાં મારઈની નિર્દોષ ખુબસુરતીનાં ગાયનો ગવાવા લાગ્યાં. "પાલણ સુતારને ઘેર એક અલૌકિક અપ્સરા અવતરી છે" એમ ગામડીઆ લોકો વાતો કરવા લાગ્યા કેટલાક લોકો આશ્ચર્યથી તેને જોવા આવતા ને તેને માટે નાના પ્રકારની ભેટો લાવતા. એમ કરતાં કરતાં મારઇની ઉમર ચૌદ વર્ષની થઇ. છતાં હજુ તેનો વિવાહ થયો નહોતો. તે પોતાની ખુબસુરતીનાં લોકોમાં થતાં વખાણ સાંભળીને નિર્દોષ ભાવે હસતી અને ફરી પોતાની સહચરીઓ સાથે બાલ ખેલોમાં તલ્લિન થઈ જતી. તે દેશકાળમાં બાળલગ્નનો પ્રચાર નહોતો, એમ કહેવા કરતાં આજ પણ તે લોકો બાળલગ્નને હાસ્યની સાથે ધિક્કારની નજરથી જુએ છે, એમ કહેવામાં કશી વિશેષતા નથી. આ જ કારણથી તે લોકોનાં કદ, સૌન્દર્ય અને આરોગ્ય આપણા શહેરીઓ કરતાં શ્રેષ્ઠ છે.

હવે મારઈમાં યૌવનના સંચારનાં પ્રત્યક્ષ ચિન્હો દેખાવા લાગ્યાં. તે કદમાં લાંબી અને સીધી હતી. તેની ગૌરવર્ણની હંસીના જેવી લાંબી ડોક પર રેશમના જેવા સુંવાળા તથા છુટા મૂકેલા કાળા વાળ અતિશય શોભાયમાન દેખાતા હતા. જુવાનિયાઓ મારઇને જોતાં જ દિવાના બની જતા; પણ હજુ સુધી મારઇએ કોઇને પોતાના પ્રેમનું પાત્ર કલ્પ્યું ન હતું. ગામડાના લોકો શહેરીઓ જેટલા વિષયી અને વહેમી હોતા નથી; કેમકે તેઓ કુદરતના કાનુનોને અનુસરતા હોવાથી સદ્‌ગુણી, આરોગ્યવંત અને સુખી હોય છે. મારઈ કદમાં ઉંચી અને દેખાવમાં એક દેવાંગનાને શરમાવે તેવી નવયૌવના હતી; તોપણ તેના વાલીઓ તેનામાં એક નાના બાળક જેવી નિર્દોષતા જોઈ શકતા હતા. તથાપિ મારઇ ઉમરલાયક થવાથી પાલણે મારઇની માતાની સંમતિથી, તેનું સગપણ પોતાના એક ખુબસુરત ભત્રિજા ખેતસિંહ સાથે કર્યું. તે વીશેક વર્ષની ઉમરનો, મજબૂત બાંધાનો અને પહોળી

છાતીનો પહેલવાન જવાનીઓ હતો. મલીરના પ્રદેશમાં તેના બળની ઘણી જ તારીફ થતી. કુસ્તી, દોડવું, કૂદવું, પાણીમાં તરવું, હાથના પંઝા લડાવવા વગેરે ગામડીઆઇ શરતોમાં તે એક્કો હતો. સાથે સ્વભાવે શાણો અને સભ્ય હતો. આવા લાયક પુરૂષ સાથે મારૂઇનો સબંધ થવાથી સર્વ લોકો આનંદ પામ્યા. ખેતસિંહના પહેલવાન અને કસરતબાજ મિત્રો કે જેમનો તે લાયક સરદાર હતો, તેમણે તેને મુબારકબાદી આપી.

પાલણનો નોકર ફોગ પુરૂષાકારનો પશુ હતો. તેને સામાન્ય મુર્ખ નહિ પણ મુર્ખાઓનો સરદાર કહેવો વિશેષ યોગ્ય છે. અપ્રાપ્ય વસ્તુની ઇચ્છા કરવી એ મૂર્ખતાનાં અનેક લક્ષણોમાંનું એક છે. તે રાત્રિ દિવસ પશુઓમાં જ રહેતો હતો. કયારેક ઘેર રોટલો ખાવા અને લેવા આવતો; કયારેક તે કહી જાય તે સ્થળે ભાત પહોં-ચાડવામાં આવતો.

મારૂઇને બહુધા કોઇ કામ બતાવતું જ નહિ. કોઇકવાર ઘરના બીજા માણસો કામમાં રોકાયલાં હોય તો તે પેલા પેટભરા નોકર ફોગને ભાત પહોંચાડવા જતી. આવા એક એકાંતના વખતે ફોગે મારૂઇના પ્રેમની માગણી કરી. મારૂઇએ પ્રથમ તેને સભ્યતાથી સમ-જાવ્યો છતાં તેણે જક છોડી નહિ ત્યારે તેનો તિરસ્કાર કર્યો, આ વાતની પાલણને ખબર મળતાં તેણે તેને પોતાને ત્યાંથી કહાડી મૂકયો કેમકે એવા નિમકહરામ નોકરોને રાખવાથી તેઓ વખત આવે દુશ્મન કરતાં પણ વધારે ખરાબી કરે છે. વિશેષે કરીને પ્યારની લાગણી વિકૃત થાય છે ત્યારે તેનું દ્વેષમાં–કિના રૂપે રૂપાંતર થાય છે. તદનુ-સાર ફોગે, મારૂઇ અને તેના કુટુંબપર કિનો લેવાનો નિશ્ચય કર્યો.

હવે મારૂઇને પંદર વર્ષ પુરાં થઇને સોળમું બેઠું. આ દેશમાં એટલી ઉમરે યૌવનનો બગીચો ખીલીને પરિપૂર્ણતાએ પહોંચે છે. મારૂઇનું સૌન્દર્ય યૌવનના સંપૂર્ણ પરમાણુંઓ મળવાથી હવે વિશેષ આકર્ષક દેખાતું હતું. તેનામાંથી છોકરવાદના સર્વભાવ વિલુપ્ત થયા હતા. દોડ ધામને બદલે હવે તે હાથણીની પેઠે મંદગતિથી ચાલતી હતી. દરેક વસ્તુ કે વ્યક્તિને જોવામાં તેની દૃષ્ટિનાં કિરણો સીધાં ન

પડતાં હવે વાંકાં પડતાં હતાં. તેનું હસવું હોઠની અંદર અને બોલવું પણ માત્ર નજીકનો માણસ જ સાંભળી શકે તેવું મંદ થયું હતું. ટુંકામાં કહીએ તો મારઇએ હવે કન્યાવસ્થાનો ત્યાગ કરી સ્ત્રીત્વને પ્રાપ્ત કર્યું હતું. મારઈની આ અવસ્થા તેના મુરબ્બીઓના જાણવામાં આવતાં તરત તેમણે લગ્નની તૈયારી કરી; અને તે લોકોના રિવાજ પ્રમાણે ખેતસિંહ અને મારઈનાં લગ્ન સારી ધામધુમથી કરવામાં આવ્યાં ખેતસિંહનો પિતા તેને નાનો મૂકીને મરણ પામ્યો હતો, તેથી તે અને તેની વિધવા માતા પાલણને આશરે જ રહેતાં હતાં. પાલણની માલ મિલ્કતનો પણ અંતે તેજ વારસ હતો. તેજ કારણથી પાલણે દીર્ઘ દૃષ્ટિ વાપરીને મારઇને તેની સાથે પરણાવી હતી. પાલણ હવે વૃદ્ધાવસ્થાની મધ્યમાં આવ્યો હતો, તેથી કામકાજ પણ ઘણુંખરૂં તેનો ભત્રિજો જ કરતો હતો.

અપોચીઆ, હિચકારા અને નામર્દ લોકો જ્યાં પોતે પહોંચવાને અશક્ત હોય છે ત્યાં પોતે માની લીધેલું વૈર વાળવા માટે બીજાઓને ઉશ્કેરે છે યાને ચાડીયાપણું કરે છે. આવા અધમ લોકોમાંનો ફોગ એક નરપશુ હતો. તેણે પોતાનું વૈર શી રીતે વાળવું તેનો કેટલાક દીવસ સુધી વિચાર કર્યો. છેવટે એવો નિશ્ચય કર્યો કે ‘ આપણા હાકેમ જામ ઉમર સુમરા પાસે મારઈની ખુબસુરતીની તારીફ કરી, તેને અત્રે તેડી લાવી મારઇને ઉપડાવવી, આવા વિચારથી તે ઉમરકોટ ગયો અને કેટલાક પ્રયત્નો પછી જ્યારે તે ઉમર જામની મુલાકાત મેળવવા ભાગ્યશાળી થયો ત્યારે તેણે તેની પાસે મારઇની ખુબ સુરતીની અતિશય તારીફ કરી. વિશેષમાં કહ્યું કે–“ બેહસ્તનીહુરી છે. કેમકે તેના ચેહેરાની આસપાસ પ્રકાશનાં કિરણો પડે છે, અને અલ્લાએ એ ન્યામત તારે માટે જ તારા રાજ્યમાં પેદા કરી છે.

ઇતિહાસ વેત્તાઓના કથન મુજબ ઉમર જામ નામ ઉપર શરેહ પ્રમાણે વર્તનાર ચુસ્ત મુસલમાન સરદાર હતો. તે જુલ્મગાર કે પ્રજાપીડક રાજા ન હતો. તેણે પ્રથમ આ ગામડીઆ ગમારની વાત માનવાની બિલકુલ ના પાડી કહ્યું કે, “ અય હેવાન ! તેં કોઇ ખુબસુરત નાજની જોઈ નથી. તેથી એક ગામડીઅણ છોકરીની બેહદ તારીફ કરે છે. ”

ફોગે આગ્રહપૂર્વક કહ્યું કે, "અય દીન દુનિયાના ખાવીંદ ! હું જુઠી તારીફ કરતો નથી. તું એકવાર મારી સાથે આવીને તારી નજરથી તેને જો તે પછી તને એમ જ જણાય કે મારી બીબીઓ કરતાં મારઇમાં વધારે હુશ્ન નથી તો તું જે સજા કરીશ તે ખમવાને હું તૈયાર છું, તેનો મુકાબલો બીજી કોઈ સ્ત્રીની સાથે થઈ શકે તેમ નથી. વિશેષમાં તેણે કહ્યું.

બેત

"ઉભર્યો આશ કરે ને, સાંણે મથે સિજજ,
પખે મિંઝ પધમણી જિય ડે વરાકા વિઝું;
જે ડી સુરત સિજજ, તેડી મુરત મારમ." ૩

'ફોગે ઉપલી કવિતામાં કહ્યું છે. (એક બાજુ જો) અમારા સાણે વતન ઉપર આશા ભર્યો સૂર્ય ઉગે છે અને બીજી તરફ તે પદ્મણી—મારઈ પોતાના પખા ઝૂંપડામાં (વીજળીની કાંતિની માફક) વળાકાટ્ટે છે, તે ગતિ કરે છે તે વખતે જોનારને એમજ જણાય કે "જેવી આ ઉગતા બાળ સૂર્યની કાંતિ છે, તેવી જ મારઈની તેજસ્વી મૂર્તિ છે."

"વળી તને એમ ગર્વ રહે છે કે"—ફોગે મજબુતીથી પણ જંગલી રીતે પોતાનો વિષય પ્રતિપાદન કરતાં કહ્યું, "મારા જનાનખાનામાં જેવી બીબીઓ છે તેવી ખુબસુરતી મલીરનાં જંગલોમાં વસનારી એક ગામડિયણ છોકરીમાં કયાંથી હોય? પણ એ તારી મોટી ભૂલ છે. જ્યારે તું નજરે જોઈશ ત્યારે તારે ફરજીઆત કબુલ કરવું પડશે કે, મારી બીબીઓ મારઈની લોંડીઓ થવાને પણ લાયક નથી."

ફોગની વાતો સાંભળી ઉમરનું મન આકર્ષાયું ખરૂં; પણ પોતે રાજા છે એમ જાહેર થઈ મારઈને જબરજસ્તીથી ઉપાડવી એ કામ તેને નીતિ અને લોકલાગણીથી વિરૂદ્ધ જણાયું. તેણે એમ ખ્યાલ કર્યો કે, "છૂપા વેષથી મલીરમાં જઇ ચુપાચુપ મારઇને ઉપાડી લાવવી, અને પછી રાજ્ય વૈભવથી તેને મનાવીને ધર્મશાસ્ત્ર પ્રમાણે તેની સાથે લગ્ન કરવું;" એવી ગામડીયણ સ્ત્રી તેના જેવા જવાન, ખુબસુરત

અને રાજવંશી પુરૂષપર મોહીત થયા વિના રહેશે નહિ જ એમ તેણે માન્યું. આવા વિચારથી તેણે પેલા ફોગને કહ્યું કે “ આપણે મલીરમાં છુપા વેષથી જઈ કશો પણ હોહા કર્યા વિના દગાથી મારઇને ઉપાડી લાવીએ તો કેમ ? અને ત્યાં કેવી રીતે ચાલવું અનુકુળ થશે તે કહે.”

તેણે કહ્યું, “આપનો વિચાર યોગ્ય છે, ત્યાં ઘી[1] ભરનારા વાણીઆ વારંવાર આવે છે, તેવા વેષથી ચાલવું એ બિલકુલ સ્વાભાવિક થશે.”

આ સલાહ ઠીક લાગવાથી ઉમરે માત્ર ચાર ઉંટોનો નાનો વેપારી કાફલો ખાનગી રીતે તૈયાર કરાવ્યો, અને પોતે આવતી કાલે શિકારે જવાનો છે, એ વાત કારભારીઓને જણાવી દીધી, બીજે દિવસે મોટા પરોઢમાં પાંચ સાત માણસોના રસાલાથી ભોમિયા તરીકે ફોગને સાથે લઇને તે નીકળી પડયો. તેમના ઉંટો એવી ઝડપથી ચાલનારાં હતાં કે તેઓ ચાહે તો બપોર સુધી મલીરનાં ઝુપડાંઓમાં પહોંચી જાય, પણ સાંજ પહેલાં તેમનો ત્યાં જવાનો વિચાર નહતો તેથી થોડો જ તાપ પડતાં તેઓ છાંયા અને પાણીનો આસરો લઇ ઉતરી પડયા. તમામ તડકાનો વખત ત્યાંજ પસાર કરી છેક સાંજે મારઇના ગામડા નજીક આવી પહોંચ્યા. ત્યાં એક મોટા વૃક્ષ નીચે પોતાનો ઉતારો કર્યો. રાતે ફોગ અને ઉમરના બીજા એક માણસે જાસૂસ તરીકે બાતમી મેળવી, તો પાલણ સુતાર વૃદ્ધાવસ્થાને લીધે બહુધા ઘરમાં જ બેસી રહે છે. મારઇનો પતિ સવારે વહેલો ઉઠી કોઇ નજીકના ગામે કામ કરવા જાય છે. સ્ત્રી વર્ગ પોતપોતાના ઉદ્યમે ચાલી જાય છે. માત્ર મારઇ પોતાની સખીઓ સાથે સવારે કુવા ઉપર પાણી ભરવા જાય છે. ત્યાંથી જ તેનું હરણ કરવું ઠીક પડશે, એમ ઉમર અને તેના સલાહકારોએ નિશ્ચય કર્યો; પણ તે પહેલાં મારઈને એક વાર જોવી ખરી એમ તેણે ધાર્યું. સવારે વહેલો ઉઠી તે ફોગના બતાવેલા નિશાનો પ્રમાણે વણિક વેષથી મારઇનાં ઝુપડાં તરફ ગયો. મારઇ

[1] આ આથોવાળા ઘણોધરી લોકો પાસેથી વેપારીઓ ઘી ત્રાજવાથી જોખવાને બદલે મણિયાં વાસણોથી ભરીને લે છે. માટે તે લોકો ઘી ભરવું ...એમ કહે છે.

પોતાના પખાઓ વચ્ચેના આંગણામાં ઉભી હતી ઉમર તેની નજીક ગયો, તેને જોઇ ત્યારે તેની ખાત્રી થઈ કે "જે સ્ત્રીની તારીફ કોઈ કુદરતી શક્તિવાળો કવિ પણ ન કરી શકે, તેનું વર્ણન ફોગ જેવા બેવકુફ માણસથી શી રીતે થઇ શકે? બેશક મારઇ સ્ત્રી જાતિમાં કોહીનુર છે." આવા તર્ક વિતર્કોમાં આ તરફ ઉમર અને પેલી તરફ ચકિત થયેલી મારઇ બંને દિગ્મૂઢ થઇને ઉભાં રહ્યાં. એક ક્ષણમાં ઉમર ને પોતાની સ્થિતિનું ભાન થતાં તેણે ધીની પડપૂછના બે ત્રણ શબ્દો કહ્યા. ત્યારે મારઇને પોતાની સ્થિતિનું ભાન થતાં તેણે મોઢાથી કશો ઉતર ન આપતાં માત્ર ડોકું ધુણાવી નાનો જવાબ આપ્યો; એટલે તેણે તરત ચાલવા માંડયું. મારઇ આ તેજસ્વી અને સત્તાધારી જેવા જણાતા માણસને જોવાથી હેબતાઇ ગઇ. તેણે વાજબી રીતે અનુમાન કર્યું કે, "આ કોઈ વેપારી નથી. પણ ફોગે વર્ણવેલો જામ ઉમર જ હોવો જોઇએ." એવા ખ્યાલથી તે મનમાં બોલી કેઃ—

બેત

"આયો ઉમર ઓચિંધો, સેપખેં મિંઝ પઈ,
સબર માડૂ સુમરો, તેંસે ડકે મુંઝી ડઈ;
કો જાણા પર કિઇ, કુંધો બિની પુવારનંસે. ૪

ભાવાર્થઃ—જામ ઉમર ઓચિંતો મારાં ઝુંપડાંઓની અંદર પેસી આવ્યો તે બળવાન સુમરા રાજાને જોઇને મારૂં શરીર બીકથી કંપવા લાગ્યું અને મને ફીકર થવા લાગી કે, 'કોણ જાણે તે અમ પુંવાર (બકરાં ચરાવનાર) હું લોકોની શી હાલત કરશે.'

આ તરફ ઉમર પોતાનો વણિક વેષ ભજવવા બીજાં ઝુંપડાંઓ તરફ ગયો. મારઈના ચિતમાં ઉમર ગયા પછી કોઇ નવીન પ્રકારની ધાસ્તી લાગી. તે અનેક પ્રકારે તર્ક વિતર્કો કરવા લાગી. મારઇને એકલા જ ઘરમાં રહેવાથી વધારે ગભરામણ થવા લાગી, તેથી તેણે પાણીનો ઘડો ઉપાડી બીજી પોતા જેવડી સાહેલીઓને પાણી ભરવા આવવા કહ્યું. મારઈએ ધાર્યું કે, 'બહારના પદાર્થોમાં ચિત્ત જવાથી મારી ઉદાસી દૂર થશે.' સહિયરો એકઠી થતાં મારઇએ પોતાનો મનોભાવ છૂપાવવા એક ગીત ગાવાની આજ્ઞા કરી. પોતે પણ તેમની

સાથે ગાવા લાગી. આ સ્ત્રી સમાજ કુવા તરફ ચાલ્યો કે ઉમરના જાસુસોએ તરત પોતાના માલિકને ખબર કહી. તે પોતાનું કૃત્રિમ કામ બીજાને સોંપી તરત નોકરે તૈયાર કરેલા ઉંટપર સવાર થઇ ફોગને સાથે લઇ પાણીના કુવા તરફ રવાને થયો. બાકીના માણસોને તરત આવી મળવા આજ્ઞા કરી.

ફોગે દૂરથી બતાવેલા નિશાન પ્રમાણે ઉમર ઝડપથી પાણીના કુવા ઉપર આવ્યો. ત્યાં મારૂઇ પોતાની સહચરીઓ સાથે પાણી ભરતી હતી. ઉમરે તેના તરફ આવી ઉંટને બેસાડ્યું ને નીચે ઉતરી ખાસ મારૂઇને સંબોધીને પાણી પાવાની આજ્ઞા કરી. તે બળવાન પુરૂષને બીજીવાર જોવાથી મારૂઈ હેબતાઇ ગઈ. તેણે કશો પણ ઉત્તર ન આપ્યો તેમ પાણી પણ પાયું નહિ. મારૂઈની બીજી સાહેલીઓ પણ ડરવા લાગી. તેઓમાંની એક જે જરા ઉમરે મોટી અને ઠરેલ હતી, તેણે ઉમરને પાણી પાવા માટે પોતાનો માટીનો ઘડો રાંઢવા સહિત હાથમાં લીધો. ઉમર ઉંટની ચુવાલ કાંઠામાં નાંખી પોતાના બે હાથનું પાત્ર બનાવી ખોબોવાળી કુવાના પડથાળ નીચે પાણી પીવા માટે બેઠો. ખરી રીતે તેને પાણી પીવાની જરૂર જ નહોતી તેથી જેવું પેલી સ્ત્રીએ પાણી રેડવા માંડ્યું તેવું જ તેણે આંગળાં પહોળાં કરી પાણી જમીનપર ઢોળવા માંડ્યું. આખો ઘડો ખાલી થયો; પણ ઉમરની તરસ ભાંગી નહિ, તેણે ડોકું હલાવી વિશેષ પાણીની માગણી કરી. કંટાળીને પેલી બાઇએ રાંઢવાનો છેડો હાથમાં પકડી રાખી ઘડાને કુવામાં ફેંકયો: તરત ઉમરે ઝડપથી ઉભા થઈ, દિગ્મૂઢ થઇ ઉભેલી મારૂઇને કમરમાંથી બે હાથવડે પકડી ઉંટપર નાંખી. આ બનાવ જોઇને ત્રાસેલી મારૂઈની સાહેલીઓ જળપાત્રો કુવાપર જ છોડી ઝુંપડાંઓ તરફ રૂદન કરતી કરતી નાઠી. તરત જ ઉમરનાં માણસો જે નજીકમાં જ હાજર હતાં તેમણે રેશમી દોરી અને લુગડાંઓથી મારૂઇને ઉંટના કાંઠા સાથે બાંધી લીધી. તેમ ન કરે તો કદાચ તે નીચે ભૂસકો મારી આપઘાત કરે. તે કામ પૂર્ણ થતાંની સાથે જ ઉમરે ઉંટના આગલા હનાંમાં બેસી તેને ઉઠાડ્યું, ને શીઘ્રગતિથી ઉમરકોટની દિશામાં મારી મૂકયું. આ બનાવને કાગળપર લખતાં

અથવા વાંચતાં જેટલો સમય લાગે તેનાથી ઘણા ઓછા વખતમાં બની ગયો હતો. મારઈને ઉંટપર બાંધનારાઓમાંના એક જણે ધીરેથી મારઈના કાનમાં કહ્યું કે, "તું મારી સ્ત્રી ન થઈ તો હવે ઉમર સુમરાની બીબી થઈશ. મારઈએ આ અચાનક આવી પડેલી મોટી આફતથી પોતાનાં નેત્રો મીંચી દીધાં હતાં. તેણે આ પરિચિત સ્વરના શબ્દો કહેનાર તરફ આંખો ખોલી જોયું તો તે બલુચી પોશાકમાં છૂપાયલો, તેના બાપનો નિમકહરામ નોકર ફોગ હતો. તેના તરફ ધ્યાનતો વરસાવતાં એક નિશ્વાસ મૂકીને તેણે કહ્યું કે.

**બેત**

"વાણિયેંજો વેસ કરે, આયો ઉમર'રા,
ઘ્રાં ભરેં તે ગોહિયા, ચાકડેં ચુલા;
પણ જભાઇયાં ઉમર, રાત ડ્રુબી પાંનખૂ અમેં.

ભાવાર્થઃ—વાણીયાનો વેષ લઇને રાજા ઉમર સુમરો આવ્યો. તે માણસો પાસેથી ઘી લઇને પોતાના તાકીયા ભરતો હતો. તેને જો મેં ખરેખર ઉમર જામ તરીકે ઓળખ્યો હોત, તો ડરીને તેજ કુવામાં હું ન પડત? અર્થાત્ મેં તેને ઉમર તરીકે ચોકસ રીતે ઓળખ્યો હોત તો હું કુવામાં પડી આપઘાત કરત.

ઉમરે મારઇને ઉપાડી ઉંટપર નાંખી ત્યારથી જ તે લગભગ બેશુદ્ધ હાલતમાં હતી. વચ્ચે વચ્ચે જો કે તે શુદ્ધિમાં આવતી તોપણ આસપાસ જોતાં ભયથી પાછી મૂર્છિત થઈ જતી. છેલ્લે જ્યારે તે બરાબર શુદ્ધિમાં આવી ત્યારે તેણે આસપાસ જોયું તો પોતે એક બાદશાહી ઠાઠથી શણગારેલા ઓરડામાં એક નરમ શય્યાપર સૂતેલી હતી. રાત્રિ પડેલી હોવાથી બત્તીના પ્રકાશમાં તેણે જોયું તો તેની શય્યા નજીક ગુલાબજળ વગેરેના શીશા પડેલા હતા અને એક સ્ત્રી લમણે હાથ દઈને બેઠી હતી. મારઇ તેને જોતાં જ આશ્ચર્યથી બોલી "બેન, તમે કોણ છો? અહીં મારી પાસે શા માટે બેઠાં છો? અને હું ક્યાં છું તે મને મેહેરબાની કરીને સમજાવશો? તે સ્ત્રીએ સભ્યતાથી ઉભા થઇને કહ્યું-" બાઈ સાહેબ, હું જામ ઉમરની દાસી છું.

તમે બેશુદ્ધ હતાં. અને આ સરદાર ઉમર જામનો રાજ્ય મહેલ છે. મને તમારી તહેનાતમાં તેમણે તમારી ખીજમત માટે સોંપી છે. માટે જે આજ્ઞા હોય તે ફરમાવો. મારઈ એ તેને કશો ઉત્તર આપ્યો નહિ ત્યારે ફરી બાંદીએ કહ્યું, "આપ ભુખ્યાં હશો માટે કાંઈ ખાવાનું લાવું ? મારઇએ જમવાની ના પાડી, થોડું પાણી પીવા માટે માગ્યું. તે પીને તે શય્યાને છોડી નીચે જમીનપર ચટાઇ પડેલી હતી તેનાપર વિચારગ્રસ્ત સ્થિતિમાં બેઠી. થોડીવારે તે તંદ્રા, નિદ્રા કે મૂર્છામાં અચેતન થઈ ગઈ.

મારઇનું ઉમર સુમરાએ હરણ કર્યું એ વાત મોટા કલહની સાથે પેલી પનિયારીઓએ ઘણી ઝડપથી રોતાં રોતાં મલીરમાં ફેલાવી દીધી. આ ખબરથી સૌ કોઇ ઘણા દિલગીર થયાં. પણ તે સર્વમાં મારઇની મા મેરાદેનો શોક અતિશય હતો તેને પાલણે ધીરજ આપી ને મારઇને બનતી ઉતાવળે પાછી છોડાવી લાવવાની તજવીજ કરશું એમ કહ્યું. તેમ ઉમર જામ જુલમગાર કે નીચ નથી. આ તો માત્ર ફોગની કુટિલતાથી તેનું હરણ થયું. ખુશી નહિ હોય તો તે તેનાપર જુલમ નહિ કરે, એવી મેરાદેને ખાત્રી આપી, તેથી તેને કાંઇક ધીરજ આવી. આ ખબર મારઇના સ્વામિ ખેતસિંહને પહોંચતાં તે પણ જલદી ઘેર આવ્યો અને પોતાના પહેલવાન મિત્રોને એકઠા કરી, ઉમરે આપણા પ્રત્યે ઘણું નીચ અને શરમ ભરેલું વર્તન કર્યું છે તેનો બદલો લેવા, બહારવટે ચડવા પોતાની ઇચ્છા જણાવી. તેના મિત્રો પણ નાહિંમત નહોતા. તેથી તેમણે તેમાં સંપૂર્ણ સંમતિ આપી; અને બનતી ઝડપથી હથિયાર, ઘોડાં વગેરે તેમણે એકઠાં કર્યાં. બીજે જ દિવસે સુર્યોદય પહેલાં તેઓ નગર પારકર તરફ રવાને થયા.

બીજે દિવસે સવારે ઉમર જરૂર જોગાં કામથી પરવારી એક દાસી અને એક નાઝર સાથે મારઇના ઉતારા તરફ આવવા નીકળ્યો. એ વખતે મારઈ અવ્યવસ્થિત ચિત્તથી પેલી ચટાઈપર અતિશય શોકમાં બેઠેલી હતી. તેની ગૌરવર્ણી ડોકપર તેના કાળા ભ્રમર જેવા વાળ વિખરાયલા હતા. જાણે તેણે કેટલીયે મુદતની બિમારી ભોગવી હોય

તેમ એક જ દિવસની આફતથી તે અશક્ત થઇ ગયેલી હતી. છતાં તેની તેજસ્વી આંખોથી તે કોઈ પ્રકારના નિશ્ચયપર આવી હોય એમ દેખાતું હતું. દાસીએ બારણામાં આવી અદબ બજાવી કહ્યું, " સુંદરી, ઉમર જામ આપની તબિયતની ખબર પૂછવા આવે છે" મારૂઇ જે એક હાથ જમીને ટેકવી પોતાનાં વ્હાલાં અને વતનના વિચારમાં ધ્યાનસ્થ હતી, તે આ વાકયથી શુદ્ધિમાં આવી અને ઉભી થઈ. તેજ ક્ષણે ઉમરે બારણામાં પ્રવેશ કર્યો. મારૂઈએ કશાપણ કલેશનો ભાવ બતાવ્યા વિના ઉદાસીન ભાવે તેના તરફ દૃષ્ટિ કરી. જાણે રાજાને ઇશ્વરનો પ્રતિનિધી સમજી માન આપતી હોય, તેમ સહજ માથું નમાવી, નેત્રો નીચાં ઢાળી રસ્તો મૂકી બાજુએ ઉભી રહી. ઉમરે સ્થિર અને વેધક દૃષ્ટિથી તેના પ્રત્યે નિહાળ્યું. પરંતુ મારૂઇએ ફરી તેના તરફ સીધી દૃષ્ટિ ન કરતાં પોતાનાં નેત્રો જમીન તરફ ઢાળી રાખ્યાં. ઉમર પેલી શય્યા પર ચડી બેઠો. અને મારૂઇને સંબોધીને બોલ્યો કેઃ—

"કેમ, મારૂઇ, તારી તબિયત હવે ઠીક છે? તને અહીં ગમશે કે? તારા મલીરના ઝુંપડા કરતાં મારા મહેલો તને કાંઇ ખરાબ તો નહિ જ લાગતા હોય. તારા લોકોત્તર સૌંદર્યથી તું એક ગામડીઆ ગમારની સ્ત્રી થવા કરતાં એક રાજાની રાણી થવાને વધારે લાયક છે; એમ જાણી મારી પ્રિયતમા કરવા માટે હું તને અહીં ઉપાડી લાવ્યો છું. મતલબ કે જંગલમાં પ્રફુલ્લિત થઈને ખરી જનારા તારી ખુબસુરતી રૂપી ફુલની મેં કદર કરી છે; તેથી તારે સંતોષ પામી આનંદિત થવું જોઇએ. તેમ છતાં તું ઉદાસ કેમ જણાય છે?"

"અરે ધર્મનું રક્ષણ કરવાને બંધાયલા રાજા!" મારૂઇએ તેના તરફ દૃષ્ટિનાં સીધાં કિરણો ફેંકી બેધડક રીતે કહ્યું: "જો તું ખુશામત કરતાં સત્યને વધારે પસંદ કરતો હોય તો મારે તને કહેવું જોઇએ કે, "તારા આ સફેદ અને ઉંચા મેહેલો મારા માટે મલીરનાં ઝુંપડા કરતાં શ્રેષ્ઠ નથી જ; બલ્કે અળખામણા છે. વળી મારી શાંતિ આનંદ અને સુખ માટે તેં જે સવાલ કર્યો. તે તો મેં તે મલીરમાં જ છોડયાં છે. તે પાછા ત્યાં ગયા સિવાય મને કદિ પણ

મળવાનાં નથી. વળી હે બાદશાહ તું કહે છે કે મેં તારા સૌન્દર્યની કદર કરી.' તું એમ માને છે. તેમાં પણ તારી ભૂલ થાય છે; કેમકે હું રાણી થવાને કે મેહેલોમાં રહેવાને સરજાયલી હોત તો, પ્રથમથી જ ઇશ્વરે મને તેવા સંયોગોમાં ઉત્પન્ન કરી હોત. મારે તને ખાસ યાદ આપવું જોઇએ કે મારાં લગ્ન થયેલાં છે. તે પુરૂષ તેમજ હું તારી પ્રજા છિએ. અને રાજા એ રૈયતનું પ્રતિપાલન કરનાર પિતા છે. એ ન્યાયે તું મારો પિતા ને હું તારી પુત્રી છું. અને તેજ હક્કથી હું મલીર જવા માટે મુક્તિ અથવા મોત એ બે વસ્તુમાંથી એકની તારી પાસે ભિક્ષા માગું છું."

ઉમર જે મારૂઇની અપાર ખુબસુરતીમાં વિમોહીત થયેલો હતો. તેણે હસીને કહ્યું કે, પ્રેમ દિવાનીના પંથમાં ધર્મ અને ન્યાય જોવાતો નથી. હું તારો ખરો આશક છું. અને તારા પ્રેમની ભીક્ષા માગું છું. હું તને મારા રાજ્ય વૈભવોથી સુખી કરવા ઇચ્છું છું. માટે દિવાની થા મા. આ બાદશાહી વૈભવોનો અંગીકાર કરી ન્યાયની વાતો પડતી મૂકી તું મને આધિન થા. અને મારામાંથી ધર્મ અને ન્યાયની આશા છોડી દે. મારી સાથે રહી રાજ્ય સુખો અને પ્રેમની ઇચ્છા કર."

ઉમરના શબ્દોથી જાણે મારૂઇ ચકિત થયેલી હોય, તેવા ભાવથી પરમેશ્વરની પ્રાર્થના કરતી હોય તેમ બોલી, અરે ઇશ્વર જે માણુસ પોતાને ધર્મનો રક્ષક રાજા કહેવડાવે છે, તેના મોઢામાંથી હું શું સાંભળું છું ? ખચિત એ પણ મારા ભાગ્યની જ વાત છે.

**બેત.**

આવેસ ઉમરકોટમેં, જિત નાંય કો નિયા,<br>
સબર મારૂ સુમરા, તું વડેંજો વિઆ;<br>
(પણ) મારે ચડી મોલતેં, સે કીનં બાહૅંધી ડિઆ. ૬

ભાવાર્થઃ-અરે હું ઉમરકોટમાં આવી કે જ્યાં કોઇ પ્રકારનો ન્યાય કે ઇન્સાફ નથી. ધર્મનો રક્ષણ કરનાર રાજા જ ભક્ષક થઇ કહે છે કે મારી પાસે ધર્મ-ન્યાય નથી. હે સુમરા, તું બળવાન અને મોટા બાદશાહી ખાનદાનથી ઉતરેલો જબર હાકેમ છે તેથી તું ગમે તેમ કરે

અને તે કહેવાને તું સમર્થ છે; પરંતુ એટલું તો તારે પક્કી રીતે યાદ રાખવું કે-આ મારઈ તારા મહેલપર ચડીને દીવા બતીઓ કરવાની નથી જ. અર્થાત્ તારી સ્ત્રી થવાની નથી.

ઉમરે સમજાવટથી કહ્યું "અરે અજ્ઞાન છોકરી, તું ખ્યાલ કર કે તારાં બકરાંના ચારનાર પુંવાર ખાવિંદ કરતાં હું શું નાલાયક છું, હું શું ખુબસુરત અને રાજ્ય વૈભવવાળો રાજા નથી? જો તું મારી બીબી થઇશ, તો હું તને અલૌકિક રાજ્ય વૈભવો પુરા પાડીશ કે જેનાં તેં જન્મભરમાં કદી મલીરમાં નામ પણ નહિ સાંભળ્યાં હોયઃ માટે તું તારામલીરનાં ઝુંપડા અને તારા જંગલીપતિને હવે ભૂલી જાઇ મને તારા ખાવિંદ તરીકે કબુલ કર."

ઉમર સાથેના સંવાદથી હવે મારઇમાં પ્રતિક્ષણે વધારે હિંમત આવતી હતી. તેણે દઢતાપૂર્વક કહ્યું કે—

બેત

"અસીં પુઁવારન પનચરા, સે ખથિયજા સિઆ;
તોકે વહુવડાં ધરા, છડ્ડ અસાંજા હિયા.
પો ખોય તિનીંજા જિયા, જુકો વર વિસારે સુતિયું."

ભાવાર્થઃ-અમે સરકાર-દરબારને પનચરી ભરનારા અથવા પાંદડાં ચારીને ગુજરાન કરનારા પુંવારો છીએ; અને જાડી ઉનની કામળીઓ પહેરનારાઓના અમે સિયા-સંબંધી છીએ. અર્થાત તારી સાથે રક્ત સબંધ કરવાને અમે લાયક નથી. તારે લાયક તો મોટી મોટી જમીન જાગીરો ધરાવનારા રાજાજ જોઇએ. માટે એ સમજણ રાખીને તું હે બાદશાહ, મારા અંતઃકરણને છોડી દે. અર્થાત્ મારા અંતઃકરણને દુખાવ મા. વળી તું મારા પતિને ભૂલી જવા કહે છે, તેનો ઉત્તર એટલોજ કે, તે સ્ત્રીઓએ પોતાનું જીવિત વ્યર્થ ખોયું છે કે જે સ્ત્રીઓ પોતાના ખાવિંદને વિસારીને સૂતી છે. મતલબ કે તે કુળવાન સ્ત્રીઓના કર્તવ્યથી વિરૂદ્ધ છે અને એવી સ્ત્રીઓને લોકો ધિક્કારની નજરથી જુએ છે અર્થાત્ દુનિયાં તેવી સ્ત્રીઓને ધિક્કારે છે. દુનિયાના ફિટકારો ખમીને જીવવું તે કરતાં મોતને આલિંગન આપવું તે શું ખોટું છે? બાદશાહ!

ઉમર મારઈની વક્તૃત્ત્વ શક્તિ તથા સાચા દલિલોથી વિસ્મિત અને મહાત થતો હતો; તોપણ તેથી હાર ન ખાતાં પોતાના રાજ્ય વૈભવોથી તેને લલચાવવાના ઉદ્દેશથી બોલ્યો.

"અરે ખુબસુરત નાજનીન, તું મારા આ સુંદર મહેલો અને રમણિય આ શહેર અને તેમ મેં જણાવેલો મારો આ મજબુત કિલ્લો–ફરી ને જો તો ખરી તે કેવો સુંદર, ભવ્ય અને મજબૂત છે! વળી ઉમરકોટનાં સુંદર અને રોનકદાર બજારો તથા કિંમતી વસ્તુઓથી ભરેલી દુકાનો જો. એ સર્વ રાજ્ય વૈભવોની તું માલિક થા. જો તું હઠીલી થઇને મને તાબે નહિં થાય તો તારા પ્રત્યે મારે જબરજસ્તીના ઉપાયો કામે લગાડવા પડશે. હું સર્વ સત્તાધારી રાજા છું. મારો કોઈ ઉપરી નથી કે જે તારી ફરિયાદ સાંભળશે અગર મારા હાથમાંથી તને છીનવી લેશે. એ વાત તું ચોક્કસ માનજે કે તું ગમે તેટલા અને ગમે તેવા ઉપાયો કે હઠ કરીશ તો પણ છટકી શકવાની તો નથી જ. વળી તારા જેવી એક અબળા મારા જેવા એક બળવાન રાજાની ઇચ્છા અને આજ્ઞાનું ઉલ્લંઘન કરે એ મને કેટલું અપમાનકારક છે તેનો પણ તું સ્થિર ચિત્તથી વિચાર કર.

ઉમરની બતાવેલી લાલચો તથા તેણે તેને બતાવેલી ધમકીઓથી લલચાવા કે ડરવા વિના મારઇએ જુસ્સાથી કહ્યું:—

**બેત.**

અછા કોટ પટનમેં, મ્યું ઉમર તો અડાય,
અસાં ડમર્યો ડે ધણી, સે છાજા તો છડાય;
(પણ) ભોરો ઇય ન ભાંય જ લોક લડાણું સાથડો. ૮

ભાવાર્થઃ–હે ઉમર મિયાં, તેં તારી પટન–શહેરમાં સફેદ ઉંચા મહેલો અને મજબુત કિલ્લાઓ ચણાવ્યા છે અને તેમાં નિશ્ચિંત રહીને તું આરામ ભોગવવા ઇચ્છે છે; પણ અમારા ઉપર તું દેશપતિ, અમારો રક્ષક છતાં રોષિત થઇને અમારા ઘાસથી ઢાંકેલાં ઝુંપડાં તું નિભાવતો નથી, તે ન્યાય પુરઃસર નથી. જે પોતાના મહેલોમાં રહી આરામ ભોગવવા માગતો હોય તેણે બીજાઓનાં ઝુંપડાંઓના નિવાસરૂપ આરામને છીનવી લેવો એ યોગ્ય નથી. ભોળા રાજા, તું એમ સમ-

જતો નથી કે, આ જગતના તમામ લોકો (જેમાં મારો પણ સમાવેશ થઇ જાય છે તે) માત્ર એક વટેમાર્ગુઓ–મુસાફરીનો સંઘ-કાફલો છે, કે જે એક સ્થાને બેસી રહેવાનો નથી. જ્યારે તે કાફલો વટાઈ જાશે ત્યારે તારા આ મહેલો કે જેમાં તેં હજારો કારીગરોને રોકીને જાળી, બારીઓ ગોખ વગેરે નકશી કામો કરાવ્યાં છે તે તને બિલકુલ કામ નથી આવવાના." ઉમર કાંઈ બોલે તે પહેલાં મારઇએ તેના સવાલનો અધુરો રહેલો જવાબ આપતાં કહ્યું.—

બેત

"ઉમર અદલાયું છોકરે, તું ચડી વિઠો ખટ,
ઇંધે અઝરાયલ ઓચિંધો, જિય વટિય મિઝા વટ.
હી ભાજારૂં ને હટ, સે સાથ ન હલંધે સુમરા. ૯

ભાવાર્થઃ–હે ઉમર સુમરા, તું તારી પ્રજા–અમ ઉપર આવા જુલ્મો શા માટે કરે છે? તું મોટો બાદશાહ હોઇને ઉંચા ખટ—તખ્ત અથવા પલંગ ઉપર ચડી બેઠો છે; તેથી તું પોતાને, ઉપરી સતાના ભયથી મુક્ત સમજે છે કે? પણ યાદ રાખ કે અઝરાયલ—મોતનો ફિરસ્તો—યમદૂત ઓચિંતો આવશે; અને જેમ માટીની વાડકી—કોડીઆમાંથી ઉંદર અચાનક આવી વાટ ઉપાડી લઈ જાય છે અને દીવાનું આયુષ્ય પુરૂં થાય છે, તેમ એક ક્ષણમાં તારી જીંદગી ખતમ થશે. ત્યારે તું જેને માટે મગરૂરી ધરાવે છે તે તારાં બઝારો અને હાટ તારી સાથે આવશે નહિજ. હે સુમરા સરદાર, તું તેનો કાંઈ ખ્યાલ કર.

મારઇ અસાધારણ જોસથી બોલતી હતી. ઉમર પોતાનો બચાવ કરવાને ન્યાયને રસ્તે અશક્ત હતો; તોપણ વચ્ચે કાંઈ બોલવાને તેણે પોતાના હોઠ ખોલ્યા. તેને હાથની ઇશારતથી જાણે હુકમ કરતી હોય તેમ અટકાવીને મારઇએ બોલવાનું ચાલુ રાખ્યું.—

બેત

ઉમર અધા નાય મરઝા, તું પાંહિંજો પાણ પરૂડ.
હી મિટી સંધ્યું મેડિયું, સે ધુબી થીન્યું ધૂડ;
સચ્ચ તુરઁધે સાયમી. તડે કડાં વેંધો કૂડ,
(તોકે) કેડી પિઇ જરૂર, જુકો સરા ન પુછેં સુમરા. ૧૦

ભાવાર્થઃ-હે મારા વડિલ ભાઇ ઉમર, આવી રીતે રાજાને પોતાની પ્રજાપર જુલ્મો કરવાની ધર્મશાસ્ત્રોમાં—આજ્ઞા નથી; પરંતુ મનાઈ છે તેમ છતાં તું પોતાનું પોતાપણું—બાદશાહી ખાનદાન વગેરે—જો અને તેને સમજ. આ તારી માટીની મેડિયો અને મેહેલો ખડખડીની અંતે ધૂળમાં જમીન દોસ્ત થશે. છેવટે પવિત્ર ઇશ્વર સમિપ અદલના કાંટામાં સત્ય તોળાશે ત્યારે તારૂં આ જુઠાણું કયાં જશે અને કઈ જગામાં સંતાશે ? તને એવી શી જરૂર યા આફત પડી છે. કે તું શરેહ–ધર્મશાસ્ત્રને પૂછતો નથી, તેનાં ફરમાનોનું એક રાજા–પાદશાહ થઇને ઉલ્લંઘન કરે છે ?

"અય હશીના" ઉમરે હસવાનો ડોળ કરીને કહ્યું. "તારી બોલવાની ઉત્તમ છટાથી હું ખુશ થયો છું; અને ઇન્સાફની રીતે જોતાં તારૂં બોલવું વાજબી પણ છે. તેમ છતાં મારે તને સમજાવવું જોઇએ કે, હું કાંઈ કાઝી કે મોલવી નથી, જે શરેહની દરેકે દરેક આજ્ઞાને ગોખી રાખી તે પ્રમાણે અમલ કરૂં. મેં ધર્મશાસ્ત્રોનો ખાસ અભ્યાસ કર્યો નથી, તેથી તેની વિશેષ માહિતી પણ ધરાવતો નથી. તેમ તેની મને ખુદને એટલી જરૂર પણ નથી. હું તો માત્ર તને એટલુંજ કહું છું કે, તું મારી માગણી—પ્રેમનો સ્વીકાર કરઃ અને મારા રાજ્ય વૈભવોથી વિભુષિત થા."

ઉમરે પોતાનાં વચનોમાં ધર્મશાસ્ત્રની અજ્ઞાનતાજ બતાવી નહિ; પણ તે સાથે તેના પ્રત્યે બેદરકારી બતાવી. બલ્કે તેનો અનાદર કર્યો, તેથી મારઈ સક્રોધ બોલી કે—

**બેત**

"શરા નપુછે સુમરા, તો કે ખબરનાંય ખરી,
ઠેલબેં ઉત ઠાઉંકા, જિત ઉપટાંધી ધરી.
પોય ગોત જ કાગરી, તથિયેં સમાનું સુમરા." ૧૧

ભાવાર્થઃ-હે સુમરા સરદાર, જો તને ધર્મશાસ્ત્રની ખરી માહિતી નથી, તો તે જાણનારાઓને તું શા માટે પુછીને માહિતગાર થતો નથી ? કેમકે તેમ નહિ કરે તો કયામતને દિવસે ઈન્સાફ થઇને જયારે

ધર્મના રક્ષક રાજાઓ માટે બેહસ્તનો દરવાજો ખુલ્લશે ત્યારે નક્કી તું ધક્કા ખાઇને પાછો ઠેલાઇશ. અર્થાત્ એક રાજા તરિકે તારા આ ઝાલિમ કૃત્યો માટે તને સ્વર્ગના દરવાજામાં ન પેસવા દેતાં, દોઝખ તરફ હાંકી કહાડવામાં આવશે. તેના માટે તું તારા બચાવની કોઈ બારી શોધી રાખજે, કે જેથી તું બીજા ધર્માત્મા રાજાઓની સમાન બેહસ્તનો અધિકારી થઈ શકે.

મારઇના સત્ય દલિલોવાળા સંભાષણથી ખરેખર ઉમર હાર્યો હતો, તેમ વખત પણ છેક બપોરનો થવા આવ્યો હતો, તેથી તેણે કહ્યું કે,–" મારઇ, ખુદા રહેમાન રહીમ છે. તે મારા ગુન્હાઓ માફ કરશે. તું ખુશીથી મારી પટરાણી થા અને આ મારા ચળકતા મહેલોને તારા તેજસ્વી નૂરથી વધારે રોશન બનાવ; અને તું તારા જંગલી વહાલાં અને વતનના પ્રેમમાં દિવાની થઇ ગયેલી છે; તેથી મારા ખરા પ્રેમ અને રાજયવૈભવની કદર કરી શકતી નથી. હાલ તારૂં મન અસ્થિર છે માટે હજુ હું તને વિચાર કરવાની તક આપું છું; પરંતુ એટલું તારે યાદ રાખવું કે મારો પ્રેમ કબુલ કરવા સિવાય તારો છૂટકો નથી." એમ કહી ઉમર જવા માટે પલંગથી નીચો ઉતર્યો.

મારઇ જેવી સદ્દગુણી, હિંમતવાન અને ચતુર સ્ત્રીએ આ થોડા પરિચયથી જામ ઉમરનું માપ કાઢી લીધું હતું. તેમ તેના સૌમ્ય ચહેરા પરથી તે એટલું તો ચોક્કસ સમજી હતી કે, આ માણસ જુલ્મગાર ન જ થવો જોઇએ. આ જ કારણથી તેણે ઉમરની બીક છોડી ને જેવો તે જવા તૈયાર થયો કે તરત જ પોતાના તીવ્ર સ્વરથી તેને બરાબર સંભળાય તેમ કહ્યું:—

" અય " રાજ્યલક્ષ્મીના મદમાં ઉન્મત્ત થયેલા સરદાર, તારી મનકામના ઇશ્વરની ઇચ્છા અને આજ્ઞાથી વિરૂદ્ધ છે, તેથી તારી આશા અફળ છે. મેં તને શરૂઆતમાં જ કહી દીધું છે કે, ' હું તારાથી માત્ર એક જ વસ્તુની આશા રાખું છું અને તે વસ્તુ "મુક્તિ, મલીર જવાની રજા ' છે. તેની તારી પાસેથી ભિક્ષા મેળવવામાં જો હું નિષ્ફળ થઇશ તો તારા જુલ્મથી બચવા માટે મોત મારો

મદદગાર થશે; અને તેની સાથેનો આનંદદાયક અને મુક્તિદાયક ભેટો થવામાં મને તારી મદદની કશી પણ જરૂર નહિ પડે."

મારુઈના છેલ્લા શબ્દો પૂર્ણ થાય તે પહેલાં ઉમરે ચાલવા માંડયું હતું. લગભગ ઓરડાનો દરવાજો તે છોડી ગયો હતો. તો પણ તે મારુઈના શબ્દોનો મર્માર્થ બરાબર સમજ્યો હતો. તેને ધાસ્તી લાગી કે: "રખેને મારુઈ આપઘાત કરે." તેણે પેલી દાસીને પોતાની પાછળ આવવાની ઇશારત કરી. થોડી વાર પછી પેલી દાસી ખાણાંનો ખૂમચો લઇ આવી. તેમાંથી કાંઇએ ન લેતાં મારુઇએ પ્રથમની માફક થોડું પાણી પીધું. તેને બે દિવસનો અપવાસ હતો. તે વાત યાદ આપી દાસીએ ખાવા માટે બહુ આગ્રહ કર્યો ત્યારે 'મને ભૂખ નથી. ભૂખ લાગશે ત્યારે હું ખાવાનું માગીશ." એટલો જ તેને જવાબ મળ્યો.

એટલામાં એક નાઝરે મારુઈ સમીપ આવી અદબથી ઉભા રહી કહ્યું કે, "સુંદરી, તું આપઘાત ન કરે તેટલા માટે આ વસ્તુઓ (લોઢાની હાથકડી અને નાજુક બેડીઓ બતાવીને) વડે તારા હાથ-પગને કબજે રાખવાનું જામ ઉમરનું અમને ફરમાન છે અને તે તારા જેવી એક નાજનીન પર બજાવવાને હું દિલગીર છું.

"એ પણ તારા માલિકનો એક ઉપકાર જ થશે." એમ કહી મારુઇએ પ્રથમ પગમાં પહેરવાની ઝંઝીરો પોતાના હાથમાં લઈ પહેરી અને પછી હાથકડી નાંખવા તે ગુલામ તરફ પોતાના બંને નાજુક અને સફેદ હાથ લાંબા કર્યા, જાણે પોતાના કાળા રંગના હાથ અડવાથી મારુઇના કર પર કાળો ડાઘ પડી જશે એમ ડરતો હોય તેમ તેને અડયા વિના ખોજાએ હાથ કડી નાખી અને પકડથી તેની ચાવી દાબી. હવે મારુઈ ખરેખરી ઉમર સુમરાની બંદીવાન થઈ. આ દેખાવથી પેલો કાળો હબશી ગુલામ અને દાસી બંને શરમીદાં થયાં. પણ ફરજ પાસે તેઓ લાચાર હતા.

મારુઇને જંજીરો પહેરાવીને પેલો નામર્દ ગુલામ બહાર ચટાઇ પર જઇ બેઠો; અને બાંદી પોતે લાવેલા ખાણાનાં વાસણો લઇ ચાલતી થઇ. મારુઇ એકલા પડી. એકાંતમાં વિચારોની ઘટમાલ

વિશેષ રૂપે વહન કરે છે તે પ્રમાણે મારઇને અનેક વિચારો આવવા લાગ્યા. પ્રથમ તેને પોતાનું વતન-મલીર યાદ આવ્યું. તે પછી પોતાની નિરાધાર માતા. પોતાનો વહાલો પતિ ખેતસિંહ અને પોતાની પ્યારી સખીઓ વગેરે અનુક્રમે યાદ આવવા લાગ્યાં. વળી તેને એમ પણ વિચાર આવ્યો કે, "ઉમર મને ઉપાડી લાવ્યો તે વિષે મલીરના જંગલી લોકો શી વાતો કરતા હશે ? શું તેઓ એમ અનુમાન કરતા હશે કે, મારઇ રાજ્ય વૈભવમાં લોભાઇને પોતાનાં વહાલાંઓને ભૂલી ગઇ ? ના, ના, તેમને એમ અનુમાન કરવાનું કશું કારણ નથી. ઉમરે મને કેવા છળથી ઉપાડી તે મારી સહિયરોએ સૌને કહ્યું હશે; અને હું પ્રાણાંત સુધી પણ ઉમરની ઇચ્છાને આધીન નહિ જ થાઉં. જો કે દૈવ મારાથી પ્રતિકુળ છે; તોપણ સંયોગો જોતાં સતિત્વનો નાશ થવા સંભવ નથી અને તેવો વખત ઘણે ભાગે આવશે પણ નહિ. જેવો મને ભય હતો તેવો ઉમર જુલ્મગાર કે નિષ્ઠુર પુરૂષ દેખાવ પરથી જણાતો નથી તેમ ઇશ્વર મદદગાર છે. મેં અનેક વાર્તાઓમાં સાંભળ્યું છે કે, સ્ત્રીઓની સતીત્વની રક્ષામાં પરમેશ્વર સહાયતા આપે છે.

આવા ખ્યાલો ઘણા વખત સુધી કરતાં કરતાં આખરે મારઈ નિદ્રાવશ થઇ ગઇ. ઉમરે પોતાના મહેલમાં જઇ બપોરનું ખાણું લીધું અને ત્યાર બાદ આરામ લેવાની ઇચ્છાથી એક નરમ બિછાના ઉપર પડ્યો. પરંતુ નીતિકારોના કથન મુજબ ઉમર હાલ જેવી સ્થિતિમાં હતો, તેવા પુરૂષો પર નિદ્રા દેવી ઓછી કૃપા કરે છે. ઉમરનું લક્ષ્ય સ્થાન હાલ મારઇ સિવાયનું બીજું ન હોતું. તેણે વિચાર્યું કે,–" ખરેખર, મારઇ જેમ ખુબસુરતીમાં એક પરી સમાન છે, તેમ સતીત્વની રક્ષા માટે પણ તેના વિચારો પર્વત સમાન અચલ છે. હું ગમે તેવો સત્તાવાન હોવા છતાં તેની સમિપમાં જતાં મારી સત્તાનો દોર ભૂલી જાઉં છું. તેની આવી દ્રઢ પ્રતિજ્ઞા જોઇ તરત તેને માન સહિત મલીર મોકલી દેવાની મારી ઇચ્છા થાય છે, પણ તેમ કરવામાં શું લોકો મને બાયલો કે હિચકારો નહિ ગણે ? ના, ના, તેમ થવાને કશું કારણ નથી. હું કાંઇ જુલ્મ ગુજારવા માટે

મારઇને હરી લાવ્યો નથી; પરંતુ તે ગામડાની સ્ત્રી મારા રાજ્ય વૈભવથી લોભાઇને જો ખુશીથી કબુલ કરશે તો હું તેની સાથે લગ્ન કરીશ, એ જ મારી મૂળ ધારણા હતી; તે જ વાત ઉપર હું ચુસ્ત છું. ખરેખર મારઈ એ કહ્યું તેમ, જુલ્મગાર રાજાઓ માટે બેહસ્તનો દરવાજો બંધ છે. તો શા માટે થોડાક આનંદને માટે બેહસ્તનું કિમતી સુખ ગુમાવી આ દુનિયામાં પણ અકારા થવું જોઇએ ? મારઇને છોડી દેવાથી શાણા લોકો મારી બગદાઇ કરવાને બદલે; ઔર તારીફ કરશે...પણ હજુ મારઇને સમજાવવી અને લલચાવવી તો ખરી; કદાચ થોડાક દિવસ જતાં રાજ્ય વૈભવથી તે મારા પર ખુશ થાય પણ ખરી; કેમકે સ્ત્રી જાતિના સ્વભાવને કોઈ જાણી શકતું નથી." એવા એવા અનેક ખ્યાલોમાં ઉમરનો આરામનો વખત પુરો થયો; એટલે તે ન્હાઈ પોશાક પહેરીને કચેરીમાં ગયો અને રાજ્ય કાજના વિચારોએ કેટલાક વખત સુધી મારઇનું સ્થાન લીધું.

હવે પેલા ખેતસિંહના બહારવટીઆ કાફલાએ મલીરથી રવાના થઇ, પારકરના સૂબાનો ખજાનો લુંટયો; તથા રાત્રે ઉંઘમાં પડેલો સુબો શેખ અબ્દુલ રઝાક જે ઉમરનો બનેવી થતો હતો, તેના અંગરક્ષકોમાંના કેટલાકને જખ્મી કરી તથા કેટલાકને બાંધી તેમનાં હથીઆરો ઝૂંટવી લઇને સુબાના મહેલમાં દાખલ થઈ તેને ઘેરી લીધો અને ખુદ ખેતસિંહ સુબાની છાતી પર ચડી બેઠો. સુબાએ જાગી પોતાના સિપાઇઓને બૂમ પાડી એટલે ખેતસિંહે તેની છાતી પર બેઠે બેઠે કહ્યું કે:—

" અય સરદાર, તું ગભરાઇશ મા. અમે તારૂં લોહી રેડવા નથી આવ્યા; પણ જામ ઉમરને અમારો મુદ્દામ સંદેશો પહોંચાડવા તને દૂત તરીકે પસંદ કર્યો છે, તેથી તું ઉમરકોટ જઈ ઉમર જામને કહેજે કે,—

" જેની સ્ત્રી મારઇને તું એક હીચકારા નામર્દની પેઠે ચોરીથી હરી લાવ્યો છે, તેણે જ તારો પારકરનો ખજાનો હાઝતમંદોની ખેરાત માટે લૂંટી લીધો છે. વિશેષમાં જે અજમાયશ તારા આ બનેવી પર કરી છે, તે ખુદ તારા પર જ કરવી મુનાસબ હતી; પરંતુ અમે

ગામડીઆ લોકો રાજાને ઇશ્વરનો પ્રતિનિધિ સમજી તેને માન આપીએ છીએ, તેથી અમારા બળ અને શૌર્યની અજમાયશ ખુદ તારા શરીર પર ન કરતાં બીજે કરી છે. કદાચ તું એમ કહીશ કે "મારી પાસે મોટું લશ્કર અને પુષ્કળ હથિયારો છે, તે વડે હું તમને જેર કરીશ." પરન્તુ તે વાત બનવા જોગ બલ્કે ખરી છતાં, તારે યાદ રાખવું કે "અમે થોડા છતાં જીવવાની આશા છોડી, ઘેરથી કેસરીઆં કરી, ઘોડાના હન્ના ( જીન )માં આફણ બાંધીને નીકળ્યા છીએ અને મોતને અમારો જાની દોસ્ત બનાવ્યો છે. તેના મુકાબલામાં તારા પેટભરા ભાડુતી સીપાઇઓ કેટલું કામ કરી શકશે, તેનો તારે પક્કી રીતે ખ્યાલ કરવાનો છે. અલબત એ પણ અમે જાણીએ છીએ કે, તારા બળ સામે અમારી જીંદગીનો નિભાવ થોડો છે; તોપણ જેમ તેં અમારી આબરૂ પર હાથ નાંખ્યો છે; તેમ મોતના ભયથી મુક્ત થયેલા અમે, એક વાર ઓચિંતો છાપો મારી તારી આબરુને ચોક્કસ ધક્કો પહોંચાડી શકીશું. માટે અમારો સંદેશો પહોંચ્યા પછી, આઠપ્રહરની અંદર મારઇને માન અને આબરૂ સાથે મલીર તરફ રવાના કરજે, અર્થાત મલીર જલદી પહોંચાડજે. આ સંદેશાનો તું શો અમલ કરે છે, તે તારે વગર કહે અમે અમારા જાસૂસોથી જાણી શકીશું," વિશેષ અમારા બળની અજમાયશ તરીકે આ નીશાની તને આપી છે. તે ખુદ ઉમરના હાથથી તારા ગળામાંથી નીકળી શકે તો કઢાવજે. જા અમે તને જીવતદાન આપીએ છીએ. "એમ કહી ખેતસિંહે સુબાના ગળામાં એક લોઢાનો તોક વાળેલો એવી રીતે દોઢે બેસાડી દીધો કે જે લુહારોની મદદ સિવાય નાકળી શકે નહિ.

આટલી ક્રિયા કરી ખેતસિંહની બહારવટીઆ ટોળી જેવી ચપળતાથી સુબાના મહેલમાં આવી હતી, તેવી જ બલ્કે તે કરતાં પણ વધારે ચપળતાથી સુબાનો મહેલ તેમજ તે શેહેર છોડી ચાલી ગઇ. જામ ઉમરના બંનેવી શેખ અબ્દુલ રઝાકનો દેખાવ શાંતિના સમયમાં બહુ જ શુરવીર અને પહેલવાન જણાય તેવો હતો, પણ અંદરખાને તેનું અંતઃકરણ ઘણું બીકણ હતું. જેવો પેલા બહારવટીએ

તેના ગળામાં લોઢાનો તોક નાંખ્યો. તેવો જ તે મોતના ભયથી લગભગ બેશુદ્ધ થઈ પડયો, અને એક ઘડી સુધી તો તેણે ભયથી આંખો જ ખોલી નહિ ત્યાર પછી તે શુદ્ધિમાં આવતાં તેને વીતેલી વાત સ્વપ્ન સમાન ભાસવા લાગી, પરંતુ ગળામાંનું વજન તેને યાદ આવતાં તે સ્વપ્નું નહિ પણ ખરેખરો બનાવ હતો એમ તેની ખાત્રી થઇ, એટલે તેણે નોકરને બુમ પાડતાં એકાદ રડયો ખડયો નોકર હાજર થયો. તેની મદદથી તેણે બત્તી વડે જોયું તો ચોકીઆંનોમાંના કેટલાક બાંધેલ અને કેટલાક જખ્મી થઇ પડેલા હતા. તેની સારવાર કરવા બંધન મુકત કરવા માટે હુકમ આપી તે પાછો મહેલમાં ગયો પેલો ગળામાં પહેરાયલો લોઢાનો તોક તેણે લુગડાથી છૂપાવી, પોતાપર રાત્રે ગુજરેલી વાત ગુપ્ત રાખી માત્ર રાતે કોઈ લુંટારાઓ મહેલમાં આવી ખજાનો લુંટી લઈ ગયા છે, એ વાત જાહેર કરી તેની ખબર ખુદ જામ ઉમરને પહોંચાડવા પોતે તરત જ ઉમરકોટ તરફ રવાને થયો. ગળામાંનો લોઢાનો તોક કારીગરોને બોલાવી કહાડી નાંખવા પ્રથમ તેનો ઇરાદો થયો; પણ ફજેતી થવાની તથા તેમના હુકમનો અનાદર કરવાથી વખતે બહારવટીઆ રસ્તામાં આવી તેનું ખૂન કરી નાખે. એવી ધાસ્તીથી તેણે પોતાને મળેલી આજ્ઞા અક્ષરે અક્ષર પાળવા નિશ્ચય કર્યો. તથા આ મોટી આફતમાંથી તે જીવતો બચ્યો તે માટે તે ખુદાના શુક્ર ગુઝારવા લાગ્યો.

મારઇને ઉમરકોટમાં આવ્યા ને આજ ચાર દિવસ થયા હતા. આજે ઉમર જામ બપોરના ખાણા પછી તેની મુલાકાતે આવનાર હતો; કેમકે વચ્ચે એક દિવસ કામકાજને લીધે તે આવી શકયો નહોતો. તોપણ વારંવાર તે દાસી મારફત તેની ખબર પૂછાવતો; મારઈએ ચાર દિવસથી બિલકુલ ખોરાક લીધો નહોતો. માત્ર તે પાણી ઉપર જ પોતાનું જીવન ટકાવી રહી હતી, દાસી તેને જમવા માટે બહુ આજીજી કરતી અને જામ ઉમર તરફથી આગ્રહપૂર્વક કહેવામાં આવ્યું છે, એમ જણાવતી, પણ કોણ જાણે શા ખ્યાલથી મારઇ એક કોળીઓ પણ મુખમાં લેતી નહિ; તેથી તેના શરીરમાં અશક્તિ બહૂ જ આવી ગઇ હતી તો પણ તેની સુંદર કાંતિમાં જાણવા જોગ ફેરફાર થયો નહોતો.

હબસી ખોજો અને દાસી તેના ઓરડાની બહાર તેના ઉપર દેખરેખ રાખી બેઠાં છે; અને મારઇ પોતાના ઓરડામાં એકલી બેઠે બેઠે પોતાની વર્તમાન સ્થિતિનો વિચાર અને ભવિષ્યનું ચિંતન કરવા લાગી. તેણે ચોક્કસ માન્યું કે, 'ઉમર ને માટે તેને જેવો ભય હતો તેવો તે ક્રૂર કે નિષ્ઠુર પુરૂષ તો નથી જ. તેના હૃદયમાં કાંઇક સજ્જનતાનો અંશ દેખાય છે; તેથી તે અંતે મને મલીર જવાની રજા આપશે જ. પરંતુ કદાચ દૈવ પ્રતિકુળ થાય, ને મારા સતિત્વનો નાશ થવાનો વખત આવે તો મારે આપઘાત કરવાની જરૂર પડે તેને માટે મારે હાલથી જ તૈયાર થઇ રહેવું જોઇએ. પણ મારા હાથ પગોને જંજીરોથી જકડી લેવામાં આવ્યા છે, તેથી હું કદી બારીએથી પડતું મૂકી શકું તેમ નથીઃ તેમ વળી મારા હાથ બંધનમાં હોવાથી કોઇ વસ્તુ વડે ગળે ફાંસો ખાઇને પણ મરાય તેમ પણ નથી. તેમ ઝેર જેવી વસ્તુ તો મળે જ ક્યાંથી ? લોકો કહે છે કે, 'અન્ન વિના માણસના પ્રાણ રહી શકતા નથી;' જેથી મેં તો બે ચાર દિવસોથી ખોરાક માત્ર પણ લીધો નથી છતાં હું જીવું છું; પણ કદાચ હજુ બે ચાર દિવસ વિના અન્ને જીવીશ એમ મને લાગે છે. તો હવે શી રીતે સતિત્વ રક્ષા માટે પ્રાણાર્પણ કરી શકાય ?" એમ કહી તે થોડો વખત સ્તબ્ધ રહી વિચાર કરવા લાગી. એટલામાં તેણે માથા તરફ હાથ ઉંચા કર્યાથી હાથની બેડીઓના આડા ખીલાઓનો છેડો તેના કપાળ પર લાગ્યો. તેથી તેના આખા શરીરમાંથી ધ્રુજા-દુખાવાની ઝણઝણાટી નીકળી ગઇ. આ બનાવથી તેને જરા ધ્રુજા થઈ તે બિલકુલ જોવામાં ન આવી અને તેના શરીરમાં ઓર જોર આવ્યું. તેને ઓચિંતું કાંઇ યાદ આવ્યું હોય તેમ તે ખુશી થઇને મનમાં બોલી કે; ફિકર નહિ. મારા મેહેરબાન ઉમર જામે આપઘાત કરવાનું સાધન તો મારા કર ભૂષણ તરીકે જ મને પહેરાવ્યું છે. ખુદા રહીમાન રહીમ છે. તેજ હાઝતમંદોની હર હાલે તેની હાઝતો પુરી પાડે છે. એ પણ ખુદા અને આ સરદાર .જામ ઉમરનો એક રીતે મારા પર અહેશાન સમજીશ. મેં સાંભળ્યું છે કે માથાની ખોપરી ફૂટી જવાથી માણસનું એકદમ મૃત્યુ થાય છે. માટે આ લોઢાની

બંને હાથકડીઓ માથામાં મારવાથી મોતનો ફિરસ્તો આવી મારા સતિત્વનો રક્ષણ કર્તા થશે" આ વિચારથી તેને બહુ સંતોષ ઉપજ્યો. તે નિશ્ચિત થઈ એટલે નિંદ્રા એ તેને ઘેરી લીધી; તેથી તે ચડાઇ પર જ ઘોરવા લાગી. અને હર્ષ શોક મિશ્રિત સ્વપ્નાંઓ વાળી નિંદ્રા સહિત તેણે દિવસનો થોડો ભાગ અને રાત્રિ પસાર કરી. રાતે પણ પેલી દાસી તેના માટે ખાવાનું લાવી હતી; પણ તેમાંના કશા પદાર્થને તેણે હાથ સુદ્ધાં અડાડયો નહિ.

જામ ઉમર બપોરનું ખાણું લેવાને દસ્તરખાના પર બેસતો હતો તેવામાં દરવાને તેને ખબર આપી કે–પારકરના સુબા શેખ અબ્દુલ-રઝાક સાહેબ આપની તાકીદે મુલાકાત લેવા ઇચ્છે છે. ઉમરે તરત તેને પોતાની પાસે બોલાવ્યો; એટલે તે દરવાનની સાથે અંદર આવ્યો. પરસ્પર તાઝિમ તનાજો થયા બાદ જામ ઉમરે તેને પોતાની સાથે જમવા બેસાડયો. જમતાં જમતાં ઉમર કેટલોક વાદવિનોદ કરતા, અને શેખ સાહેબ તેનો પરાણે ઉત્તર આપતા હતા. શેખ સાહેબ અમીરી દેખાવના હોઈને શરીરે બહુ જાડા હતા. તેમ વળી બીજા અવયવો કરતાં તેમનું પેટ વધારે ફૂલેલું હતું. આવા શરીરથી તેમને ચાલવાની બહુ તકલીફ પડતી; અને સહજમાં દમ ભરાઈ આવતો. તેમ શેખ સાહેબ સ્વભાવે ઘણા શંકાશીલ બલ્કે બીકણ હતા. હમણાં પણ જાણે તેઓ કાંઇ ભયમાં હોય તેમ દેખાતા હતા, તેથી તેઓ દરેક દિશામાં તીવ્ર દષ્ટિથી જોતા હતા. ઉમરના તે પ્રિય સંબંધી–બનેવી થતા હતા તેથી તેણે હાસ્યમાં કહ્યું કે, શેખ સાહેબ, તમે કાંઈ ઘણા બીનેલા જણાઓ છો. શું તમને રસ્તામાં કોઈ લૂંટારાઓએ સતાવ્યા છે ? આ જંગલ નથી પણ મારો મેહેલ છે. અને તેની નીચે હથિયારબંધ રક્ષકોની સેના બેઠી છે; છતાં તમે કેમ ડરો છો ?" તેના જવાબમાં શેખ સાહેબે કહ્યું કે, "ખાણા પછી તેનો ખુલાશો થશે."

ખાણા બાદ બંને જણા બીજા ઓરડામાં ગયા. રાજ્યકાજની મસલતના નિયમ પ્રમાણે ઉમરે દરવાનને હુકમ આપ્યો કે "હું બો-લાવું નહિ ત્યાં સુધી કોઇને મારા હુકમ સિવાય અંદર આવવા ન દેવો." ત્યાર બાદ પોતે તદ્દન એકાંતમાં જઈ બેઠા. પછી શેખે

બહારવટીઆ ખેતસિંહનો કહેલ સંદેશો વિગતવાર અને અક્ષરે અક્ષર કહી સંભળાવ્યો; તથા પોતાના ગળામાંનો તોક પણ બતાવ્યો. તેનું વજન ખાસા ૩૫ શેરથી કમ નહોતું તેમ તેના છેડા ચાર ચાર તસુ હોઢે ચડેલા હતા. તે જોઈ ઉમર મનમાં તો ખિન્ન થયો તોપણ ઉપરથી હસવાનો ડોળ કરી તેણે શેખને કહ્યું કે:—" બહારવટીઆએ તમને ઈનામ તો અચ્છું આપ્યું." શેખે તેને તેવાજ ભાવથી હસીને કહ્યું કે:—" એ બધો પ્રતાપ આપનો જ છે ને !"

કેટલોક વખત સુધી વાતચીત કર્યાં પછી તે બંને જણા એવા નિશ્ચય ઉપર આવ્યા કે, " મારઈને માનસહિત પાછી તેના વતન મલીર તરફ મોકલાવી દેવી એ જ ઉત્તમ છે. કેમકે તેને રાખવામાં અથવા તેના પર જબરાઇના ઉપાય કામે લગાડવાથી પ્રજામાં અસંતોષ જાગશે. ધર્મશાસ્ત્રનું ઉલ્લંઘન થશે અને વખતે બહારવટીઆ પણ કંઈ મોટું નુકશાન કરી નાખે એ પણ બનવાજોગ છે. જેણે મોતની બીક છોડી છે તે ધારે તે કરી શકે છે.' આવો નિશ્ચય કરીને તે બંને ઉઠયા. ઉમરે ખાનગી રીતે શેખના ગળામાંનો તોક કારીગરોથી કઢાવવા હુકમ આપ્યો. અને પોશાક પહેરી પોતે મારઇ તરફ જવા નીકળ્યો.

મારઇએ રાત્રિનો વખત સ્વપ્નમિશ્રિત અર્ધનિંદ્રામાંથી પસાર કર્યો હતો. સવારે તે જરા વહેલી જાગી હતી. તેનાં રાત્રીનાં સ્વપ્નાં બહુધા પોતાના વતન-મલીર અને વહાલાંઓ સંબંધીનાં જ હતાં. જો કે શરીર શક્તિમાં તે બે અપવાસોને લીધે ગઈ કાલ કરતાં પણ આજે વધારે અશક્ત હતી; તોપણ તેનું મન વધારે બળવાન જણાતું હતું. સવારના ભાગમાં દાસી નાસ્તો લાવી હતી તેનો પણ તેણે ઉપભોગ કર્યો નહિ. માત્ર પાણીવડે મોઢું ધોઇ એક કોગળો કર્યો. દાસીએ તેને જમવા માટે બહુ આગ્રહ અને આજીજી કરી; પણ તેણે " મને ભૂખ નથી " એટલો જ ઉત્તર આપ્યો. બપોરના ખાણાની પણ એ જ વ્યવસ્થા થઇ.

બપોર થઇ ગયા હતા. મારઇ સવારથી જ પ્રતિક્ષણે ઉમરના આવવાની રાહ જોતી હતી અને હજૂ તે કેમ ન આવ્યો તેનો

વિચાર કરતી હતી. એટલામાં કોઈનાં પગલાં સંભળાયાં એટલે દરવાજા પર બેઠેલો ખોજો અદબથી ઉઠી ઉભો થયો, આ પરથી મારઇએ ઉમરના આવવાનું ખરૂં અનુમાન કર્યું, ખોજાએ નમીને કુર્નિશ બજાવી તે સાથે જ ઉમર મારઇના ઓરડામાં આવ્યો. મારઇએ પણ તેને ગઈ કાલ પ્રમાણે ઉભા થઇને તેની અદબ બજાવી, મારઇને હાથકડી અને પગની બેડીઓ જોવાથી ઉમરને કંઇક વિચિત્ર ભાવ ઉત્પન્ન થયો. પોતે જાણે મનમાં ખિન્ન થયો હોય તેવો ભાવ બતાવી તરત તે કહાડી નાંખવા ખોજાને હુકમ આપ્યો અને તેણે તુરત બજાવ્યો.

તે વખતે મારઇએ કહ્યું "હઝુર મને મારી પર આવી પડેલી આફતના મુકાબલામાં આ તમારી જંજીરો કંઇ વધારે દુઃખરૂપ જણાતી નથી. શા માટે તમે નાઝરને તકલીફમાં નાંખો છો? આ આપની બક્ષેલ જંજીરો પહેર્યા છતાં હું તમારી સાથે ઘણી ખુશીથી વાતચિત કરી શકીશ. મને જરા પણ કલેશ થતો નથી."

ઉમરે ઝંખવાણા પડતાં કહ્યું "મારઇ તારા જેવી એક ખુબ-સુરત પરીને વગર વાંકે લોઢાની જંજીરો પહેરાવવાની આજ્ઞા આપવા માટે હું ગુન્હેગાર છું; પરંતુ તારા પ્રાણના રક્ષણને માટે મને તેની જરૂર જણાઇ હતી. મને ક્ષમા કરજે. હવે કહે તારી રાત્રિ કેવી પસાર થઈ હતી અને તેં તારા નિશ્ચયમાં કાંઇ ફેરફાર કર્યો છે કે નહિ?"

"બાદશાહ; મને રાત્રે ઠીક નિદ્રા આવી હતી." મારઈએ સત્યતાથી કહ્યું. "જો કે રાત્રિની નિદ્રામાં સ્વપ્નાં ઘણાં આવ્યાં તોપણ નિદ્રાથી કાંઇક શાંતિ મળી ખરી. અને મારા વિચારો માટે આપ પુછતા હો તો હું તેથી એક ઇંચ બલ્કે એક અણુએ હઠી નથી. મૂલ મંત્ર મુક્તિ યા મોત પર હું મુસ્તકીમ છું."

ઉમર—મારઈ તારા મલીરમાં શું શું ખુબી, સુખ અને લિજ્જત છે, કે જેને માટે તું આટલી બધી તલસે છે; તે તો મને સમજાવ.

"અય, મુલ્કના માલિક." મારઈએ અદબથી કહ્યું. "અમ જંગલી લોકોનાં સુખ અને લિજ્જતની ખુબી તારા જેવા બાદશાહને સમજાય તેવી નથી. તોપણ તારી ઇચ્છા છે તો સાંભળઃ—

**બેત.**

થર થુવર ઘર ઝુંપડા; બાંયણુ જિનીજો બૂ.
વેયણુ જિનીજો સુંઝમેં; ઉ સિંધે ખારા ખૂઅ;
માકું પયેં મલીરમેં; પોય ત્રમણુ લગેં તાત્રૂ.
રાત મુંહિંજો–રૂ–ચુંકે, સુતે સજણુ સંભરેઆ. ૧૨

ભાવાર્થ:–હે ઉમર જામ અમારી થળની ભૂમિમાં કાંટાળા થોર ઘણા હોય છે; પાકાં બાંધેલાં ઘરોને બદલે ઝુંપડાં હોય છે; બળતળ પણ જેમજીનું બૂ છે, બેસવાનું જેનું નિર્જન છે, એવા તે અમારા મુલકના મનુષ્યો ખારા કુવાનો ને સીંચી ખારા પાણી પીએ છે. મલીરમાં ઘણી ઝાકળ પડે છે ત્યારે ઉપર કહેલા થોરના ઝાડની ત્રઇઓદાંડિયોમાંથી ઝાકળના બિંદુઓ ઝરે છે. એવી સ્થીતિમાં રહેતાં મારાં સજ્જનો–વહાલાં મને રાતે સુતાં સુતાં યાદ આવ્યાં હતાં.

વળી– **બેત.**

" થર થુવર ઘર ઝુંપડા, વેડેં મિંઝ વથાણુ,
સાંજી શાહ લતીફ ચે, આઉં ભરી ડીંધી હુઅસિ ભાણુ;
તેં મારૈજી ઉમાણુ...તું સાબદ રખજ સુમરા. ૧૩

ભાવાર્થ:–થળના થોર વાસમાં ઝુંપડાઓનાં ઘર હોય છે અને ચોપાઢો રોના વથાણુ ( ઝાડના પાસે બેસવાનું ) તેવા વેઢાઓમાં હોય છે. એવા પ્રદેશમાં રહેતાં હું મારા વ્હાલા પતિને દરરોજ સાંજે વાળુનું ભાણું ભરી આપતી હતી. એવી નિર્દોષ ગામડિયણુ મારઈની સતિત્વરૂપી અમાનત હે સુમરા ઉમર, તું સાબિત–કાયમ રાખજે.

" એ તો ઠીક " ઉમરે અધીરતાથી કહ્યું. " પણ રાતે તને સ્વપ્નાં કેવાં કેવાં ને શાં શાં આવ્યાં હતાં તે તો કહે. "

ત્યારે મારઇએ નીચે પ્રમાણે પોતાને રાત્રે આવેલ સ્વપ્નાંઓનો ખુલાસો કર્યો.

**બેત**

સોણું લધમ સુંમરા, આંઉ લોઇમેં લેટી,
બંધી પાઇ મદ્રમેં, સે વિલોડિયાં વેઠી;
પખે મેં પેઈ આંઉ, ખીરૂં ડિયાં જોડિયેં. ૧૪

ભાવાર્થઃ–મેં રાત્રે સ્વપ્નું જોયું કે–ખથી–ધાબળીમાં વીંટાયલી મારા વતન મલીરમાં ગઈ છું. છાશની માટલીમાં રવૈઓ નાંખી જાણે બેઠી બેઠી મહી–દહીં વલોવું છું. તેં મને મહેરબાનીથી ધર્મની બહેન કહીને રજા આપી છે તે બાબત હું પખા–ઝુંપડાઓમાં પેસી મારી સહીયરોને વધામણી આપું છું.

વળી– બેત

સોણું લધમ સુંમરા, મું–ખથી ય મેં ખાસો,
વડા મિંય મલીરમેં, થ્યો તડતડ તમાસો;
જાં ફેરિઆં પાસો, ન જુસો ઝંઝીરન મેં. ૧૫

ભાવાર્થઃ–મેં મારી કામળીમાં વીંટળાઈ બહુ જ ઉત્તમ અને કિંમતી સ્વપ્નું જોયું. જાણે મારા વ્હાલા વતન–મલીરમાં વરસાદ વરસે છે, અને તડ નાનાં ડુંગરો પરથી પાણીના વહનને લીધે પ્રત્યેક ડુંગર પર તમાસો જોવાની બહુ જ મજા આવે છે, શરીરને ઘણો ઘણો આનંદ થાય છે. પરંતુ જ્યારે નિદ્રામાં મેં જેવું પાસું ફેરવ્યું કે, મને જણાયું કે મારૂં શરીર જંજીરોમાં ઝકડાયલું છે. અર્થાત જાણ્યું કે હું ઉમર સુમરાની બંદીવાન છું. આ મારૂં સ્વપ્નું મિથ્યા–ભ્રમણ માત્ર છે."

ઉમરે કહ્યું: " મારૂઇ, તારાં વહાલાં અને વતન પ્રત્યે તારો અનહદ પ્રેમ અને લાગણી ઉત્તમ છે; પણ તેની સામી બાજુ આ મારો રાજ્ય વૈભવ તો તું બિલકુલ તપાસતી જ નથી. હું તો તને આગ્રહ પુર્વક કહું છું કે.—

બેત

પેર પટોરા મારૂઇ, તૂં ધાબર લાય ધણાર,
જમવારો જડ્નસેં, હી ખોંભે રંઝંમખાર;
વિઝક વેણ તુંવાર. જિંધ્રુગડ જાંગીડનસેં. ૧૬

ભાવાર્થઃ–હે સુંદરી મારૂઇ, તું આ તારી અળખામણી અને ચીંથરેહાલ ધાબળી છે તે ઉતાર અને અમારા કિંમતી રેશમી વસ્ત્ર–પટોળાં પહેર. તારી જિંદગી જડ ગામડીઆ લોકોની સાથે વીતાડીને, તારો ખોંભા કાંચન જેવો રંગ છે તેને ખરાબ ન કર. તારાં પહેરેલાં કપડાં અને તારા ગમાર ગામડીઆથી તારા શરીરની ખરાબી કરમા. તારા આ

વિખરાયલા અને મુંઝાઇ ગયેલા વાળ તું સુધાર. માથું ઓળ અને અમ જહાંગીરના-લડવૈયા લોકોથી જિંધગડ એટલે અમારી સાથે શરીર સંબંધ કર.

સામાન્ય સ્ત્રીઓ જેવી લાલચથી સહજ લલચાય છે તેનો અંતઃકરણપૂર્વક તિરસ્કાર કરતાં મારઈએ અક્રોધ-શાંતિથી ઉત્તર આપ્યો કેઃ—

### બેત

"ત પટોરા પેરિઆં, જ જાંકી તઇ જિઆં,
મિટી મિટી ગડબી, એંધા કલર ને કિયાં;
(પોય) કારણ ચઇડિઆં, કેડો કુળ ડિઆં મીયણું." ૧૭

ભાવાર્થઃ-હે સુમરા સરદાર, હું તારાં પટોળાં તો પહેરૂં કે જો જાંકી કયામત સુધી જીવું એવી ખાત્રી હોય; પણ તેમ થવાનું નથી. અને અમારા શરીરની માટી જમીનની માટી સાથે મળી જશે. તેને કલર (લુણો) તથા કીડા જંતુઓ ખાશે. ચાર દિવસના જીવન માટે હું શું કરવા મારા પવિત્ર કુળને મેણું આપું? અને દુનિયાના મોઢામાં વાત આવે કે, મારઇ પોતાના કુળાચાર અને પરણેલા પતિને મૂકી રાજ્ય વૈભવ ભોગવવા જામ ઉમરના ઘરમાં બેઠી.

વળી મારઇએ પોતાના વિચારના સમર્થનમાં દૃઢતાથી કહ્યું કેઃ-

### બેત

તોજો પટોરો પંઝેં સોંયજો, મુંઝી લુઈ લીર મલીર,
આંઉં મથો મૂર નવેડિયાં, મર ચગેં પયેસ ચીડ;
પો હેડો હાલ હમીર. આંઉં ગિની વેંધિસ ઘોરમેં. ૧૮

ભાવાર્થઃ-હે સરદાર ઉમર જામ, તું જેની લાલચ મને બતાવે છે તે તારૂં પટોળું કદાચ પાંચસો રૂપિયાથી વધારે કિંમતનું હશે. આ મારી મલીરની લુઇ-ધાબળી લીર-ચીંથરેહાલ છે તોપણ મને પ્રિય છે. તારાં રેશમી વસ્ત્રો તને મુબારક હો. તેમ જ્યાં સુધી હું મલીર નહિ પહોંચું ત્યાં સુધી મુદ્દલ મારૂં માથું ઓળીશ નહિ, ભલે મારી વાળની લટો મેલથી બંધાઈ જાય, ભલે તેમાં ચીડ પડે. એવી જ મારા શરીરની હાલત હું મારા સતિત્વ સાથે મારી ઘોર કબરમાં લઈ જાઇશ.

મારઇના આ જવાબથી ઉમરને ભારે અસર થઇ અને તેણે મારઈને લાલચથી વશ કરવાની આશા તદ્દન છોડી તોપણ તેણે પોતાનો પ્રયત્ન જારી રાખતાં કહ્યું:

બેત

" મેડી ચડ તું મારઇ, સોંન સવેરો પાય,
વિઇ સાંગા મંઝી તેં, સુખે પેર સરાય;
સુમરિઉંજ સભાય, સિકેં તોજી સિલામકે." ૧૯

ભાવાર્થઃ—અરે મારઈ, તું મારી મેડી મહેલ પર ચડી જલદી સોનાનાં ઘરેણાં તારા શરીર પર પહેરી તારા શરીરને શોભાવ. પછી સાંગા માંચી પર બેસી સુખેથી તારા પગને સરાવ—આરામ આપ. અને તું મારી પટ્ટરાણી થતાં મારી બધી સુમરી રાણીઓ તારી સલામની આરજુમંદ રહેશે. અર્થાત હું તને મારી સર્વ રાણીઓમાં સર્વોપરી બનાવીશ.

મારઈ કે જેનો નિશ્ચય પર્વત સમાન અડગ હતો, તેણે સત્ય ભાવથી રાજ્ય વૈભવોને ધિક્કારતાં ઉમરને કહ્યું:—

બેત

" મેડિયું મરક ન અસાંજો, સોન ન સુએ સટ્ટ;
કિય વ્યોં સાંગા મંઝિય તેં, અસીં જારિયેંજા જટ્ટ;
મરકેંતા મલીરતેં, જિત બોરી થિયેતી વસ્સ.
ઉમર તું કીં પસ્સ, સભા ડીં કિયાંમજો." ૨૦

ભાવાર્થઃ—હે સિંધના માલિક જામ ઉમર, મેડીઓ અને રાજ્ય મહેલો એ અમારો મરક—ગર્વ નથી કે જેથી અમે મલકાઇએ. એવી શોભા અને સુંદરતા અમને નથી ખપતી તેમ તે અમારી શોભા પણ નથી. સોનું પહેરવું પણ અમને શોભતું નથી. અમે ઝાડના વેઢાઓમાં વસનારાં જટ્ટ જંગલી લોકો સાંગા માંચી પર પણ કેમ બેસીએ ? અમે અમારી મલીર ભૂમિ ઉપર મલકાઇએ અને તેના ઉપર જ અમારૂં અભિમાન છે. જેના વડે અમે શોભીયે છીએ, જ્યાં પુષ્કળ વરસાદ થાય છે. ત્યાં વરસાદની રૂતુમાં કેટલો આનંદ થતો હશે તેનો તુંજ હે સરદાર વિચાર કરી જો તેટલા માટે જ હે સુમરા ઉમર, તું અમ ગરીબો પર જુલ્મ કરવાનું છોડી દે.

કાલે કયામતનો દિવસ આવશે તેને કાંઇક જો, કાંઇક ખ્યાલ કર અને ઇશ્વરના ઇન્સાફથી ડરી મને છોડી દે જેથી તારી કીર્તિ ગવાશે.

મારઇની દઢતા અને તેણે કરેલી ધર્મની ન્યાય યુક્ત દલિલોથી તેનું મ્હોઢું બંધ થયું હતું. તે શું બોલવું, તેના ખ્યાલમાં હતો. આ સમયનો લાભ લેતાં વળી મારઇ બોલી કે:—

બેત

" અઝાં મીર મદીને મેં, ડિસ તિર્નીજા ડીં,
વહાદત કરે વિઝાંયો, રોજ અસર જો ડીં;
કરભલાજે પિડમેં; મોતિએં વઠા મીં,
પોય કંધ ખણેને કીં, જિત સરા થીંધી સુમરા." ૨૧

ભાવાર્થ:-હે, ધર્મના કાનુનોથી રાજ્ય ચલાવવાને બંધાયલા સરદાર ઉમર જામ, હજુ પણ ધર્મ ક્ષેત્ર-મદીનામાં ધર્મશાસ્ત્ર ઉપર ચાલનારા મીર અમીર અને ઓલિયા પુરૂષો વસે છે. તેમના દિવસોનો તહેવાર તું જો. તેમાંનો કોઇ તારા જેવા ગરીબો પર જુલ્મ કરનારો છે ? બલ્કે હજુ સુધી તારા જેવો જુલ્મગાર ત્યાં નથી જેથી તું તે પવિત્ર પુરૂષોનો ધડો લેતાં શીખ.

કરભલાના મેદાનમાં જ્યાં મોતીઓનો વરસાદ વરસ્યો છે તેવા પવિત્ર સ્થળે જ્યાં શરેહ પ્રમાણે હે સુમરા રાજા, તારો ઇન્સાફ થશે ત્યાં તું કાંધ-માથું કેમ ઉંચુ કરી શકીશ ? ત્યાં તો તું અમારાથી પણ ઉતરતો હઇશ. જ્યાં રાજા અને રંક બધા તેના ઘર પાસે સરખા જ છે.

ઉમરને બોલવાની કોઈ બારી નહોતી. તે દરેક પ્રકારની ઉંચી લાલચોથી મારઇને લલચાવવામાં નિષ્ફળ નિવડયો હતો. તે વાત પડતી મૂકી તેણે જાણ્યું કે હવે વધારે સતાવવું વાજબી નથી એમ ધારી તેણે મારઇને પુછ્યું કે:—

" ભલા મારઈ, તું જેને માટે આટલો બધો ઉંચો પ્રેમભાવ ધરાવે છે તે મલીરના માણસો શી રીતે પોતાનો ગુજારો કરે છે તે તો તું મને કહે."

મારઇએ નિખાલસ ભાવે કહ્યું-" હે રાજ સત્તાધારી પુરૂષ,

તેં મને જેવી લાલચો બતાવી તેવી ત્યાં કાંઇ પણ નથી. ત્યાં ઉંચા મહેલો નથી, પહેરવાનાં રેશમી વસ્ત્રો કે શરીરના શણગારને માટે સોનું કે ઝવાહિરો પણ નથી. તે લોકો પાસે કાંઇ સંપત્તિ કે વૈભવ નથી; તેમ છતાં તેઓ પોતાની હાલતમાં સંતોષી અને સુખી છે. એજ તારી અજાયબીનો વિષય છે. તેઓ કેમ ગુઝર કરે છે તે સાંભળઃ—

બેત

" આણી તેઠી ચાડીં, સે કુશ્થ ડિયાંણીં.
પોરેઆ વઞેં પેટકે, સે સંપત ન સારીં;
પાંખી રધીં પતરી રધીં, વિઠા ધરેં ગુઝારીં,
સજી રાત સૈયધચે, ગુંધર ધરેં ખ્યાતા ગારીં,
ગાલ્યું ઈ ગોઠિયંન જ્યું, ઉમર મુંકે ત્યું મારીંન. ૨૨

ભાવાર્થઃ–ચીચની, માંધ્રાણું, સામો વગેરે ખડ, ધાન્ય–કુશ્થ જેવી લઇઆવે તેવી દરરોજ ચડાવે–રાંધી ખાય છે. તેઓ દરરોજ પેટને માટે પોરી જાય–આખો દિવસ પેટને માટે ભટકે છે. આણેલા ખડ–ધાન્યમાંથી પાંખી–પાતળી રાબ–ઘેંસ રાંધીને પોતાને ઘેર બેઠા બેઠા ગુજારો કરે છે. અને સૈયદ શાહ અબ્દલતીફ કહે છે કે કાલે શું કરશું અથવા કયાં કામે જશું તેના ખ્યાલમાં આખી રાત્રિ ગુંધર ચિંતા. યુક્ત ખ્યાલોથી પસાર કરે છે. તે મારા ગોઠિયા–મારા ગામના લોકોની વાતો મને મારે છે. અર્થાત મને તેઓ યાદ આવે છે. હે સુમરા સરદાર, તેજ મને મારા વતન તરફ ખેંચે છે.

"વાહ તારી કદ્રદાની !" ઉમરે સાનંદાશ્ચર્યયુક્ત ભાવે હસીને કહ્યું. "આવા લોકોના પ્રેમ અને સહવાસને તું ચાહે છે અને એક બાદશાહ જે પુરતા દમામ અને રાજ્ય વૈભવવાળો છે તે પુરુષના પ્રેમનો અનાદર કરે છે તે ઠીક છે. હું શરેહ અને નીતિથી વિરૂદ્ધ વર્તી તારા ઉપર જબરજસ્તી કરવા માગતો નથી; પણ એ તો મને કહે કે હું તને રજા આપું તો તને કેવો આનંદ થાય ?"

ઉમરનાં છેલ્લાં વાકયોથી મારઈને ખરેખરી છૂટકારાની આશા બંધાઇ. તેણે આનંદના આવેશમાં આવીને સત્યભાવે કહ્યું કેઃ–

## બેત

" કિરડ કંકોરેઆ, અય ડેરે મથેજ ડોં,
મોકલ ડિયેં જ મુકેં, ત વિઝાં'પ સેંણેસીં;
ઉત'પ ચોંધિશ ઇય (જ) મુંતે હથ્થ હમ્મીરજો." ૨૩

ભાવાર્થઃ-ઋતુને પ્રાપ્ત થવાથી કિરડ-કેરડાનાં ઝાડ કંકોર્યાં એટલે ફૂલ્યાં છે. આ સમય પૃથ્વીને અને આકાશના મળવાના દોરા-સંધિક્ષિતિજ ઉપર સૂર્ય છે અને તે જલદી આથમી જવાની તૈયારીમાં છે. આવા સમયમાં જો તું મારા ઉપર મહેરબાન થયો હોય અને મને અત્યારે રજા આપે તો હું મારા સેણ-વહાલાંઓ સમિપ જઇ પહોંચું. ત્યાં જઇને પણ હું મારા સજ્જનોને એમ કહીશ કે, 'મારા પર સુમરા ઉમર હમીરનો હાથ છે અને તેનો મારા પર મોટો ઉપકાર થયો છે. મારા માથા પર ઉમર જામે હાથ મુકી-ફેરવી મને પોતાની ધર્મની બહેન કરી છે, તેથી ત્યાં પણ તારી ખાનદાની અને સજ્જનતાની તારીફ થશે.

ઉમરે હવે મારઇને પોતાની મહોરદાર રાણી બનાવવાની આશા તદ્દન છોડી હતી. તેનાં અનેક કારણો વાંચનાર જાણે છે. તેણે માન સહિત મારઇને મલીર પાછી મોકલી દેવાનો પોતાનો અંતઃકરણપૂર્વકનો ઇરાદો જાહેર કરતાં તેના શીલ સતિત્વ રક્ષણની પ્રશંસા કરતાં કહ્યું કેઃ—

" મારઈ, હું તારા પર પ્રસન્ન થયો છું. તારા જેવી સત્ય પ્રતિજ્ઞાવાળી અને પોતાનું શિયળ-શીર સાટે સાચવનારી સ્ત્રીઓ હજુ પણ દુનિયામાં તેમ ખુદ મારી રૈયતમાં છે, એમ જાણી હું મગરૂર થાઉં છું. હું તને મારી ધર્મભગિની સ્થાપું છું. તેને માટે હું તને યોગ્ય કાપડું, મારા તરફનું ઇનામ અને પોશાક આપી આબરૂસહિત તારા વતન મલીરમાં મોકલાવવાનો બંદોબસ્ત કરૂં છું. બસ ધન્ય છે તારા શિયળ રક્ષણને અને તારી જનેતાને. હું ઇચ્છું છું કે દુનિયામાં બધી તારા જેવી સતિ સ્ત્રીઓ પેદા થાઓ કે જેથી અનીતિનો સદંતર નાશ થાય. ખરેખર મારઈ, સતિત્વ રક્ષા માટે જગતમાં તારો દાખલો મશહૂર થશે."

"મારા વહાલા રાજવંશી ધર્મબંધુ" મારઇએ બિલકુલ ગરીબાઇથી આંખોમાં આંસુ લાવી કહ્યું, "તેં જે મારી પ્રતિજ્ઞાની તારીફ કરી તેમાં વિશેષતા કશી જ નથી. મેં મારી ખરી ફરજથી વિશેષ કાંઇ જ કર્યું નથી તે છતાં તું મને ધન્યવાદ આપે છે એ તારી પોતાની જ લાયકાત છે, પરન્તુ આપણા સંબંધમાં તો ખરેખરો ધન્યવાદ મને નહિ પણ તને જ ઘટે છે. કેમકેઃ—

**બેત**

શીલ'ત ઉમર સુમરા, હી મારઇ કુજાડો,
ભોર ભમઁઘો આયો, સે ડિઠેં ફલેંજો વાડો;
હુવો ઉમરસેં રાડો, ત લજ્જ રખેં હિન લોઇજી. ૨૪

ભાવાર્થઃ—હે ઉમર સુમરા, શીલ તો ખરેખર તારૂં જ છે. તારા શીલ પાસે મારઇની સતિત્વ રક્ષા શી ચીજ છે? કાંઇ જ નથી. દૃષ્ટાંત તરીકે ફૂલોનો આશક ભમરો ભમતો ભમતો ફૂલોની ખુશબો પાસે આવ્યો તેણે પોતાની વહાલી વસ્તુ–ફૂલોનો કયારો બગીચો જોયો તેમ છતાં તે ફૂલો પારકી માલીકીનાં છે એમ જાણીને તેમાંથી સુગંધી–પરાગને ગ્રહણ ન કરી. એ તેની શું ઓછી લાયકાત સમજવી? માટે હે વહાલા ભાઇ, હવે તું જ કહે કે, આ લાયકાત ફૂલની કે તેના આશક ભમરની? તેમ મારો આ ઉમરથી રાડો–મામલો થયો અને હે ઉમર, તારામાં સૌજન્ય, દયા અને ધર્મ બીરુત્વ હતાં તેથી જ તેં મારી આ ફાટેલી ચીંથરેહાલ થઇ ગયેલી કામળીની લાજ આબરૂ આબાદ રાખી. માટે ખરેખરા ધન્યવાદને તો તુંજ પાત્ર છે.

મારઇના આ કથનથી ઉમરને અપાર આનંદ થયો, તેણે ઉભા થઇ મારઇના માથા પર પોતાની નાની બેન અથવા દીકરી તરીકે હાથ ફેરવી કહ્યું કે, "મારી પ્રિય ભગિની મારઇ, તું હવે સુખેથી તારે વતન જઇ વહાલાંઓને ભેટજે. હું તારા પ્રયાણનો સર્વ બંદોબસ્ત કરૂં છું; પરંતુ બ્હેન તું ત્રણ દિવસની ભૂખી છે તેથી હું ઘણો દિલગીર છું. હું દાસીઓને આજ્ઞા આપું છું તેઓ તારે નહાવા માટે ગરમ પાણી અને ખોરાક લાવશે. તેનો તું ઉપયોગ કરજે અને મને આશીર્વાદ આપજે."

મારુઈએ ઉમરને ધર્મબન્ધુ તરીકે સ્વીકારતાં સત્ય ભાવે ઓવારણાં લીધાં. ઉમરે દરબારમાં જઈ મારુઈને મલીર પહોંચાડવાનો બંદોબસ્ત કર્યો; અને ખેતસિંહ વગેરે બહારવટિઆઓને માફી બક્ષવાનો હુકમ કર્યો. વળી મારુઇ તથા તેના વંશવાળાઓને અમુક જમીન ખેતી માટે બક્ષીસ આપવાનો તથા તેનાં ઢોરોની પનચરી માફ કરવાનો લેખ લખી આપ્યો તે પછી યોગ્ય વસ્ત્રાલંકારો ને થોડું રોકડું નાણું આપી, મારુઇને માનસહિત મલીર પાછી પોતાના પતિ સમિપ મોકલી આપી. મારુઈએ પોતાની જીન્દગી પોતાના વતનમાં ઘણા સુખ અને આનંદમાં પસાર કરી.



# સૂણી અને મેઆર.

કેટલાક દેશની પ્રજાને ખાસ કારણને લીધે પોતાના દેશનો ત્યાગ કરવો પડે છે, તથાપિ તે પોતાનું સાહિત્ય પોતાની સાથે લઈ જાય છે. આ ન્યાય કચ્છના વતનીઓ, જેમાં મુખ્ય કરીને સમા રજપૂતો, ( જેમાંના ચોકસ વર્ગને હાલ જાડેજા કહેવામાં આવે છે ) સમાતરીની સંજ્ઞામાં આવતા બીજા રજપૂતો તથા તેમાંથી વટલીને મુસલમાન થયેલા લોકો, કચ્છ કાઠીઆવાડમાં વસતા લોહાણાઓ અને તેમાંથી થયેલા મેમણ તથા ખોજાઓનું કેટલાક સૈકા પહેલાં અનુક્રમે પંજાબ અને સિંધમાં વતન હતું. તેઓ પંજાબથી ઉતરીને સિંધમાં આવ્યા અને તેનો ઘણો ભાગ ત્યાં જ નિવાસ કરી રહ્યો. તે આજ પર્યંત સિંધી કહેવાય છે. તેઓમાંના કેટલાક લોકો કચ્છમાં ઉતરી આવ્યા. તેઓ કચ્છી ગણાયા. એ સિંધી અને કચ્છી લોકોની ભાષા પ્રાંતિક શબ્દોના થોડા તફાવત સિવાય આજ પણ એક જ છે. તે જ કારણથી સિંધી અને કચ્છી ભાષાઓનું વાર્તાઓનું સાહિત્ય પણ એક જ છે. અને તે બંને દેશોના લોકોને એક સરખા રીતે આનંદ આપે છે. સિંધથી આવી કચ્છમાં વસનારા આ લોકોમાંથી જાડેજા રજપૂતો, લોહાણા અને ખોજા, જેઓ કાઠીઆવાડમાં જઈ વસ્યા, તેમણે સ્વભાષાનો ત્યાગ કર્યો. તેઓ ગુજરાતી ભાષામાં પોતાનો વ્યવહાર કરે છે. પરંતુ ભાટિઆ, ખત્રીઓ, મેમણ, મિયાણા અને બીજા કેટલાક મુસલમાન લોકો સૌરાષ્ટ્રમાં વસવા છતાં પણ હજુ પોતાનો વ્યવહાર કચ્છી ( સિંધી ) ભાષાથી કરે છે. કાઠીઆવાડના રજપૂત એ ભાષાને જાડેજી ભાષા કહે છે અને તેનું સાહિત્ય ઘણા આદર અને આનંદથી સાંભળે છે.

આ સિંધી સાહિત્યની વાર્તાઓ જે મુસલમાન મીરો અને કચ્છી ભાટ ચારણો કરે છે તેઓ પોતાનાં વાજીંત્રોના તાલ સુરથી તેને ખૂબ રસમય બનાવે છે. કચ્છના લોકોમાં જેમ જેમ ગુજરાતી

ભાષાના વાચન અને લેખનનો પ્રચાર અને શોખ વધતો જાય છે તેમ તેમ માગણ લોકોના મુખ પર રહેલા કચ્છી સાહિત્યનો નાશ થતો જાય છે. કચ્છના મધ્ય અને દક્ષિણ ભાગમાં જ્યાં વ્યાપારી લોકોનો મુખ્ય વસવાટ છે ત્યાંના લોકો આ કચ્છી સાહિત્યથી લગભગ અજ્ઞાન છે. પરન્તુ જાડેજા ઠાકોરો અને સરદારો તથા કચ્છના ઉત્તર ભાગમાં વસનારા મુસલમાન પશુપાલકોમાં આ જાતના સાહિત્યનો ભારે શોખ આજ પણ કાયમ છે. આવા પ્રકારની વાર્તાઓ કરનારાઓનું પોષણ પણ તેમનાથી જ થાય છે.

આ જાતની વાર્તાઓમાંથી, ' સૂણી અને મેઆર. ' નામની અતિ પ્રસિદ્ધ અને લોકપ્રિય વાર્તા આજ ગુજરાતી વાચકવર્ગ સમક્ષ રજુ કરવા ધારી છે. સિંધી ભાષામાં સૂણી શબ્દનો અર્થ 'શોભાયુક્ત' એવો થાય છે તેથી તેનો સામટો અર્થ ' સુંદરી ' એવો થઇ શકે અને મેઆર શબ્દનો અર્થ ' ભેંસોનો રખેવાળ ' અથવા ' પાળનાર' થાય. કચ્છી ભાષામાં ભેંસને ' મે ' કહે છે જેમ ગોવાળ ( કચ્છી ગોવાળ ) ગાયોનો પાળનાર તેમ 'ડ' ને બદલે ઘણીવાર 'ર' અક્ષર વપરાય છે.

ઘણી જનકથાઓના સમય અને સ્થળના સંબંધમાં લોકોના ભિન્ન ભિન્ન વિચારો અને માન્યતા હોય છે, તેમ આ સૂણી અને મેઆરના સંબંધમાં પણ છે. કેટલાક લોકો કહે છે કે, આ આશક માશુક પંજાબ દેશમાં ચિનાબ નદીના કીનારા પર આવેલા ગુજરાત ગામમાં રહેતાં હતાં. બીજાઓનું કહેવું છે કે, સૂણી સિંધની રહેનાર હતી. આ વાતના પુરાવામાં તેઓ સિંધમાં સદાપુર ગામની નજીકમાં તેની કબર બતાવે છે, વળી કેટલાક એમ પણ કહે છે કે, સૂણી સિંધુ નદીને કાંઠે હૈદ્રાબાદથી ૧૪ માઇલને અંતરે આવેલા હાજીપુર ગામ પાસેના જંગલમાં રહેતી હતી અને હાલ પણ ત્યાં ' સૂણીનું વન ' એ નામનું એક જંગલ કહેવાય છે. આ સર્વે વાતોમાં પહેલી વધારે માન્ય રાખવા જોગ છે.

સૂણીના સમયને માટે કોઇ વાર્તા કહેનાર કે લેખક ચોક્કસ વખત બતાવી શકતો નથી, પણ જે વખતે આ વાત બની તે વખતે

દિલ્હીના તખ્ત ઉપર મોગલ શહેનશાહ જહાંગીર ઉર્ફે આલમગીરનો પુત્ર શાહજહાન હતો. એ વાતને બધા સ્વીકારે છે.

સિંધના મહા કવિ અને ફિલોસોફર પૂજ્ય મહાત્મા સૈયદ શાહ અબ્દ લતીફે પોતાની પ્રાસાદિક વાણીમાં જીવને આશક, અને ઇશ્વર ને માશુક, એવા ભાવાર્થનું જે વર્ણન કર્યું છે તેમાં સૂણી અને મેઆરનું પણ ઉત્તમ સ્થાન છે. મહાત્મા શાહ અબ્દ લતીફ અથવા સિંધી લોકો જેને શાહ ભિટાઇ નામથી ઓળખે છે તે મેઆરનું નામ સાડ અથવા સાહડ કહે છે, અને સૂણીને તોડીને નામે પણ વર્ણવે છે.

મજકુર પીર શાહ અબ્દ લતીફ-ભિટાઇ જેની ખ્યાતિ સિંધી લોકોમાં અદ્વિતીય છે અને જેની દરગાહ પર આજ પણ હજારો લોકો જયારત કરવા જાય છે તેમના ચારિત્ર ધર્મ અને કવિતા વિષે એક સિંધી વિદ્વાન મી૦ લીલારામ વતનમલ લાલવાણીએ જે અંગ્રેજી પુસ્તક લખ્યું છે તેમાં સૂણીની વાર્તા પર સારો પ્રકાશ પાડવામાં આવ્યો છે; અને એવા એક કેળવાયલા વિદ્વાન પુરૂષ, જે ખુદ સિંધના વતની છે તેમનું લખવું બીજા સામાન્ય વાર્તા કહેનારાઓ કરતાં વધારે વજનદાર ગણી શકાય, તેથી જ સૂણીની વાર્તાના સબંધમાં જે જે પાઠફેર છે તે તે ધ્યાનમાં લેવા છતાં અમે અમારી વાર્તાનો મુખ્ય ક્રમ એ પુરૂષના લખવા મુજબ ગોઠવ્યો છે, પરન્તુ દિલગીરીની વાત એટલી જ છે કે, કોઇ પણ વાર્તા સબંધે લોકોમાં બોલાતું સિંધી સાહિત્ય એ વિદ્વાન ગ્રંથકારે મજકુર પુસ્તકમાં આપ્યું નથી. તેથી તે બાધને માટે અમારે વાર્તા કહેનારા મીરો વિગેરે ઉપર જ મુખ્ય આધાર રાખવો પડયો છે. આ વાર્તાને અંગે જે સિંધી સાહિત્ય આપવામાં આવ્યું છે, તે સંપૂર્ણ છે એવો અમારો દાવો નથી, પરન્તુ અમારી શોધમાં જેટલું મળી શકયું અને તેમાંથી વાર્તાને અંગે દાખલ કરવા યોગ્ય જણાયું તેટલું જ માત્ર દાખલ કર્યું છે. આ અને એના જેવી બીજી અનેક વાર્તાઓના સબંધમાં ઘણા સિંધી કવિઓએ કાફી તથા બેતોની સાંકળો જોડેલી છે, તેમાંની માત્ર લતીફની કવિતા જ શ્રેષ્ઠ દરજજે લઇ શકાય તેવી છે.

બાકી કોઇકિ કવિતાઓ સારી હોય છે પણ સામાન્ય રીતે નિરક્ષર લોકોની જોડેલી કવિતા મનને આનંદ આપે તેવી ન હોવાથી તેને અમે ગ્રાહ્ય ગણી નથી. આ વાર્તા સંબંધી આટલી હકીકત પ્રસ્તાવના રૂપે ગુજરાતી વાંચક વૃંદ સમીપ રજુ કરી હવે અમે વાર્તાના ક્રમ ઉપર આવીએ છીએ.

ઇસ્વી સનની સત્તરમી સદીના વચ ગાળે પંજાબમાં ચિનાબ નદીના કાંઠા પર આવેલા ગુજરાત નામે ગામમાં તોલા અથવા તુલા નામે મુસલમાન કુંભાર રહેતો હતો. જો કે તેનો મુખ્ય ધંધો માટીનાં વાસણો બનાવવાનો હતો, તથાપિ તે સંખ્યાબંધ ગધેડાંઓ રાખી તે દ્વારા એક ગામથી બીજે ગામ અનાજ વગેરે માલ પહોંચાડી તેમાંથી ભાડાની કમાણી કરતો હતો. તેમ કોઇ વાર પોતાના પૈસા વડે માલ ખરીદીને એક ગામથી બીજે ગામ વેચી તેમાંથી સારો નફો મેળવતો. આ બે ધંધા ઉપરાંત તે સંખ્યાબંધ ભેંસો રાખતો હતો અને તેના ઘી વડે પણ સારી કમાણી કરતો. આ પ્રકારના બે ત્રણ ધંધાઓને લીધે તેને કેટલાક નોકરો રાખવા પડતા. એકંદર આ નાના ગામડામાં તોલા કુંભાર સારો પૈસાદાર અને સુખી માણસ ગણાતો હતો.

આ આબરૂદાર કુંભારનું કુટુંબ મોટું હતું તેમાં એક ખુબસુરત પુત્રીનો વધારો થયો. આ પુત્રીનું નામ પોતાના એક મુરશદ–ગુરૂના કહેવાથી તોલાએ સૂણી પાડયું. તે નામ તેની ખુબસુરતી પ્રમાણે પરિપૂર્ણ રીતે લાયક હતું. સૂણી જેમ અસાધારણ સુંદર હતી, તેમ તેનામાં બુદ્ધિ અને સ્મરણ શક્તિ પણ ઉત્તમ હતી. તે એટલા ઉપરથી સમજાશે કે સાત વર્ષની નાની વયે તે આખુ કુરાન વાંચતાં શીખી હતી. તે પોતાના નાના ખુબસુરત અવયવોથી તથા મધુર ભાષણ અને બુદ્ધિથી જોનાર સર્વ મનુષ્યોની પ્રીતિને પાત્ર થતી હતી.

સૂણીનો બાપ પૈસાદાર માણસ હોવાથી ધર્મની કેળવણી ઉપ-રાંત તે જમાના મુજબ એક અમીરની પુત્રીને અપાય તેવી સર્વ કેળવણી તેણે પોતાની પુત્રીને આપી હતી. ઉમર લાયક થતાં સૂણી

એક દિવ્યાંગના જેવી ખુબસુરત દેખાવા લાગી. તેની ઉમર સોળ વર્ષની થવા આવી હતી. તેમ છતાં તેને લાયક વર ન મળવાથી હજુ સુધી તેના બાપે તેને કુમારી જ રાખી હતી.

એમ કહેવાય છે કે એ સમયે બુખારા શહેરમાં મિર્ઝાઅલી બેગ નામનો એક ધનાઢ્ય મોગલ વહેપારી રહેતો. તેની પાસે પુષ્કળ દોલત હતી, છતાં મોટી ઉમર સુધી ખુદાએ કાંઈ સંતતિ આપી નહોતી; જેથી કોઈ ઓલીયાની દુવાહથી પોતાની ઉમેદ બર આવે, એટલા માટે તે ઘણી ખેરાત કરતો, ફકીરો અને ઓલીયા પુરૂષોને હમેશાં જમાડતો અને વસ્ત્રદાન વગેરે આપતો. છેવટે મીર્ઝાઅલી બેગની છેક ૬૦ વર્ષની ઉમરે એક ઓલીયા ફકીરની દુવાથી એને ત્યાં એક ખુબસુરત પુત્ર જનમ્યો. તેથી તે ઘણો આનંદ પામ્યો અને તેણે પુત્રપ્રાપ્તિની ખુશાલીમાં પોતાની અર્ધી દોલત ખુદા અને તેના પાક પેગંબરના નામ પર ખેરાત કરી દીધી. અને પોતાના પુત્રનું નામ ઇજ્જતબેગ પાડયું. વાર્તા કહેનારાઓનું કથન છે કે જે દિવસે પંજાબના ગુજરાતમાં સૂણીનો જન્મ થયો તે જ દિવસે અને તે જ સમયે બોખારામાં ઇજ્જતબેગનો જન્મ થયો હતો. કેમ જાણે એ બંને વ્યક્તિઓને પરમેશ્વરે એક બીજાને માટે જ ખાસ ન બનાવી હોય !

મિર્ઝાઅલીબેગ બોખારાનો એક આગેવાન વહેપારી અને દોલતમંદ પુરૂષ હતો. તેણે પોતાને વૃદ્ધ વયે પ્રાપ્ત થયેલા એકના એક પુત્રને એક રાજકુમારની તરબિયતથી ઉછેર્યો, અને તે જમાનાને અનુકૂળ એવી સર્વ પ્રકારની કેળવણી તેને આપી. ઇજ્જતબેગ વાંચવા લખવાના હુન્નરમાં એક્કો હતો. ગાયન અને કવિતા એ તેની મુખ્ય શોખની વસ્તુ હતી. તે વાંસળી વગાડવામાં એટલો બધો કાબુ ધરાવતો હતો, કે મનુષ્યો ઉપરાંત પશુપક્ષીઓ પણ તેના નાદ પર વિમોહિત થતાં. આ સર્વ હુન્નરો ઉપરાંત તેનામાં ઉત્તમ પ્રકારનું લડાયક શૌર્ય હતું. તે તમામ પ્રકારના હથીયારોનો ઉપયોગ કરી જાણતો હતો અને સોળ વર્ષની નાની ઉમરમાં એટલો બધો કદાવર થયો હતો કે તેનાથી મોટી ઉમરના કસાયલા માણસો પણ તેની સાથે હાથ મેળવવાને સંકોચાતા હતા.

મિર્ઝાઅલીબેગના શાહેબજાદાને મુસાફરી કરવાની અત્યંત આકાંક્ષા હતી. તેમાં પણ ખાસ કરીને હિંદુસ્તાન અને તેની રાજધાની દિલ્લીના દબદબાની તેણે ઘણી તારીફ સાંભળી હતી. હિંદના મુગલ શહેનશાહના વૈભવની તેણે જે અલૌકીક કહાણીઓ સાંભળી હતી તે નજરો નજર જોવા અને હિંદુસ્તાન જેવા રસાળ દેશનો જાતિ અનુભવ લેવા તત્પર થયો. આ મુસાફરી કરવાનો હેતુ કાંઇ વેપાર કે નોકરી મેળવવાનો નહોતો કેમકે તેના પિતા પાસે એટલી બધી દોલત હતી કે નીતિને રસ્તે ચાલે તો તેને પોતાને તો શું પણ તેના વંશવારસોને પણ કમાવાની જરૂર પડે નહીં. ઇજ્જતબેગ પોતાના પિતા પાસેથી હિંદની મુસાફરી કરવાની વારંવાર માગણી કરતો પણ પોતાના નાની ઉમરના પુત્રને દુર દેશ મોકલવાને તે ઇચ્છતો નહિ. છેવટે જ્યારે ઇજ્જતબેગની ઉમર ૧૬ વર્ષની થઇ અને તે સર્વ વિદ્યાકળા અને નિશાનબાજી તથા અંગકસરતનાં ખેલોમાં એક્કો થયો ત્યારે તેણે પોતાના લાડકવાયા પુત્રની હોંસ પૂર્ણ કરવા માટે રજા આપી. તેની સાથે એક ખબરદાર નોકર આપ્યો અને બંનેની સ્વારી માટે એક કિંમતી ઉંટ લઇ દીધું. તેમજ મુસાફરીમાં તેના મરતબા પ્રમાણે ખર્ચ કરી શકાય તેના અંદાજથી પણ વધારે પૈસાની રકમ આપી પુત્રને હિંદ તરફ વિદાય કીધો.

ઇજ્જતબેગ તથા તેનો નોકર જેનું નામ હસનબેગ હતું તે બંને બુખારાથી મજલ કરતા, રસ્તામાં આવતાં નવીન શહેરો ગામો વગેરે જોતા, કેટલીક મુદતે હિંદુસ્તાનમાં આવ્યા. પંજાબનો રસાલ મુલક ઓળંગી તેઓ શાહજહાનની રાજધાની દિલ્લીમાં આવ્યા. મોગલોની—શહેનશાહની સ્વારીઓ અને કચેરીઓ પણ જોઈ કેટલાક રાજદરબારમાં લાગવગ ધરાવનારા મોગલ જવાનોની મહેરબાનીથી આપણો ઇજ્જતબેગ ખુદ શહેનશાહ શાહજહાનની રૂબરૂ મુલાકાત કરવાને પણ ભાગ્યશાળી થયો. તેણે પાદશાહને સારો હદીયો અને યોગ્ય રકમનાં નજરાણાં કરી પાદશાહે તેની અને તેના કુટુંબની ખેરઆફિયત પુછી તથા જો તેની ઇચ્છા હોય તો પોતાના દરબારમાં તેના લાયકની નોકરી આપવાની પણ ઇચ્છા જણાવી, કેમકે આપણી

વાર્તાના નાયક ઇજ્જતબેગની અસાધારણ ખુબસુરતી અને સભ્યતા એટલી બધી મોહક હતી કે તેના પ્રસંગમાં આવનાર દરેક મનુષ્ય તેને એક દોસ્ત તરીકે ચાહવા ઇચ્છતું. ઇજ્જતબેગે મહાન મોગલ શહેનશાહની આ મહેરબાની અને માયા ભરેલી સદિચ્છાનો અતિ નમ્રતાથી ઉપકાર માનતાં અસ્વીકાર કર્યો તેથી પાદશાહની તેના તરફ વધારે લાગણી દોરાઇ. તેણે રાજસન્માન તરીકે તેને ઉમદા પોશાક આપ્યો. અને જ્યાં સુધી તે દિલ્હીમાં રહે ત્યાં સુધી તેની પાદશાહી પરોણા તરીકેની મહેમાનદારી કરવાનો હુકમ આપ્યો. પાદશાહની આવી મહેરબાની અને કદરદાનીથી ઇજ્જતબેગ અતિશય ખુશ થયો. ફરી ઉપકાર માની ઘણા માનથી અને અદબથી તેને નમન કરી ત્યાંથી પોતાને ઉતારે આવ્યો. કેટલીક મુદત સુધી દિલ્હીમાં રહી તમામ જોવા લાયક સ્થળો તેણે જોયાં. એકંદર બુખારામાં તેણે હિંદ અને તેના પાયતખ્ત દિલ્હી વિષે જે કાંઇ સાંભળ્યું હતું તેના કરતાં અહીં તેણે વધારે જોયું. અને અનુભવ મેળવ્યો. ખાસ કરીને હિંદુસ્તાનના શહેનશાહની મુલાકાતથી તેની મુસાફરીને તે વિશેષરૂપે સફળતાવાળી સમજવા લાગ્યો. તેણે બુખારા છોડે છ માસ કરતાં વધારે મુદત થઇ હતી. તેથી હવે તેણે પોતાના વ્હાલા વતન તરફ વળવાનો વિચાર કર્યો. રસ્તામાં આવતાં શહેરો જોતો જોતો તે ફરીથી પંજાબમાં આવ્યો. અને એક ખુશનુમા સાંજે ચિનાબ નદીના તટપર આવેલા ગુજરાત નામે ગામ નજીક રાતવાસો કરવાના ઇરાદાથી આવી પહોંચ્યો કે જે ગામમાં સૂણી પોતાના માબાપ સાથે રહેતી હતી.

ઇજ્જતબેગનો નોકર અને સલાહકાર હસનબેગ પોતાના શેઠને માટે ઉતારાનો બંદોબસ્ત કરી પોતે ગામમાંથી જોઇતી વસ્તુ અને એક માટીનો ઘડો લેવા ગયો. સૂર્ય અસ્ત પામવાનો સમય હતો. કુંભારને ત્યાંથી ઘડાની તપાસ કરતાં કરતાં તેણે એક નવજવાન નાજનીન જોઇ. તેને જોતાં જ તે ઘણો અજાયબ થયો. તેને પોતાના શેઠની ખુબસુરતી વિષે મોટો ગર્વ હતો પણ તેણે જ્યારે આ છોકરીને જોઇ ત્યારે તેને ભારે અસર થઇ. તેણે પેલા તુલા કુંભારને આ બાઇ વિષે પૂછતાં જણાયું કે, તે તેની એકની એક પુત્રી હતી અને તે હજુ કુમારિકા જ હતી.

હસનબેગ પોતાને જોઈતો સામાન ખરીદ કરી ઉતારે આવ્યો. તે પોતાના શેઠ કરતાં ઉમરે મોટો અને સ્વભાવે ભલો માણસ હતો, તેમ પોતાના શેઠનો તે ખેરખ્વાહ હતો. સાથે રહેવાથી શેઠ નોકરને એક મિત્રના જેવો પ્રેમ બંધાયો હતો, તેથી આવતાં વેંત જ તેણે પેલી ખુબસુરત કુંભારની છોકરી–સૂણીની વાત–પરિણામનો વિચાર કર્યા વગર ભોળપણે પોતાના શેઠને અજાયબી તરીકે ઘણી તારીફ સાથે કહી સંભળાવી. ઇજ્જતબેગ સૂણીની તારીફ સાંભળીને સ્વાભાવિક રીતે જ તેને જોવાને તત્પર થયો પરંતુ તે વખત અંધારૂં થવા આવ્યું હતું એટલે હસનબેગે જેમ તેમ કરીને તે વાત સવારપર મુલત્વી રખાવી.

રાત્રે સૂણીને જોવાના ખ્યાલોમાં ઇજ્જતબેગને પુરતી ઉંઘ પણ આવી નહી અને સવાર થઈ કે નહિ એવી શંકામાં તે વારંવાર જાગી ઉઠતો. પરોઢ થતાં જ તે ઉઠયો ને નિત્યનાં આવશ્યક કામથી પરવારી નાસ્તો કરી ગામમાં જવાને તૈયાર થયો. તેના ભોમિયા તરીકે હસનબેગ તેની સાથે હતો. તેઓ તુલા કુંભારને ઘેર કેટલાંક માટીનાં વાસણો લેવાને બહાને ગયા. ભાગ્યવશાત્ સૂણી તે વખતે પોતાના ઉંબરાપર ઉભી હતી અને તેનો બાપ બહાર ગયેલો હતો. સૂણીને જોતાં જ ઇજ્જતબેગ ઘણો ખુશ થયો અને તેની ખુબસુરતીથી તેના તરફ આકર્ષાયો. તેમ તેની ખુબસુરતીથી સૂણી પણ અતિશય સાનંદાશ્ચર્ય પામી. લોઢું જેમ લોહચુંબક તરફ ખેંચાય, તેમ તેઓ પરસ્પર ખેંચાયાં. અને તેજ પળે તે બંનેએ એક બીજાને આ સંસારના સુખદુઃખના સાથી તરીકે મનમાં જ પસંદ કરી લીધાં. કેટલીક પળો સુધી ચાર આંખોએ પરસ્પર વિદ્યુત્ સંદેશા ચલાવ્યા, અને તેમાં ભાન રહિત જેવાં થઈ ગયાં. પરંતુ હસનબેગ જે કાંઈક ઠરેલ પ્રકૃતિનો અને ડાહ્યો હતો તે આ ઘટના જોઈને તેનો ભાવાર્થ સમજી ગયો, તેથી તરત બંનેને ચેતાવ્યાં અને લોકલાજને સંભાળવા સુચના કરી. વાસણો લેવા વગેરેની વાત કરી. આ પહેલી મુલાકાતમાં જ સૂણીએ ઇજ્જતબેગને બે ચાર સવાલો પુછી તેના સંતોષકારક જવાબો મેળવ્યા. હસનબેગ એક બે માટીનાં વાસણો સહિત પોતાના શેઠને સાથે લઈ ઉતારે આવ્યો.

ઉતારે આવ્યા પછી હસનબેગે જોયું તો પોતાના શેઠ ઉપર એક જાદુઈ મોહજાળના જેવી અસર થયેલી જણાઈ. તેણે સૂણીને સાથે લઇ જવાય તો જ બુખારે જવાનો અને તેમ ન બને તો અહીં જ પોતાની જીંદગી પુરી કરવાનો પોતાનો નિશ્ચય જણાવ્યો. હસન બેગે આ વાતથી પાછા હઠવા તેને ઘણો સમજાવ્યો પણ ઇજ્જત બેગને ઇશ્કનો એવો કારી ઘા લાગેલો હતો કે તે એની સમજુતીના મલમપટાથી સારો થાય તેમ ન હતો.

હસનબેગની નામરજી છતાં ઇજ્જતબેગે એક ઘર ભાડે લીધું અને ત્યાં વસવાટ કરી રહ્યો. દરરોજ કોઈ ને કોઈ વાસણો લેવાને બહાને તે તુલા કુંભારને ત્યાં જતો ને ત્યાં સૂણીના દર્શન અને મેળાપનો લાભ મેળવતો. બંનેનો પરસ્પર પૂર્ણ પ્રેમ બંધાયો. તેઓ એક બીજાને જીવસટ્ટે ચહાવા લાગ્યાં. પણ આ પ્રેમ જાહેર કરવાની તેમની હિંમત ચાલતી નહોતી. હસનબેગ આ વાતમાં સંમત ન હોવાથી સૂણીને ચોરીથી નસાડી જવાના કામમાં ઇજ્જતબેગ ફાવી શકે તેમ ન હતું, તેથી તે માત્ર સૂણીની છુપી મુલાકાતોથી જ સંતોષ મેળવતો. આવી રીતે ચાલતાં ઘણો વખત વીતવાથી ઇજ્જતબેગ પોતાની પાસેની તમામ રોકડ રકમ ખર્ચી ચુકયો એવા વખતમાં હસનબેગને તાવની બિમારી આવી અને શરદીના તાવથી થોડા દીવસમાં તે મરણ પામ્યો. ઇજ્જતબેગે પોતાના વફાદાર નોકરને અવલ મજલ પહોંચાડયો અને છેવટ પોતાની પાસે જે કિંમતી વસ્ત્રો અને હથીયારો હતાં તે પણ વેચી નાંખ્યાં. તેનું કિંમતી ઉંટ જંગલમાં ચરવા મૂકયું હતું તેની સંભાળ ન લેવાથી તે ખોવાઈ ગયું અને ઇજ્જતબેગે પોતાની ઇશ્કની લેહેમાં તેને શોધવાની કડાકુટ કરી જ નહી. ગુજરાતમાં આવી વસવાને થોડાક માસ થયા એટલામાં તો આપણો ઇજ્જતબેગ એક રખડતા ફકીરની હાલતમાં આવી ગયો. રખડવાથી તેની ખુબસુરતી પણ ઝાંખી થઈ ગઇ. અને વસ્ત્રોના અભાવે તે એક ખરેખરા ફકીરના જેવો જ દેખાવા લાગ્યો.

ઉછરતા ઉદ્યમવાદી જવાનિયાઓ જેનો અસ્વીકાર કરે છે તે ભાગ્ય કેવી વસ્તુ છે ? એક ધનાઢ્ય અમીરનો શાહેબજાદો જે થોડા

મહીના પહેલાં હિંદુસ્તાનના શહેનશાહની મહેરબાની અને પ્રીતિને પાત્ર થયો હતો, અને જેનો બાપ તેનું મોં જોવા માટે લાખોની દોલત ખર્ચી ચુકયો હતો, તે ખુબસુરત યુવાન આજ હિંદુસ્તાનના એક ગામડામાં રખડતા ફકીરની હાલતમાં આવી પડયો. તેની પાસે ખરચવાને બદલે ખોરાક મેળવવાને એક ત્રાંબાનો નાનો સિક્કો પણ નહોતો. આવા વખતમાં ઘણા માણસો અલ્લાહના નામનો આશ્રય લઈ ભિક્ષા માગે છે. પરંતુ આ ખાનદાન અને શૂરવીર જવાનને ભીખ માગવા કરતાં હમેશને માટે ભુખ્યા સુઈ રહેવું એ વધારે યોગ્ય લાગતું હતું. ત્રણ દીવસ સુધી તેણે માત્ર પાણી ઉપર પોતાના શરીરને રાખ્યું. ચોથે દિવસ તેને તુલા કુંભારને ત્યાં નોકર રહેવા જવાનો વિચાર આવ્યો. તે તેની પાસે ગયો અને પોતાની તંગદસ્તી જણાવી માત્ર પેટમાં ખોરાક મેળવવા બદલ નોકર રહેવાને વિનંતી કરી.

તોલા કુંભાર તેને થોડા માસથી ગામમાં જોતો હતો, અને તેને પરદેશી મુસાફર તરીકે ઓળખતો હતો. તેણે આ જવાનની હકીકત લાગણીથી સાંભળી તેને દયા આવી. તેમ આવો સસ્તો નોકર બીજો નહિ મળે એમ ધારી તેણે તેને રાખ્યો અને તેને પોતાની ભેંસો ચારવાનુંઅને તેની સંભાળ લેવાનું કામ સોંપ્યું. તે ધંધો તેણે ખુશીથી સ્વીકાર્યો તે દિવસથી લોકો તેને 'મેઆર.' એ સંજ્ઞાથી ઓળખવા લાગ્યા. તે ઘણું કરીને રાત્રી દિવસ જંગલમાં જ રહેતો. જ્યારે ગામમાં આવતો ત્યારે સૂણી તેને જમાડતી અને કોઈવાર તેને ભાત મોકલતી. મેઆરને વાંસળી વગાડવાનો પ્રથમથી જ ભારે શોખ હતો, અને આ ધંધામાં જંગલમાં રહી તે સૂણીનાં ઇશ્કનાં ગાયનો વાંસળીમાં ગાતો. મેઆરની વાંસળીનો સુર એટલો મોહક હતો કે પ્રાણી માત્ર તેના તરફ આકર્ષાતાં. સૂણી તેની બંસી સાંભળતી ત્યારે પોતાના દેહનું ભાન ભુલી જતી. એ રીતે સૂણી અને મેઆર પોતાની પવિત્ર પ્રેમમય જિંદગી સુખમાં ગુજારવા લાગ્યાં.

આપણો પૂર્વનો અમીર ઇજ્જતબેગ તે વર્તમાન મેઆર જ્યારે ગામમાં આવતો, ત્યારે પોતાની માશુક સૂણી સાથે કલાકોના કલાક ગુજારતો. અને બંને એકબીજાના પ્રેમથી આનંદ પામતાં. મેઆરની

બંસી અને તેની ઇશ્ક અને ફિલસુફીની કવિતા જ્યારે સૂણી એક ચિત્તે સાંભળતી ત્યારે તે સ્વર્ગના સુખને તુચ્છ ગણતી. પણ અફસોસની વાત છે કે આ તેમનું સુખ પણ ભાગ્યદેવીથી સહન થઈ શક્યું નહિ. કેમકે સૂણી અને મેઆરનો પ્રેમ ચુગલખોર લોકોથી છુપો રહી શક્યો નહિ. લોકોમાં તેમના પ્રેમની વાતો થવા લાગી, અને તે વાતો સૂણીના માતાપિતાના કાન સુધી પહોંચી.

તોલા કુંભારે પોતાની પુત્રી અને મેઆરના પ્રેમની વાત સાંભળી ત્યારે તે ઘણો દિલગીર થયો. અને એક અજાણ્યા પરદેશી માણસને આશ્રય આપવાથી પોતાની આબરૂને હાનિ થઈ એમ તે પશ્ચાતાપ કરવા લાગ્યો. તેણે પોતાની સ્ત્રીને આ વાત કરી, આવી બાબતમાં સ્ત્રી જાતિ વધારે ઉદાર સ્વભાવની થાય છે. તેણે સૂણીને મેઆર સાથે પરણાવી દેવાનો પોતાનો અભિપ્રાય આપ્યો. કેમકે મુસલમાનોનું ધર્મશાસ્ત્ર આવી બાબતમાં કાંઈ વાંધો બતાવતું નથી તેમ પસંદગીનાં લગ્નથી દુનિયામાં જેવી સફળતા મળે છે તેવી સફળતા બીજી રીતે મળતી નથી. પરંતુ હિંદુ લોકોમાં જેમ જ્ઞાતિભેદ વધારે પ્રબળ છે તેમ હિંદના મુસલમાનો પણ તેમના ધર્મનું ફરમાન ન છતાં આવી બાબતમાં જ્ઞાતિભેદને માન આપે છે. તેથી તોલા જેવો પોતાની જાતમાં આબરૂદાર ગણાતો કુંભાર એક રખડતા પરદેશી ફકીર જેવાને પોતાની દીકરી પરણાવે એ તેને બહુ જ હલકું લાગ્યું. તેથી છેવટે તેણે મેઆરને પોતાની નોકરીમાંથી રજા આપી. અને તે સાથે તેને જણાવ્યું કે હવે પછી તે તેને બારણે આવશે અથવા તેના ઘરની આસપાસ કિંવા ગામમાં પણ રખડતો માલમ પડશે તો તેને પકડાવીને સજા કરાવવી પડશે. આ અપમાનથી મેઆર તે ગામ છોડી ચિનાબ નદીને સામે કિનારે એક ઝુંપડું બાંધીને ફકીરના વેશમાં જઇ રહ્યો. અહીં તેને અનાયાસે આવી મળે ત્યારે આહાર કરતો, પણ કોઇની પાસે ભીખ માગવા જતો નહિ. કોઇને પોતાનું દુઃખ બતાવતો નહિ. નવરાશની વેળાયે તે માત્ર વાંસળી વગાડતો અને ઇશ્કનાં ગાયનો ગાતો. તેથી ઘણા લોકો દિવસે તેની પાસે જતા અને તેને ખાવાનું વગેરે આપતા. અને તેનાં ગાયન સાંભળતા. જ્યારે કાંઇ

ખોરાક ન મળે ત્યારે તે પોતાની ઝુંપડીમાં બેસી પોતાના પેદા કરનારની બંદગી અને શુક્રગુજારી કરતો.

આ હાલતમાં આવી જતાં મેઆર પોતાની માશુક સૂણીને ભુલ્યો ન હતો. એવી જીંદગીમાં તેની સંસારનૌકાનું સુકાન સૂણી હતી. તેમ આંખોથી અદૃશ્ય થવા છતાં સૂણી પોતાના આશકને ભુલી નહોતી. તેના અંતઃકરણના આંતરિક ભાગમાં મેઆરની તસ્વીર કોતરાયલી હતી. મેઆરના વિયોગથી સૂણીનું દુઃખ અસહ્ય થઈ પડયું. રાતદિવસ તેની આંખોમાંથી જળધારા સુકાતી નહોતી. આવા વખતમાં સૂણીની સાહેલીઓ તેને દિલાસો દેતી. તેમણે ચિનાબ નદીને સામે કિનારે આવેલા ભયંકર જંગલમાં મેઆરની ઝુંપડી શોધી કાઢી અને તેને સૂણીના દુઃખના સમાચાર કહ્યા. વિશેષમાં તેણે ચિનાબને આ પાર એક ઝાડ નીચે સંકેતસ્થાન કર્યું. અને દોઢપહોર રાત્રિ જવા પછી ત્યાં સૂણીની મુલાકાત લેવા માટે ખાસ ભલામણ કરી. તેથી મેઆર ખુશી થયો.

આ પ્રમાણે સંકેત સ્થાન મુકરર થવાથી દોઢ પહોર રાત્રી જતાં દરરોજ મેઆર ચિનાબ નદી તરીને આ પાર આવતો. અને સૂણી પણ તેને માટે કાંઈ ખાવાનું લઇને છાનીમાની ત્યાં જતી આ વ્યવહાર પણ કેટલીક મુદ્દત સુધી ચાલ્યો.

પ્રથમ વર્ણવ્યા પ્રમાણે સૂણી મેઆરના પ્રેમમાં પડી છે, એ વાત જ્યારે તેના બાપ તોલા કુંભારે જાણી ત્યારે ઉમર લાયક થવા છતાં તેણે સૂણીને પોતાની જ્ઞાતિમાં યોગ્ય પતિ શોધી પરણાવી નહિ, તેના માટે તે દિલગીર થયો. હવે થયેલી ભૂલ ઝટ સુધારી લેવા માટે તે તત્પર થયો. તેણે પોતાની જ્ઞાતિમાં સારા મનાતા એક છોકરા સાથે સૂણીનું સગપણ કર્યું. અને ન્યાતની રીતિ પ્રમાણે વિવાહ કર્યો. આ વાત જ્યારે સૂણીના જાણવામાં આવી ત્યારે સૂણીએ કોઇપણ જાતનો મુલાજો કરવા વગર સૌ સગા સબંધીઓના સાંભળતાં પોતાના માતાપિતાને ખુલ્લા શબ્દોમાં કહી દીધું કે, તમારી આ સર્વ ખટપટ નકામી છે. કેમકે કુદરતના કાનુન પ્રમાણે પરણી ચુકેલી હું મેઆરની સ્ત્રી છું. અને અમારા પરસ્પરનો અખંડ પ્રેમ જીંદગી પર્યંત કાયમ રહેવાનો છે. તેમાં તમે જે ફિસાદ કરો છો તે ફોકટ છે.

આ શબ્દો ઉપર તે વખતે કોઇએ વિશેષ ધ્યાન આપ્યું નહિ. અને તરત જ તેમનાં લગ્ન–નિકા પડાવવાનો નિશ્ચય થયો.

આ વાત પોતાની નિત્યની મુલાકાત વખતે સૂણીએ મેઆરને જણાવી ત્યારે મેઆરે તેને કહ્યું કે, જો તારી સંસારમાં સુખી થવાની ઇચ્છા હોય તો હું તને દુવા આપીને આજે જ મારા વતન તરફ ચાલતો થાઉં કેમકે મારા પ્રેમને લીધે તું તારી નાતજાત અને સગા સબંધીઓમાં અકારી થાય છે.

આ વાતથી સૂણીને ઘણું માઠું લાગ્યું. તેણે કહ્યું કે હું તારો પ્રેમ ત્યાગ કરવા કે બીજા પુરૂષને પરણી સુખી થવા કરતાં મોતને આશીર્વાદ રૂપ ગણું છું. મારો પુછવાનો સવાલ માત્ર એટલો જ છે કે મને જબરજસ્તીથી બીજા કોઇ પુરૂષ સાથે નિકા પડાવવામાં આવે તો તે બાબત આપણા ધર્મશાસ્ત્રમાં શું ખુલાસો છે?

મેઆરે કહ્યું—પરણનાર કે પુરૂષની મરજી વિરૂદ્ધ જે નિકા પડાવવામાં આવે તે વાજબી રીતે નિકા જ નથી. કેમકે નિકા વખતે પરણનાર સ્ત્રી–પુરૂષોની તેમના તરફના વકીલો મારફત અથવા સીધી રીતે કબુલત લેવામાં આવે છે. તેથી તારે નિકા પડાવનાર કાજીની રૂબરૂ એ નિકાનો સાફ ઇન્કાર કરવો તેથી તારા ઉપર ખુદાનો ગુન્હો નહિ આવે.

બસ મારે એટલો જ ખુલાસો જોઇતો હતો. સૂણીએ આનંદથી ઉભરાતી છાતીએ કહ્યું: કેમકે, મેં નાતજાત સગાસબંધી માતાપિતા વગેરે તમામનો ડર છોડયો છે. મને માત્ર ખુદાનો ડર છે અને તે મારા પર ન ઉતરે તો હું બીજા કોઇથી ડરતી નથી.

એ પ્રમાણે વાતચિત કરી સૂણી અને મેઆર જુદા પડયાં. બીજા દિવસથી દમ નામના એક કુંભારના છોકરા સાથે સૂણીની સાદી થવાનાં ગીત ગવાવા લાગ્યાં. દમ એક અઢારેક વર્ષનો કુંભારનો છોકરો હતો. દેખાવ અને કદમાં ઘણો બદશીકલ ન હતો, પણ અક્કલ અને સમજશક્તિ તેના સામાન્ય જાત ભાઇઓમાં હોય છે તેવી જ હતી. તેનો બાપ સૂણીના બાપ જેટલો પૈસાદાર અને મોભાદાર નહોતો. તો પણ સામાન્ય રીતે તેની નાતમાં સુખી

માણુસ ગણાતો હતો, તેથી આ સારું થયું. પરન્તુ એ સારું કેટલે દરજ્જે ફલીભૂત થાય છે તે હવે પછી આપણે જોઈ શકીશું.

જે વખતે સૂણીના બાપને ઘેર અને તેના થનારા સસરાને ઘેર શાદીનાં ગીતો અને વાજાં વાગતા હતા તે વખતે સૂણી એકાન્તમાં બેસી આંસુઓથી પોતાના ગાલ અને વસ્ત્રો ભીંજાવતી હતી. બરાબર નીમેલે વખતે વરરાજા અને તેનાં પક્ષનાં માણસો લગ્નમંડપમાં આવી પહોચ્યાં. સૂણીને તેની ઇચ્છા વિરૂદ્ધ નવીન વસ્ત્રાલંકારો પહેરાવવામાં આવ્યાં અને લગ્નમંડપમાં લાવવામાં આવી. નિકા પડાવનાર કાઝી અને બીજા સાક્ષીઓ પણ આવી પહોંચ્યા.સામાન્ય રીતે આવે પ્રસંગે પરણનાર સ્ત્રી પોતાનું મોઢું, માથે ઓઢવાના વસ્ત્રથી કેવળ છુપાવી રાખે છે. તેને બદલે સૂણીએ પોતાનું અર્ધું મોઢું ખુલ્લું રાખ્યું હતું, કે જેથી આસપાસ શી ક્રિયા થાય છે, તે જોઈ શકાય.

નિકા પડાવનાર કાઝીને સૂણીના બાપ તથા સસરાએ આગળથી સમજાવી રાખ્યું હતું કે, છોકરી અર્ધી દિવાની છે માટે નિકા વખતે તે કાંઇ આડુંઅવળુ બકે તો પણ તમારે તે પર ધ્યાન ન આપતાં નિકા પડી ગઇ એમ જાહેર કરી ચાલ્યા જવું. તમને બીજે પ્રસંગે તમારો જે લાગો મળે છે તે કરતાં આ કામ પ્રસંગે બમણો મળશે.

આવી લાલચથી કાઝી જે એક સામાન્ય મુલ્લાં હોઇને પ્રથમથી જ સમજેલો હતો, તેણે જેવી નિકા પડવાની શરૂઆત કરી કે તરત જ સૂણીએ સ્પષ્ટ શબ્દોમાં કાઝીને ઉદ્દેશીને કહ્યું કેઃ–

કાઝી સાહેબ, હું કુદરતના કાનુન મુજબ એક પુરૂષને પરણેલી છું અને અમે પરસ્પર એક બીજાને પૂર્ણ પ્યારથી ચાહીએ છીએ જેથી જ્યાં સુધી છુટાછેડા ન થાય ત્યાં સુધી હું બીજા પુરૂષને પરણી શકું નહિ. અને આ લગ્નમાં મારી બિલકુલ સંમતિ નથી. મારી કબુલતની ગેરહાજરીમાં ધર્મશાસ્ત્ર પ્રમાણે લગ્ન થઈ શકે જ નહિ માટે તમે આ ફારસ ભજવવું બંધ કરો.

આ શબ્દો એક સત્તાધારી મનુષ્યની પેઠે આજ્ઞાના રૂપમાં બોલી, સૂણી પોતાના આસન ઉપરથી ઉઠી ઉભી થઇ ગઇ. અને ઘર

તરફ જવાને ચાલતી થઇ. આસપાસના અજાણ્યા લોકો આથી ચકિત જ થઇ ગયા, પણ કાઝીએ પ્રથમથી થયેલી ખાનગી સમજૂતી મુજબ સૂણી અને દમની લગ્નક્રિયા પરિપૂર્ણ થવાનું કાયદેસર રીતે જાહેર કર્યું. બંને તરફના માણસો શાદીના મિષ્ટાન્ન ઉડાવવા લાગ્યાં. શાદી પછી વરરાજા બનેલા કુંભારના છોકરા દમને જ્યારે સૂણીની ખાનગી મુલાકાતનો પ્રસંગ આવ્યો ત્યારે સૂણીએ તેનો એટલો બધો તિરસ્કાર કર્યો કે તે શરમનો માર્યો ફરી કોઇ દિવસ સૂણીની સમીપમાં ગયો જ નહિ. કહે છે કે પાસે રહેવાથી પ્રેમ થાય. એટલા માટે સૂણીના બાપે દમને પોતાને ત્યાં ઘરજમાઈ તરીકે રાખ્યો. અને તેના પ્રત્યે સદ્‌ભાવ બતાવવા વારંવાર પ્રતિજન તરફથી સૂણીને બોધ થતો. પરંતુ જે શ્વેત વસ્ત્ર એક વાર પાકા રંગથી રંગાઇ ચુકયું તેના પર બીજો રંગ ભાગ્યે જ કોઇ વાર અપવાદ રૂપે ચડી શકે છે. પ્રેમ એક એવી અવર્ણનીય વસ્તુ છે કે જેને માત્ર પ્રેમીઓ જ અનુભવી શકે છે એક કવિ કહે છે કેઃ—

( ઇંદ્ર વિજય સવૈયા )

પાનિ કે જંતુ કહા, પહિચાનત ગ્રીષમ કે તપકી ગરદીકી,
કાયરકો કલ કૈસે પરે કછુ શૂરનકો શુદ્ધિ હૈ મરદીકી;
કેસરકી કરિ હૈ કહોં કિમત, જાહિ પરીચ્છ નહિ હરદીકી.
બે દરદી ન પ્રવીન, લહેગત, જાનત હૈ દરદી, દરદીકી.[1]

**ભાવાર્થ**ઃ—જે લોકો પ્રેમના કુદરતી કાયદાને સમજી શકતા નથી. અને પસંદગીનાં લગ્નથી કેવું આવકારદાયક પરિણામ આવે છે તે સમજવા જેટલી જેમનામાં અક્કલ નથી તે સૂણીના પ્રેમી ચરિત્ર-પર આક્ષેપ કરે છે. પરંતુ હકીકત જોતાં તોલા કુંભારે, સૂણી એક લાયક મરદને જીવજાનથી પરણી ચુકયા પછી, બીજા કોઈ નાલાયક મરદ સાથે પરણાવવાનો પોતાની જ્ઞાતિ રિવાજ મુજબ પ્રયાસ કર્યો, તેથી સૂણીને શું ? અમારા, તેમજ દરેક તત્વને જાણનાર સમજુ મનુષ્યને મને તો સૂણી એક ખરેખરી પતિવ્રતા સતિ જ હતી. કે જેણે પોતાના ખરા પ્રેમ–ઇશ્કને માટે પોતાની જીંદગીનો ભોગ આપ્યો હતો.

---

૧ પ્રવીણ સાગર

લગ્ન એટલે શું તેની સમજ આવ્યા પહેલાં જે બચ્ચાંઓને તેમના માબાપો કિંવા વાલીવારસો લગ્નના જુસરામાં નાખી દે છે તેમનાં લગ્ન સફળ થાઓ કે નિષ્ફળ નિવડો તે સબંધે અમારૂ કથન નથી. પરંતુ ઉમર લાયક થયેલાં જુવાનો જે પ્રેમ કરવાને લાયક છે, તેમનો પ્રેમપ્રવાહ અમુક લાયક વ્યક્તિ તરફ વળી ચૂકયો હોય, તેને પોતાના સ્વાર્થ, મમત કિંવા માની લીધેલી નાતજાતની આબરૂના ભયે બીજી દિશામાં વાળવાની વૃથા કોશિશ કરવી એ પોતાનાં વ્હાલાં બાળકોની જીંદગીનો ભોગ આપવા બરાબર છે, એ વાતને માટે સૂણીનું સુચરિત્ર એક આદર્શરૂપ છે, એમ અમારૂં માનવું છે.

સૂણીએ જનસમૂહ સમક્ષ સત્ય ભાવે અને જાહેર રીતે જણાવ્યું હતું કે, હું મેઆરની પરણેલી સ્ત્રી છું. અને ખરેખર હતું પણ તેમજ, સૂણી આ સંસારમાં મરદ જ એક મેઆરને સમજતી હતી. તે સિવાયના મરદો તેના મનથી માટી અથવા કાષ્ટનાં પૂતળાં હતાં. તેણે અનેક આપત્તિઓનો સ્વીકાર કર્યા છતાં પ્રેમનો ત્યાગ કર્યો નહિ. તેથી જ તેનું નામ સતિઓની નામાવળીમાં અંકિત થયેલું છે.

સૂણી અને મેઆરની દરરોજ મધ્ય રાત્રીએ ચિનાબ નદીના કિનારાપર એક વટવૃક્ષ નીચે મુલાકાત થતી. કહે છે કે મેઆર ચિનાબ નદી તરીને દરરોજ આવતો. અને પોતાની સાથે એક તળેલી માછલી[1] લાવતો. તે બંને જણ સાથે બેસીને જમતાં. આ પ્રમાણે કેટલીક મુદ્દત સુધી ચાલ્યું. એક દિવસે મેઆર માછલી મેળવવામાં નિષ્ફળ નિવડયો અને બીજી ખોરાકની વસ્તુ તેને મળી નહિ. તેથી સૂણી પરના અત્યંત પ્યારને લીધે પોતાની જાંઘમાંથી એક માંસનો કટકો કાપી તેને તળીને, સૂણી પાસે લાવ્યો. આ કારણથી મેઆરના શરીરમાંથી ઘણું લોહી નીકળ્યું હતું તેથી તે અશક્ત થઇ ગયો હતો. તેથી નદી તરીને જ્યારે તે કિનારા પરના મુકરર કરેલે સ્થળે

---

૧ કેટલાક ગુજરાતી હિંદુઓને આ કથનથી જરા ગ્લાનિ થશે પણ પંજાબ અને સિંધમાં મત્સ્ય આહાર એટલો બધો સામાન્ય છે કે હિંદુ દુકાનદારો એક જ ત્રાજવામાં તરકારી અને માછલી જોખી આપે છે.

આવ્યો ત્યારે તે અશક્તિથી અચેતન થઇ ગયો. સૂણીએ પોતાના આશકની આ સ્થિતિ જોઇને તેને શુદ્ધિમાં આણવાના ઉપચાર કર્યા. કેટલીક વારે જ્યારે મેઆર શુદ્ધિમાં આવ્યો ત્યારે સૂણીએ તેને આ-જીજી અને દબાણથી આજની આ સ્થિતિનું કારણ પુછ્યું, કેટલીક આનાકાની પછી મેઆરને સત્ય વાત કહેવા વિના ચાલ્યું નહિ. મેઆરના આ સાહસની વાત સાંભળી સૂણી સખેદાશ્ચર્ય પામી. અને તે દિવસથી તેણે મેઆરને નદી ઓળંગીને આપાર આવવાનો અટકાવ કર્યો. અને પોતે દરરોજ તેની ઝુંપડીપર જવાનો ઠરાવ કર્યો. આ ઠરાવને કચવાયલા દિલથી મેઆરે મંજુર કર્યો.

સૂણી તરવાની કળામાં પ્રવીણ હતી. તો પણ સ્ત્રી જાતિ હોવાથી ચિનાબ નદીનો મોટો પટ ઓળંગી જવાની તેની હિંમત ચાલી નહીં; તેથી તેણે એક પાકેલા ઘડાની મદદથી નદી ઓળંગવાનું સાહસ કર્યું. અને તેમાં સફળ થઈ. તે દરરોજ નીમેલે વખતે ઘડાથી નદી તરીને મેઆરની ઝુંપડીપર જતી ને ત્યાં આનંદથી તેની સાથે વખત ગુજારતી.

વખત જતાં સૂણીની આ મુલાકાતો પણ લોકોથી અને તેના માબાપોથી છુપી રહી નહિ. તેથી તેમણે આ અવિચારી અને નિર્લજ સૂણીને સાહસથી પાછા હઠવાની ખૂબ શિખામણ આપી. પરંતુ પોતાના આશક—અને ઇશ્કના સબંધમાં જે કાંઈ વિરૂદ્ધતાનો બોધ કરવામાં આવતો તેની સામે તેણે પોતાના કાન બંધ કર્યા હતા. તે પોતાના કાર્યમાં નિડર અને મક્કમ હતી.

સૂણી પોતાના આશકની ઝુંપડીપર હમેશાં જતી, એક રાત્રીએ તેના પિતાના એક અલૈયા નામના મિત્રે તેને જોઈ અને આમ ન કરવા સમજાવ્યું. ત્યારે સૂણીએ જવાબ આપ્યો કેઃ

અધાસુણ તું અલૈયા, અલા સુણે આચાર.
ન હીકડી ધર ધર ગિલા થિએ, બઈ પાડે પંધપચાર.
આંઉ લખ્યો તી લોડીઆં ખલ્ક મિડેતી ખુવાર.

**ભાવાર્થ**—હે વડીલ બંધુ અલૈયા, મારા આ ચરિત્રને સર્વ શક્તિમાન પરમેશ્વર સુણે છે અર્થાત્ જાણે છે. હું નિર્દોષ છું.

( બાકી આ અજ્ઞાન લોકોમાં ) મારી પાડોશમાં, રસ્તામાં ને ઘેર ઘેર જે નિંદા થાય છે તે વ્યર્થ છે. હું મારા નશીબનાં લખ્યાં ભોગવું છું. અને મારી નિંદા કરનાર દુનીયાના લોકો ખાલી હેરાન થાય છે.

સામાન્ય લોકો સૂણીના નદી પાર તરીને જવાના સાહસને અજાયબીથી સાંભળતા અને કહેતા કેઃ—

બારો કુન બત્રિય તડ તડ તડ હેઠ ભટું,
ઉઠી આધિય રાત જો, સે સૂણી કરે સટું.
છડે ખીર ખટું વિઝાં લુડે લોરીં વચમેં.

**ભાવાર્થ**:-નદી ઓળંગી જતાં વચે પાણીના ૧૨ ધ્રો છે અને બત્રીશ ટેકરાના તટ છે, તે દરેક ટેકરાની નીચે વીંછીઓ વસે છે. એવા ભયંકર સ્થળમાં સૂણી અર્ધી રાત્રે ઉઠીને હડીઓ કાઢે છે. બટર—દૂધ અથવા દૂધમાં રાંધેલા ચોખા વગેરેનું તમામ ભોજન અને ઉત્તમ શય્યા મુકીને તે પાણીની લેહેરો વચ્ચે હીંચોળા ખાય છે.

એક રાત્રે એક ઓળખાણવાળા શખ્સે સૂણીને નદીમાં પડતી જોઇને બોધ કર્યો કેઃ—

સારી ન થઇયેં સૂણી, તું નિગી નિમાણી.
વેંધે વોવટ વિસરે હી જોર જુવાણી.
સે પછાણીંધે પાણી તડેં તારા કનીંએં તારમેં.

**ભાવાર્થ**:-સૂણી તું તારા પિતાના કુળમાં સારી થઇ નહિ પણ નાદાન અને નિર્માલ્ય નીવડી. આ પાણીના પ્રવાહમાં તારૂં આ જોર અને જુવાની કોઇ દિવસ વીસરી જઇશ. આ પાણી પછાડતાં ઠોકતાં–ઠોકતાં કોઇક દિવસે તું આ તાર પાણીના સમૂહમાં આકાશના તારા કરીશ અર્થાત્ બૂડી મરીશ.

સૂણીએ તેને જવાબ આપ્યો કેઃ

હિકડયું ન ગિડે ઉનારે, આઉં સરે શિયારે,
તન વિઝાંતી તારમેં સે અરવાજે આરે
પણ મ્હોબતતી મારે નકાં કેર ગિડેહીન કૂંનમેં

**ભાવાર્થ**:—અનેક સ્ત્રીઓ આ નદીના પાણીમાં ઉનાળે પણ ઉતરતી નથી, પણ હું આ શિયાળાની ઠંડી રૂતુમાં ખુશીથી જીવના

જેખમે મારી ઇચ્છાપૂર્વક મારૂં શરીર આ પાણીના ધ્રોમાં નાખું છું. મારી, મારા આશક સાથેની મ્હોબત મને મારે છે. નહિ તો આવી મુશ્કેલી વચ્ચે આ પાણીના ધ્રોમાં કોણ પડે ?.

સૂણીનો આ જવાબ સાંભળી પેલો શખ્સ ચકિત થયો તોપણ તેણે વિશેશ સમજુતી આપવાની મતલબથી કહ્યું કે, આ પાણીના અથાગ-ઘણા ઉંડા ધ્રો, નદીના તટની ભયંકર ભેખડો, ઉંચા ટેકરા અને તેની બખોલોમાં સંતાયલા સર્પાદિક ભયંકર પ્રાણીઓનો પણ તને ભય લાગતો નથી ? માટે મારૂં કહ્યું માન ને અહીંથી પાછી વળ. હું તારે ઘેર તને મુકી આવું.

સૂણીએ તેને નમ્ર સ્વરે કહ્યું કે:—

બારો કુન બત્રિય તડ-તડ તડ હેઠ નાંગ,

માડુ મુલાજો કરીં તિત મહોબત જો માંગ;

કેડો મુંહીં જો સાંગ, જુકો પાણી ડિસી પાછી વરાં.

**ભાવાર્થ**:—મારા રસ્તાની વચ્ચે બાર કુન એટલે પાણીના ધ્રો છે અને બત્રીશ ભેખડો-ટેકરા છે અને તે દરેક ટેકરાની નીચે ઝેરી સર્પો છે એવા ભયંકર સ્થળમાં જ્યાં ઇતર મનુષ્યો જવાને સંકોચ કરે છે ત્યાં જ મહોબતનો માર્ગ છે. આ મારો ઇશ્કનો કેવો સ્વાંગ-વેશ છે. કે જે હું પાણીને કિનારે આવીને તેનાથી ડરી પાછી વળું અર્થાત્ જે મુશ્કેલીથી ડરે છે તે ખરા ઇશ્કના રસ્તા પર નથી. એમ આશકોનું માનવું છે.

આ જવાબ સાંભળી પેલો શખ્સ ચુપ રહ્યો. અને સૂણી તે નદીમાં પડવાને તૈયાર થઇ. કવિ કહે છે કે:-

ગિડેં ઘડો હથમે સે ચેલ બંધી ચોટે,

મન મિડયોસ મ્યારસેં પરલે પાર પોતો;

પો ગોતે મિઝ ગોતો, અરે મવિઝેં અજાણમેં.

**ભાવાર્થ**:—સૂણીએ પોતાનો ચોટલો અને માથે ઓઢવાનું લૂગડું કમરે કસી લઇને પોતાનો નિત્યનો સહાયક ઘડો હાથમાં લીધો. જો કે સૂણી હજૂ નદીને આપાર હતી તો પણ તેનું મન નદીને પેલે પાર પહોંચી મેઆરને મળ્યું હતું. તે નદીમાં ડુબકીઓ પર

ડુબકીઓ ખાતી ખાતી તરતી જતી હતી. રખેને તેનું આ સાહસ મેઆરની અજાણમાં ફોગટ ન જાય.

એક વાર નદીમાં પડવાને સૂણી તૈયાર થઇ હતી. નદીમાં પૂર આવ્યું હતું. અને પાણીના ઘસારાથી કીનારાની એકાદ ભેખડ તુટી પડવાની તૈયારીમાં હતી, તે જોઇને એક ભલા માણસે સૂણીને ઉદ્દેશીને કહ્યું કેઃ—

સૂણી સેઠં તારમેં તો શિયારો ને સી;
લગી લેર જડેં તેંસે જુધાં કરે જીંઅ;
થોડા વિરમીંથી, મથે કપર તો કુન્ન કરે.

**ભાવાથ**:—હે સૂણી તેં આ શિયાળાની ઋતુ અને તેની સખ્ત ટાઢ પાણીમાં સહન કરી. આવા વખતમાં આ પાણીની લેહેરો તારા શરીરના અવયવો પર લાગીને શરીરને જીવથી જુદો કરી નાખે છે વળી ઉપર આ કપર-નદીના કીનારાની ભેખડ પાણીમાં પડવાની તૈયારીમાં છે માટે થોડી વાર વિરામ લે અથવા થોડ વિરમી થી. એટલે ઉતાવળથી જલદી નીકળી જા.

આ પ્રમાણે કહેનારા પ્રત્યે ઉત્તર આપ્યા સિવાય, સૂણી નદીમાં પડીને પોતાના પ્રીતમને જઇ મળી. લોકો સૂણી માટે ગમે તેમ નિંદાનાં વચન બોલતા હતા. તેના પ્રત્યે તે દુર્લક્ષ કરતી અને દરરોજ પોતાના પ્રીયતમને મળવા અર્ધી રાત્રે ઉઠીને ઘડો હાથમાં લઇને જતી.

સૂણીએ હવે દુનિયાંની સાથેનો તમામ વ્યવહાર છોડી દીધો હતો તે ઘણું કરીને કોઇની સાથે બોલતી ચાલતી નહિ. સવાલનો જવાબ 'હા' અથવા 'ના' ના ઇશારાથી જ આપતી દિવસના ભાગમાં તે હમેશાં કુરાનનો પાઠ કરતી. વખતસર પાંચ વખત નિમાઝ પડતી અને રોઝા રાખતી. આવી રીતે ધાર્મિક જિંદગી ગુજારતાં ઝાઝી લોકોની દષ્ટીએ આવતી નહિ. તે ખાવા માગતી નહિ. તેનાં મા બાપ જ્યારે ખાવાનું તેને આપતાં ત્યારે પોતાને રોઝો છે એમ જણાવી ખાતી નહિ. અને કોઈ વાર થોડું જમતી. મા બાપ અને બીજા લોકો તેને એક વિચિત્ર સ્ત્રી સમજી હવે ઝાઝી કનડગત કરતા નહિ. પરન્તુ મોટી આશામાં પરણેલા પેલા કુંભારના

છોકરા હમે એક દિવસે તેને કેટલાંક કટુ વચનો કહ્યાં તે વાતનું વર્ણન કરતાં બીજે દિવસે સૂણીએ પોતાની એક આંતરિક સખીને કહ્યું કેઃ—

કાલ હિન કુંભાર મુંકે મોં ચઢી મિયણું ડિનું,
નાય ન નિમાજું પડે ગંધન ગંધ્યું ધોય,
સંઝે મિંઝ સૂમથી સે પાસા ફેરે પોય,
ઉથી આધિય રાતજો ૪ કુંનિય કાયણ રોય,
કડવા વેણ કસાલા ઈ મટે ને તો ચોય,
એડો કાંધ સંધોય. તેડ અરછેડતી વાણનરાં,

**ભાવાર્થ**—જે પોતાના શરીરની દુર્ગંધી કે લુગડાંને ધોતો નથી. અને નિમાઝ પઢતો નથી. સાંજ પડવા સાથે તે સુમથી એટી સુવા માટે પછી પાસાં ફેરવે છે, અને અર્ધી રાત્રે ઉઠીને ખાવા માટે હાંડલીને કારણે રડે છે. એવો એ બેવકૂફ કુંભાર ચાવી ચાવીને કડવા. ને કસાલા. વેણ કહે છે તે હું સહન કરી શકતી નથી. અને એવાવર સાથે મારા બાપે વ્યર્થ સબંધ સાંધ્યો. પરન્તુ હું તો મારા ખરા પતિને માટે વહાણની પેઠે નદીમાં તરૂં છું.

સૂણીને સમજાવવા અથવા તેને ઈશ્કના પંથથી પાછી વાળવાના દરેક કાર્યમાં તેનાં મા બાપ નિષ્ફળ નિવડયાં હતાં અને સૂણીની આખા ગામ અને આસપાસના પ્રદેશમાં તેમજ તેમની નાતજાતમાં નિંદા થયા જ કરતી હતી. તેને બંધ પાડવાનો તેમને કોઇ ઈલાજ હાથ લાગ્યો નહિ, તેથી છેવટ તેઓ એવા નિશ્ચય પર આવ્યા કે, આવી નઠારી ચાલવાળી પુત્રી જીવતી હોય ને આપણને નીચું જોવ-ડાવે તેના કરતાં બહેતર છે કે તે મરી જાય. આ વિચાર કર્યા પછી તેમણે સૂણી જે ઘડાથી નદીનો પ્રવાહ તરીને પેલે પાર જતી હતી તે ઘડો શોધી કહાડયો. અને તે ઘડો લઇને તેની જગાએ રંગ આકાર કદ અને ચિત્રામણમાં બરાબર તેને જ મળતો એક નિભા-ડામાં પકવ્યા વિનાનો કાચો ઘડો મુકી દીધો. તેમ કરવામાં તેમની એવડી મતલબ હતી, કે સૂણી જો કાચા ઘડાને ઓળખી લેશે તો તેના ઉપર તરીને સામે પાર જવાનું સાહસ નહિ કરે. અને કદાચ

નહિ ઓળખે તો એ કાચા ઘડાને આધારે પાણીમાં તરવા પડશે તો ઘડો ઓગળી જતાં તે ડુબી મરશે. તેથી બંને રીતે તેના હક્કમાં એ ઘડો ઉત્તમ છે. મનુષ્યના પ્રયત્નથી સફળતા વા નિષ્ફળતા દૈવાધિન છે. મનુષ્ય માત્ર યશ અપયશનો ભાગી છે. ઇશ્વરને શું મંજુર છે તે જાણવાને તે જ સમર્થ છે.

તે પછીની રાત્રીએ સૂણી પેલો કાચો ઘડો લઇને મેઆરને મળવા માટે ચાલી. આ ઘડાની બદલી વિષે તે બિલકુલ અજ્ઞાન હતી. નદીના કિનારાપર આવી. કટીબદ્ધ થઇ. સૂણીએ જળ પ્રવેશ કર્યો. થોડી જ વારમાં તેને જણાયું કે ઘડો કાચો છે. દરેક પળે કાચી માટી ગળવા લાગી તે જોઇ સૂણી બોલી કે.

હજારનમેં હિકડો મું ઠોકે ખયમં તે થાં.
કચેં જો કુંભાર મું કીં નકયો તે કલામ.
ધણી લગ ધામ તું મૌલા માન મેડિયેં.

**ભાવાર્થઃ**—હજારો વાસણમાંથી ઠોકી—વગાડીને મેં ઠામ-ઘડો ઉપાડયો હતો-મેં-કુંભારે-આ કાચા ઘડાની વાણી કહી નહોતી. તેમ છતાં ખુદાની કુદરતથી આ કાચો ઘડો આવ્યો. પરંતુ હવે હે પરમેશ્વર, તું મને મારા ધણી મેઆરથી માંડ મેળવજે.

આ વખતે ઘડો બિલકુલ ભાગીને ટુકડા થઈ પાણીમાં ગળી ગયો. ત્યારે સૂણી ફરી બોલી કેઃ-

હજાર નમેં હિકડો મું ચિત્રાયમ ચિત્રાયમ ચિઇ.
વો મેં વલી. દાવદચે પિથું થ્યો સેપિઈ.
સુપક્ક કયો મેં સિઇ. કજાતેં કચો કિયો.

**ભાવાર્થઃ**—હજારોમાંથી એક ઘડો મેં ચાહીને કિવા કહીને ખાસ ચિત્રાવ્યો હતો. તે પાણીના વ્હેપુરમાં ટુકડા થઇ ગયો. મેં ચાહીને સુપકર કર્યો હતો એટલે ચાહીને પકાવડાવ્યો હતો. તે પણ હે, કજા-નશીબ તેં કાચો કર્યો.

ઘડાનો નાશ થયા પછી નિરાધાર સૂણી ચિનાબ નદીના પ્રવાહમાં તરવા લાગી. નદીની સામે પાર ચોપાં, ઢોરાં ચરવાનાં ઘંટ ( ખરકા ) નો અને મેઆરની વાંસળીનો અવાજ તે સાંભળતી હતી.

અને આશામાં ને આશામાં તે તરફ તરતી જતી હતી. તે વખતે નદીની વચ્ચે સૂણી ખ્યાલ કરવા લાગી કેઃ-

કિત ઘંઢ ગુંડે, કિત પરૈયું પાર,
વીર વજાય તો વાંસળી, સાહડ સજી રાત;
કલમેંજી તવાર, લોરીં સભે લંઘયું.

**ભાવાર્થઃ**—ક્યાં ખરકાનો અવાજ થાય છે? ક્યાં છેટે સામી પાર છે? બહાદુર મેઆર સાડ આખી રાત પોતાની વાંસળી વગાડે છે. તેમાં વાગતી કલમાં નીતવાર–અવાજ ઉપર મેં આ બધી લેહેરો ઓળંગી.

આ રીતે સૂણી આશા અને નિરાશા વચ્ચે નદીના પાણીમાં તરતી હતી અને ઇચ્છતી હતી કેઃ-

ઘડો ભગો'ત ગોરે'ઓ છાલ ય ભજે ઘડી.
મુલાંટો મેઆરજો ભિજી થ્યો અય ભરી.
તાંગો તાર તરી, માન. મોંડિસાં ઉનમ્યારજો.

**ભાવાર્થઃ**—આ તરવાના આધાર રૂપ ઘડો ભાંગ્યો તો ભલે ભાંગ્યો. પણ આ મ્હોબતનો કળશ જે મેં માથે ઉપાડયો છે તે હે, ઇશ્વર ન ભાંગે. અને આ મેઆરનો મુલાંટો ( મહોબતનો કળશ ઉપાડવાની ઇંઢોણી ) તે હવે ભીંજાઇને ભારી સમાન ભારે થઇ છે હવે આ થોડું ઉંડું પાણી છે તે તરીને માંડ હું મેઆરનું મોઢું જોઈ શકું.

પરંતુ આ વખતે એટલી બધી થાકી ગઇ હતી કે તેની આંખે અંધારાં આવવા લાગ્યાં. તેથી હૈયું હારી ગઇ. અને તેણે જીવવાની આશા છોડી. તો પણ તેનું મન પ્યારમાં લાગેલું હતું છેલ્લું તે બોલી કેઃ-

અખીં મેં અઝરાયલ દીઠો.
તયં મન તણેં તો મેઆર દિઆં

**ભાવાર્થઃ**—આંખોની સામે અઝરાયલ મોતના ફિરસ્તાને જોઉં છું તો પણ મારૂં મન મેઆર તરફ ખેંચાય છે.

આ શબ્દો સૂણીના મુખના છેલ્લા જ હતા. એવામાં એક મોટા પાણીના મોજાએ ધસડીને ઉંડા પાણીમાં બોળી દીધી. તેણે બુડતી વખતે મેઆરના નામથી ઘણી બૂમો પાડી અને તે અવાજ મેઆરે પણ

સામે પારથી સાંભળ્યો કે, તે પોતાની વ્હાલીને બચાવવાને નદીમાં કૂદી પડયો. અને કેટલીક વાર સુધી તેની શોધમાં તેણે ઘણી વ્યર્થ ડુબકીઓ મારી પણ તેની મુરાદ બર આવી નહિ. અને તેણે પણ થાકીને લોથ થઇ જલ સમાધિ ગ્રહણ કરી એ પ્રમાણે આ આશક માશુકની જીંદગીનો એક અંત આવ્યો.

આ ઘટના ચાલતાં છેક પ્રભાતનો સમય થયો. નદી પર લોકોનાં ટોળાં એકત્ર થયાં તેમાંના સારા તરનારાઓએ હોડીઓથી જઇને જ્યાં તેઓ ડુબ્યાં હતાં ત્યાં ડુબકીઓ મારીને સૂણી અને મેઆરનાં શબ બહાર કાઢીને એક હોડીમાં નાખ્યાં.

એ વખતે રાત્રીના બનાવનું વર્ણન કરતાં એક શખ્સ બોલ્યો કે:–

ગિડે ઘડો હથ કરે પોય બોડે તે બાંઉં.
વડિયું કે વિમાડીઉ ઘરિયા[1] માંઘા ધાંઉ.
વરજ સાડ પાંઉ દોસ્તલાતી ધમડીઆં.

**ભાવાર્થ**:—પ્રથમ તેણે ઘડો હાથમાં લીધો હતો. અને ઘડો ફૂટી જવા પછી તે પોતાની ભુજાઓ પાણીમાં બોળતી–તરતી હતી બિચારીએ. આ દરિઆ[1]-મોટી નદીના પટમાં મોટી બૂમો પાડી અને છેલે મરતાં મરતાં તેણે કહ્યું કે હે સાડ મેઆર. તું પાછો વળ જે, હું તુજ દોસ્તી માટે મારા પ્રાણ આપું છું.

એ પ્રમાણે તે બંનેનાં મુડદાંને બહાર કાઢીને મુસલમાન ધર્મની રીતિ પ્રમાણે ઘણા લોકોએ એકઠા થઇને મોટા માનથી તેમને દફનાવ્યાં. આજ પણ સૂણી અને મેઆરનાં પ્યારનો ગીતો પંજાબ, સિંધ અને કચ્છમાં એક સરખી રીતે ગવાય છે.



૧ ઘરિઆ, સિંધી અને પંજાબી લોકો મોટી નદીઓને પણ દરિયો કહે છે.

# નોંઘણજી વાગડીઓ.

એક દિવસ સવારે ગેડીના રાજદરબારમાં નારૂભા દરબાર ભરીને બેઠા છે. કંઇક વાતોના ગપાટા ચાલી રહ્યા છે એવામાં એક જણે કહ્યું "બાપુ, હમણાં નોંગણજી કાકાનો દોર વધી ગયો છે હોકે. તેમ વળી નાનાભાઇ ઉપર હેત પણ વધારે છે. જોયું નહિ હમણાંજ આપણે મેળામાં જોવા ગયા હતા ત્યાં પણ વજુભાની ઘોડી ઉપર કેટલી બધી મહેનત કરતા હતા. જાણે કે પેટનો છોકરો."

બીજાએ ટાપસી પુરી કે કાકાની પક્ષપાતી પણ બહુ હો. એ તો હવે વૃદ્ધ થયા છે એમને એટલી બધી ખટપટ શા માટે જોઇએ ? એમને તો બંને આંખો સરખી હોવી જોઇએ.

આ વાતો સાંભળી દરબાર બોલ્યા "અલ્યા તમે તમારૂં કામ કરોને. એટલી બધી ચિંતા તમારે શા માટે રાખવી જોઇએ. કાકો તો દેવ પુરૂષ છે અને વજુ તેનો દીકરો છે કરે તેમાં ખોટું શું કરે છે ?"

ઉપલા નારૂભાના શબ્દોએ ડાયરાની જીભ બંધ જ કરી દીધી. પણ બધાને નોંઘણજીની ધાક બહુ લાગતી હતી. પોતાનું કંઇ ધાર્યું થતું નહતું તેથી તેના વિરૂદ્ધ ખટપટ કર્યા જ કરતા હતા. પરંતુ નારસિંહ કોઇનું સાંભળતો જ નહિ. તેથી આજ પણ તેઓ પછાત પડયા હતા પરંતુ જ્યારે અવળું થવાનું હોય છે ત્યારે કોઇને કોઇ એવો પ્રસંગ મળી જ આવે છે જેથી આજ પણ એવું જ બન્યું

એક કણબી પોતાના માણસો પાસેથી પોંકીઆના ભારા ઉપડાવી દરબાર પાસે આવ્યો. દરબારને પ્રણામ કર્યા તેમ ત્યાં બેઠેલા સૌ ડાયરાને રામ રામ કર્યા. દરબારે પુછયું "પટેલ કયાંથી આવો છો ?"

"અમે સણવેથી આવીએ છીએ. બાપુ, અમારા બાપ જાદવ પટેલે આપને ચખાડવા સારૂ આ જૂજ જેટલા પોંકીઆ મોકલ્યા છે. અને સાથે એક કાગળ આપને આપવા સારૂં આપ્યો છે."

"આપ કાગળ કયાં છે ?" દરબારે કહ્યું.

પટેલે પોતાના અંગરખાની કસમાં બાંધેલ કાગળ છોડી દરબારના હાથમાં આપ્યો. કાગળ વાંચી દરબારે પોંકીઆના સામું જોયું. જોઇને પુછ્યું "આ ત્રણ ભારા કેમ, કાગળમાં તો પાંચ લખ્યા છે ?"

પટેલ બોલ્યો. "બાપુ ડેલીએ નોંઘણજી કાકે બે ભારા ઉતરાવી લીધા છે. નાના કુંવર ત્યાં બેઠા છે એટલે તેમના ડાયરાને ખાવા સારૂ ત્યાં જ બે ભારા રાખ્યા છે." આ સાંભળી દરબાર તો વિચારમાં પડ્યા. તે લાગ જોઈ એક જણ બોલ્યો.

"હાસ્તો. નોંઘણજી કાકાનો ડાયરો તો સૌથી પહેલો હક્કદાર ગણાય." એમ કહી એક જણે દીવાસળી મુકી.

અને બીજાએ તેમાં ટૌકો પુર્યો. "કાકો ભાગ પડાવવાની રીત પણ ખૂબ સમજે છે. બાપુ બે ભાઇ વચ્ચે ત્રણ દુભાગે જ વ્હેંચણી જોઇએ ને. એમાં કાંઇ અન્યાય ચાલે. કાકો ઘણા હુશિયાર છે. નાની મોટી તમામ બાબતમાં એને ઉકેલ તો હાજરા હજુર."

આવા મર્મ થતા જાય છે. તેમ તેમ તમામ ડાયરો દરબારના મોં સામું જોતો જાય છે. દરબારના જુવાન ચહેરા ઉપર રૂધીરના વેગવાળા ધસારા થઇ રહયા છે. એની આંખો પોંકીઆના ભારા ઉપર થંભી ગઈ છે. ત્યાં તો ત્રીજા માખણીઆએ ઝેર રેડયું કે,

"બાપુ એક દિવસ એ જ ન્યાયે કાકો રાજ્યની પણ વ્હેંચણ કરાવશે. કાકાના મનની વાત પોતાની મેળે જ બહાર તરી આવે છે. કાકાના તો ઘટ ઘટમાં માતાજી જ રમી રહયાં છે.

રાજ્યનું અમંગળ કાકો કદી ઇચ્છે જ નહિ. ત્રણ દુભાગે બરાબર વ્હેંચણી કરાવશે."

નારસિંહના ચ્હેરા ઉપર ત્રણ દુભાગની સમસ્યા ચોખ્ખે ચોખ્ખી ચિતરાઇ ગઇ. ભારા ઉપરથી એણે નજર ફેરવી લીધી. તેના ચ્હેરાનો રંગ બદલાઈ ગયો. આંખોમાંથી તણખા ઉડીને જાણે હમણાં જ કોઇ ને ભસ્મ કરશે. તેણે દાંત કચ કચાવીને નોકરને હુકમ કર્યો "કાકાને બોલાવી આવ."

નોંઘણજી કાકાની ડેલીએ ડાયરો જામ્યો છે. અને કુંવર વજુ-ભાને ચોફેર ફરતો ગઢ કરીને સૌ બેઠા છે. વચ્ચે વૃદ્ધ નોંઘણજી

વાઘેલો બેઠો છે. તેની ભેઠમાં કટારી ખોસેલી છે. પાસે માનાસાઇ તલવાર પડી છે. માથું દાઢી અને મૂછોનાથોભા તમામ ધોળા સફેદ થઇ ગયા છે. તેની મોટી તેજદાર આંખો તો હજી પણ એવી ને એવી જ તેજદાર રહી છે, ફક્ત તેના મોઢા ઉપર કરચલીઓ પડી ગઈ છે તે તેની વૃદ્ધાવસ્થાની પૂરેપૂરી સાક્ષી આપે છે. તેના મોઢા ઉપર જાણે નિમકહલાલીની રેખાઓ તરી રહી છે. જાણે તેની સ્વામી-ભક્તિ તેના દેહની શોભા જ હોય તેમ દીપી નીકળે છે. દરબાર કરણસંગજીના વખતથી જ તેણે તે બાળકોને પોતાની કાખમાં લીધાં હતાં. મરવા વખતે કરણસંગજી કહી ગયા હતા કે, "નોંઘણભા, કુંવરોની ઓથ થાજે, તેના ઉપર છાંય કરજે, તેનો ખરો બાપુ હવે તું છે."

ગેડીના વીસલદેવ વાઘેલાના બીજા બે ભાઇઓ હતા તેમાં વીસલદેવને માત્ર સંતાનમાં એક જ પુત્રી હતી. નાના કરણસંગજીને આનારસિંહ તથા વજેરાજજી એમ બે કુંવરો હતા તથા નાનોભાઈ નોંઘણજીવાઘેલો હતો. નારૂભાને દુધઈના ઠાકોરોમાં પરણાવ્યો હતો. વજેરાજજીને ભદ્રેસરના હાલા ઠાકોરોમાં પરણાવ્યો હતો. નોંઘણજીના ચાર પુત્રો હતા. તેમની વ્હેંચણ તો પ્રથમથી જ કરેલી હતી તેથી તેમનો ગરાસ ચાંસનો ભાગ તો જુદો જ હતો. પણ આ બાળકુમારો નાના હોવાથી તે દરેક કામ નોંઘણજીને પુછ્યા સિવાય નહોતા કરતા. નોંઘણજી પણ ઘણા ઉમંગથી તેમના બેલી થઈ દરેક કામમાં ખુશીથી મદદગાર થઈ ઉભા રહેતા.

નોંઘણજીને કરણસંગજીના નાના કુંવર વજુભા ઉપર બહુ પ્રીતિ હતી. તે ઘણે ભાગે રાત્રિ દિવસ નોંઘણજી સાથેજ રહેતો તેમ તેના કુંવરો સાથે પણ વજુભાનો મેળ સારો હતો. કેટલીક મુદત વીત્યા બાદ કેટલાક લાલચુ અને ખટપટીઆ હજુરીઆઓએ ઉપરના કારણસર નારૂભાને ભંભેરી નાંખ્યો અને પોંકીઆના ભારાએ તેમાં ઝેર રેડયું આ તેમને નોંઘણજીને કાઢવાનો લાગ ઠીક મળી ગયો.

પોંકીઆના ભારા હજી છોડયા પણ નથી. નોંઘણજી પહેલો જ

એક પોંકીઓ હાથમાં લઈ જુએ છે અને તેની મુક્ત કંઠે પ્રશંસા કરે છે કે તેજ ઘડીએ એક જણે દરબારમાંથી આવીને ખબર આપ્યા કે દરબારે આપને બોલાવ્યા છે.

" કાં નારૂભા સાદ પડાવે છે કંઈ જરૂરી કામ છે શું ? "

" હા કાંઈ કામ હશે ઉભા ઉભા વાત સાંભળી જાઓ એમ કહ્યું છે. "

" જય માતાજી " બોલી હાથમાંથી પોંકીઆ નીચે મુકી નોંધણજી ઉભો થયો. બગલમાં તલવાર લીધી એક હાથની આંગળીએ વજુભાને વળગાડ્યો છે અને બીજા હાથમાં માળા ફેરવતો જાય છે. રઘુવીરને લઇને જાણે વશિષ્ટ ઋષિએ પગલાં ભરવા માંડયાં છે. તેમ આ નેવું વરસનો ખળભળી ગયેલી કાયાવાળો બુઢ્ઢો વજુભાના ખભા ઉપર હાથ દઇને પોતાની વાંકી વળી ગયેલી કાયાને સંભાળતો સંભાળતો મેડીએ ચડયો. છાતી આખી દાઢીના વાળમાં જાણે ઢંકાઈ ગઈ છે તેના હાથ પગ માથું તો જાણે ડગમગ્યા જ કરે છે. ઘડપણ તેના ઉપર પૂર્ણ રીતે પોતાની સત્તા જમાવી રહ્યું છે.

'રામ રામ બાપા' નોંધણજીએ દરબારને રામરામ કર્યા અને પોંકીઆના ભારા સામે જોઈ વિચાર્યું કે નારૂભાએ પોતાને અને વજુભાને પોંકીઆ ખાવા બોલાવેલ છે. એનું ધ્યાન ન રહ્યું કે સામે રામરામનો ઉત્તર તેને નથી મળ્યો.

" બાપુ, ભાઇ સારૂ તો ત્યાં પણ પોંકીઆ તૈયાર હતા તમે વળી અહીં શા માટે તાણ કરી ? "

" કાકા " કમકમતે હોઠે નારૂભા બોલ્યો. " કાકા આજ તો પોંકીઆ ખારા ઝેર જેવા થઈ પડયા."

નોંધણજી—કાં બાપ, કાં નારૂભા ! એમ કેમ બોલે છે. ?

નારૂભા—કાં શું ? કાકે આજ પોંકીઆમાં સોમલ રેડયું અને આખા જીવતરને બગાડયું. દૂધની કઢાઈમાં નિમક નાખ્યું.

નોંધણજી—બાપ નારૂ, કાંઈ વાંક ? કાંઇ વાતતો કર મારો દોષ હોય તો ખોળા પાથરી લઇ લઉં.

બુઢ્ઢો થડક થડક શ્વાસ ખાતો બોલ્યો. તેની માળાના મણકા

પણ ફરતા બંધ થઇ ગયા તેનું પણ તેને ભાન ન રહ્યું. તે તો નારૂભાના મોં સામું જ જોઇ રહ્યો ને વિચાર થયો કે આજ કુંવર આમ અવળું કેમ બોલે છે.

નારૂભા—કાકા, બાપુએ તમને આટલા માટે અમને સોંપ્યા હતા. ? બસ ત્રણ દુભાગની વ્હેંચણ કરવાની સમસ્યા પોકીઆના ભારામાં તમને કરવી પડી ? કે ભાઇ ભાઈ વચ્ચેની હેત પ્રીત કાકા તમથી દેખી શકાઇ નહિ ?

ડોસો માથું ઉંચું કરીને માંડ માંડ બોલ્યો, “નારૂભા ! મારો મહા-સાગર જેવો ઉદાર કુમાર આજ આટલે સુધી માઝા કેમ મુકે છે ? બાપ મેં શું સમસ્યા કરી ? બે અને ત્રણ ભારાની મેં શું વ્હેંચણ કરી ? હું આજે મરણને કાંઠે ઉભો છું તે ઘડીએ મારા પર આભ કાં ત્રુટી પડે છે ! અને હું તમ બે ભાઇઓ વચ્ચેની હેત પ્રીત દેખી ન શકું ? બાપ એ તું શું કહે છે ? મારી ડાબી જમણી વચ્ચે હું આવો ભેદ કદીએ પાડું ખરો કે ? મારા કુળ ઉજાળણને આજ આ શું થઇ ગયું છે.”

નારૂભા--કાંઇ નહિ કાકા. આજથી આપણાં અન્નજળ ખૂટ્યાં, જુદાં પડયાં અને વજુભાના પેટમાં ઝેર ભરી ભરીને રેડયું છે અને હજી પણ રેડજો. જાઓ હવે તમારૂં ચાલે તો વજુભાને બે ભાગ અપાવી દેજો. હવે ગેડીની વિરાટની ધરતી આવડી બધી, નિમક હરામીઓનો ભાર નહિ ખમી શકે. માટે કાકા હવે અહીંથી આપ પધારી જાઓ.

ખમી ન શકાય તેવા શબ્દોથી નોંઘણજીની આંખમાંથી પાણી વહેતાં થયાં. વજુભાના ખભા ઉપર લીધેલો ટેકો જોરવિનાનો જણાયો એટલે તલવારની ધાર ધરતી ઉપર ટેકવી રાખી તેના ઉપર બીજે હાથે ટેકો લીધો. બુઢ્ઢાની કાયા વધુને વધુ કંપવા લાગી. વધુને વધુ નમવા માંડી. ચંદનના ઝાડની ડાળીએ જાણે કુહાડાના ઘા પડયા. તોપણ, નોંઘણજી નરમ થતો ગયો અને બોલ્યોઃ

“ નારૂભા બાપ, આજ આટલે વરસે મને કાઢી મુકીશ, જાકારો દઇશ ? મારા અન્નદાતા, આ કાયાને આટલે વરસે જતું રહેવું કેમ

પાલવશે ? હવે આ ખોળીઆને જતું રહેવું ભારે પડશે. ભાઇ રહેવા દે. બાપ ગેડીની ઢાંકેલઢુબેલ આબરૂ દુનિયામાં ઉઘાડી પડી જાય છે. રહેવા દે નારૂભા રહેવા દે. તું સમજ કે મારી ભૂલ થઇ. અવગુણ ગળીજા આ મરણ કાંઠે નામોશી નહિ સહેવાય."

આખો ડાયરો એક સરખો બોલી ઉઠ્યો કે, "હવે કાકા તમને એકવાર કહયું બે વાર કહયું તો પણ નથી સમજતા. નાહક કલ્પાંત શાને કરો છો ? ને ફોગટ વ્હાલાંઓમાં વેર કરાવી રહ્યા છો. હવે તો રહેવામાં નથી તમને ફાયદો તેમ નથી રાજ્યનું મહાત્મ્ય."

વચ્ચે કુતરાંઓને બોલતા સાંભળી નોંઘણજીની આંખનાં અશ્રુઓ સુકાઇ ગયાં. તેની આંખ એકદમ લાલચોળ થઇ ગઇ. તેમાંથી દેવતાના તણખા ઝરવા લાગ્યા. તેની વાંકી વળી ગગેલી કાયા એકદમ ટટાર થઇ ગઇ. તેણે ઉંચી નજર કરી ચારે કોર ડાયરામાં બેઠેલ આદમીઓનાં મોઢાં જોઇને પારખી લીધાં. અને નારૂભા ઉપર નજર નાખીને પૂછ્યું.

"નારૂ બાપ, કાકાને કુતરાંઓ પાસે ફાડી ખવરાવ્યો કે ? આશી આવળની ઓથ તને કામ આવવાની છે ? તું જાણે છે કે આ ટુકડાના ખાનારા તને કયું કોટ જીતી આપવાના છે ?"

નારૂભા—જાઓ કાકા જાઓ. હવે તમારૂં બોલવું બંધ કરો બસ હું હવે વધારે સાંભળવા નથી માગતો.

નોંઘણજી—નારૂભા પીછાં વગરનો મોર શોભશે કે ?

નારૂભા—કાકા તમારૂં ચાલે તો પીછાં ઉખેડી નાખજો.

નોંઘણજી—બસ મને ભુંડો જ લગાડવો છે. શું તારે મારા ધોળામાં ધૂળ નાંખવી છે ? આજ અપજશની પોટલી મારે માથે મારો નારૂ—કરણનો કુળ દીપક ઉદીને મૂકશે. ભાઇ ભુંડો થાય છે. રહેવા દે મારો મનખો બગડે છે. લોકો આંગળીઓ ચીંધશે. મારા પર કલંક લાગશે. જક છોડ મારા અન્નદાતા.

નારૂભા—હવે જાઓ કાકા જાઓ, દિવસ બધા સરખા નથી ફ્રિગતા. આજના જેવી કાલ નહિ હોય.

નોંઘણજી—ત્યારે જાઉં કુંવર ? લે ત્યારે જાઉં છું રામરામ ભાઈ.

મને આશા હતી કે આટલા વલવલાટ કર્યા આટલો કરગર્યો જેથી કાંઇક કરણુ પુત્રને સમજ પડે. અને મારા ધોળામાં ધૂળ ન નાખે. ને ચાર મહીને મારા નારૂભાને સાચું સમજાશે. આશા હતી કે ખટપટનાં વાદળાંને ચીરીને મારો નારૂ–મારો ભાણુ બ્હાર નીકળશે અને તે દિવસે હું આ તારા માડીજાયાને તારે ખોળે સોંપીને હું મારૂં મરણ સુધારીશ. પણ નારૂભા હવે મારૂં મરણ બગડે છે તે બગાડ નહિ હજીએ ડોસા સામું જો.

એટલું બોલી ડોસો નારૂભા સામું જોઇ રહ્યો પણ તેણે તો હાકે ના નો જવાબ કાંઇપણ ન આપ્યો, તેથી પાછો બોલ્યો. "હવે હું જાઉં છું. રામરામ. ભર્યા રાજમાંથી નાના ભાઇને એક ભાઠાળી ઘોડી આપી હતી તેનાં ભડકાં મેં આજ લગી ધોયાં. પણ તારાથી એ પણ સહ્યું જાતું નહતું. એ વાત આજે સાચી પડી. વજુને માથે માથું ડગમગતું હતું. વજુભાના ભાણામાં ઝેરની કણીઓ ઝરતી હતી. વજુભાને રહેવા આપેલાં ઝુંપડાં પણ તને ખટકતાં હતાં તે હું સાચું માનતો નહતો. પણ તે વાત તેં આજ સાચી કરી બતાવી. મારે રૂવાંડે રૂવાંડે ગેડીની રાબ ભરી પડી છે એજ મને આડે આવતી હતી. સામ ધર્મની મને દુવાઇ હતી. મને કરણભાના બોલ હતા. તેથી હું એક પછી એક ગુંટડા ગળી જતો હતો. પણ હવે રામરામ બાપ. અને જાતો જાતો હું તારા ટુકડાનાખાનારાઓને કહેતો જાઉં છું કે હવે તો ત્રણ દુભાગે નહિ પણ અરધો અરધ સરખે ભાગે તારી ને વજુભાની વ્હેંચણુ ન કરાવું તો જાણજે કે નોંઘણજીની જણનારીમાં કાંઇક ફેર પડયો હતો. જાણજે કે નોંઘણજી વાઘણ જેવી વાઘેલી જનેતાનું દૂધ ધાવનો ધાવતો કોઇક દીવસ ભૂખ્યો થઇને કોઇ ગોલીનું ધાવણ ધાવ્યો હતો. અને હવે આવજે વાગડનાં ગામડાંને સંભાળવા."
"ભાઈ નારૂભા, હવે રામરામ" કરતો નોંઘણજી મેડી ઉતરી ગયો. આખા ડાયરામાં સૌના મોઢે કાળી સાહી ઢળી ગઇ. તોય નારૂભાથી ન રહેવાયું.

પોતાની તલવાર હાથમાં લઇને લાંબી કરી કહ્યું, "આ લેતા જાઓ કાકા એક તો બાંધો છો ને બીજી પણ ભેળી બાંધતા જાઓ."

નોંઘણજી—તું શું બંધાવીશ એ તો મારી આઇ બંધાવશે જય જોગ માયા જય આઈ આશાપુરી. ચાલ વજુભા ચાલ ભાઇ અહીં તો રાક્ષસી પહોર વર્તાઇ રહ્યો છે. તેમાં બાપુ તું તો તેમની આંખમાં કની જેવો છે. બાપ ઉઠ ચાલતો થા આપણા કુટુંબનું પુણ્ય પરવાર્યું છે. વજુભાને તેડતો જલદી ત્યાંથી પોતાની ડેલીએ આવ્યો.

સિંહ કેશવાળી ખંખેરે તેમ માથું ધુણાવતો નોંઘણજી વજુભાને લઇ નીકળ્યો. તેની અવસ્થાનાં સાઠ વરસ એકઝટકે પાછાં હઠી ગયાં હોય એમ સીધો સોટા જેવો થઇ ગયો. તેની કાયાનો દમામ બધો ફરી ગયો. ત્રાડ દેતો નોંઘણજી ચાલ્યો આવે છે. આજે એના પગના ધબકારાથી મેડીનો દાદર હચમચી રહ્યો છે. તેની બેસી ગયેલી છાતી પણ આજ આગળ નીકળી આવી છે. દાઢી અને મૂછનાં પટ્ટાં ઝટકતો જાણે સિંહ ચાલ્યો આવે છે. એને હૈયે આજ થડકારો પણ નથી થાતો. જાણે પચીશ વરસના જુવાનિયાની પેઠે ગજરાજ હાથી જેવાં પગલાં ભરતો આસ્તે આસ્તે ચાલ્યો આવે છે. તેની આંખના ડોળા લાલ ચણોઠી જેવા દેખાય છે. તેના લાલ ડોળા દેખી ડાયરાની નજર તેના તરફ થંભી ગઇ. રૂદ્રાવતાર નોંઘણજીને દેખતાં બધાંને અરેરાટી વછુટી ગઈ અને બધા ઉભા થઇ ગયા. તેમાંથી એક જણે કહ્યું, " દાદા કંઇ ગુન્હો ? ક્રોધે ભરાયા છો ? કોના ઉપર કોપ્યા છો દાદા ? "

નોંઘણજી—બાપ ગુન્હો તો ગરીબોનો. ગુન્હો ચાકરોનો. મોટાનો કાંઈ ગુન્હો ગણાય. પણ બાપાઓ તમને આણ છે આઇની મારી પછવાડે કોઈ ચાલે તો. અહીં જ રહેજો. વજુભાને હું સાથે લેતો જાઉં છું તેને મારે ખોળે સલામત સમજજો. અમારી લેણાદેણી આજ પુરી થઈ છે, અમારૂં અન્નજળ હવે અહીં નથી.

રાયધણ–દાદા અમને હજી મોટી મોટી આશાઓ આપતા હતા અને તમે પોતે કયાં ચાલ્યા ? પાછળ અમારી કોણ રખવાળી કરશે. ?

નોંઘણજી–સાવઝનાં બચ્ચાં ને તે વળી રખવાળાં શેનાં જોઇએ ?

રાયધણ–શીદ પધારશો દાદા ?

નોંઘણજી–જયાં આઈ લઈ જાશે ત્યાં. જેવો તેનો હુકમ.

રાયધણુ–પાછા ક્યારે આવશો. ?

નોંધણજી–જ્યારે વજુભાનો અડધો ભાગ અપાવીશ ત્યારે. હાલ તો દેશવટો મળ્યો છે તે ભોગવવા જાઉં છું.

રાયધણુ–બહારવટે ચડવું હોય તો અમે સાથે રહીશું. તમારી કાયા હવે મોટી થઈ છે જેથી સાથે અમારી જરૂર છે. તમે બેઠા બેઠા અમને ચીંધતા જજો. પહેલાં અમારાં માથાં–પછી તમે. અમને હુકમ કરો પછી જુઓ અમારી રમત. દાદા અમે તમને એકલા મુકવાના નથી.

નોંધણજી–જીદનું કામ નથી બાપ. પાછળ નારૂભા પાસે પણ તમારા જેવા યોદ્ધાની જરૂર છે. તેથી તમે અહીં જ રહો અને તમે વાગડની સંભાળ રાખજો. મને ખપ પડશે ત્યારે તમે ક્યાં છેટા છો ?

રાયધણુ–દાદા આટલી અવસ્થાએ કઈ વાત ઉપરથી વાગડ છોડવી પડે છે. તે તો કહો. નક્કી કાંઈ મોટી ખટપટ થઈ લાગે છે. કાવત્રું તો નથી ને ?

નોંધણજી–ના બાપ તે વાત કહેવાય નહિ તે વાતની પોતાની મેળે ખબર પડી રહેશે. બાકી ઘરની વાત બહાર ફેલાય તે સારી નહિ.

રાયધણુ–ભલે ગમે તે વાત હોય તો પણ હું અહીં રહેવાનો નથી પણ તમારા પડખે ઉભો રહીશ દાદા, મને સાથે રાખો. આવે વખતે પોતાના ને પારકાની બધાની ખબર પડે. એવે વખતે હું ઘરમાં ભરાઇ બેસું તે કેમ પાલવે. મરવું તો ધીંગાણે મરવું તે સારૂં. એમજ મરવાથી આપણો જન્મારો સુધરે. રજપૂતોને તો મરણ ત્યાં જ શોભે.

રાયધણજીની બહુ ખેંચતાણથી નોંધણજીએ તેને સાથે ચાલવાની હા કહી. અને પોતાના ચારે કુંવરો તરફ ફરીને બોલ્યા કે, "આજ આપણને જાકારો મળ્યો છે. ભાએ દેશવટો આપ્યો છે. ખબરદાર આ ભર્યાં ઘરમાંથી ફક્ત પહેર્યાં કપડાં અને બાંધ્યાં હથિયારો સિવાય એક સોઈ જેટલી ચીજ પણ ઉપાડી તો. ઘરનાં તમામ બૈરાં છોકરાં કોરે કોરાં બહાર નીકળી જાઓ. ઘરની ચીજ અને વસ્ત્ર સામે નજર પણ ન કરશો."

મોટા કુંવરે નોંધણજીને કહ્યું. "બાપુ આપણો ગરાસ કોને ભરાવી જાઓ છો ? તે તો છોડાય નહિ. પાછળ તેનું શું થાશે ?"

નોંઘણજી–કુંવર! ડોસાના ઘોળામાં ધૂળ પડે છે ને તને હજી ગરાસનો મોહ નથી ઉતર્યો તને તેનો મોહ ન વછુટતો હોય તો તું રહી જા. સિંહ તો જ્યાં જાય ત્યાં તેનો ગરાસ. તેની તેજ ભૂમિ અને તેજ તેનું રાજ. આપણને ગરાસના ટોટા કેવા? જ્યાં જાશું ત્યાં આપણું ગરાસ. જીવતા હઈશું તો પાછા ગરાસ પણ સંભાળશું. બાપ અહીં અપમાન થયાં ત્યાં અન્નનું કોળીઉં પણ કેમ ઉતરે?

કુંવર–બાપુ અમને ખરી હકીકત કાં કહેતા નથી. ખરી હકીકત અમને કહો કે અમે પણ સમજીએ. તમારા ઘોળામાં ધૂળ નાખવાવાળો કોણ છે? બાપુ અમને કહો તો ખરા કે અમે પણ તેને અમારા હાથ બતાવીએ. બાપુ અંધારામાં રાખી અમારૂં જીવતર બગાડશો નહિ. અમારા ઉપર કલંક લાગશે તો જીવતા મુઆ જેવા થાશું.

નોંઘણજી—ના, ના બાપ હાલ તો બારો નીકળ પાછા તુરત આવશું. અબઘડી તો એકદમ તૈયાર થાઓ ભા ભા' સાથે આપણા લેણદેણનાં ખાતાં ચોખ્ખાં કરશું. હમણા એક ઘડીની પણ ખોટી ન કરો. આપણો ગરાસ તેમ કુંવરનો ગરાસ પણ હમણાં નારૂભાને ખાવા દ્યો.

નોંઘણજીના દરબારમાંથી વેલડું જોડાયું: વેલડામાં વજુભાનાં અને નોંઘણજીની ઠક્કુરાણીઓ ચડી બેઠાં. મરદો ઘોડા ઉપર ચડયા. તલવારો તાણીને, નોંઘણજીના કુંવરો વેલડાની ચોમેર તથા વજુભાના ઘોડાની આસપાસ વીંટળાઇને ચાલ્યા જાય છે. સૌથી પાછળ નોંઘણજીએ પોતાનો ઘોડો રાખ્યો. ગેડીની વસ્તીમાંથી ટોળે ટોળા નોંઘણજી દાદાનાં છેલ્લી વાર દર્શન કરવા તથા રામ રામ કરવા ભેગા વળાવવા આવ્યા. વસ્તીના લોકોને રામ રામ કરીને નોંઘણજીનો રિસાલો હમેશને માટે દેશવટે ચાલી નીકળ્યો.

ગેડીના લોકોમાં અનેક તરેહની વાતો થવા માંડી. અનેક તર્કો કર્યા ચોરે ચૌટે જ્યાં જુઓ ત્યાં એક જ વાત પણ તે બધાયમાંથી કોઇને ખરૂં કારણ જણાયું નહિ.

મહાસાગર રૂપી ઈશ્વરી નગારા ઉપર આઠે પહોર અણુથાક્યો ઘાવ દઇ દઈને જળ દેવતા ઘોરનાદ ગજવ્યા કરે છે. રણુણ ઝણુણ કરતી આઇની હરદમ ઝાલર બજાવે છે. એવી અખંડ આરતિની

અધિકારીણી માતાશ્રી આશાપુરીના દેવાલયમાં અર્ધ રાત્રિનો ઘંટ વાગ્યો. પુજારીએ વિચારીયું કે આવી અંધારી મધરાતે ઘંટા કોણે વગાડી. તે ઉભો થયો. મંદીરના બારણા પાસે જઇ જોયું તો નોંઘણજી વાગડીઓ એક પગે ઉભો ઉભો હાથમાં માળા ફેરવતો ફેરવતો માતાજીની સમીપ જય માતાજી જય આઇના શબ્દોનો ધ્વનિ ગજાવી રહ્યો છે. માતાજીના મંદીરમાં ઘીની અખંડ જ્યોત ઝલકી રહી છે. હસીને જાણે પાષાણની પ્રતિમા હમણાં હોંકારો દેશે એવી એકાંત જામી રહી છે. દેવાલયના ધુમટમાં પડઘા બોલાવતો નોંઘણજી પ્રાર્થના કરવા લાગ્યો કે:

હે આઇ તલવાર દે ધર્મયુદ્ધ કરવાનાં છે. મને તારી તલવાર દે. સ્વાર્થનો ઝટકો મારૂં તે દિવસે ભાંગીને બે કટકા કરી નાંખજે. હે, મા! મને આજ સામધર્મ હાકલ કરી રહ્યો છે. નિમકહલાલીનાં ખાતાં સરભર કરી લેણદેણની છેલી પાઇ ચુકવી ઝટઝટ તારા ચરણોમાં આવી પહોંચવું છે. દે મારા વિસામા. મારા આધાર દે. આજ તારી તલવાર દે. આઇ મારો સૂરજ આથમશે તે ઘડી એ હું મારા રક્તથી ધોઇ ને તારી તલવાર તારા હાથમાં સોંપીશ. અને કલંકવાળી કરી તારી પાસે નહિ લાવું. એનો એકે એક ડાઘ ધોઈ મારા મસ્તક સોતી તારી પાસે લઇ આવીશ. આજ મને ઓખી પડી છે. મા આ વખતે મને ધકેલતી નહિ. આઈ હું તારો આશ્રિત આખી જીંદગી તારે ચરણે મારૂં શીશ ધર્યું છે. આજ ધર્મને કારણે યુદ્ધ મચાવવાનાં છે. તારી આશિશ સાથે તલવાર આપ આઇ.

અંધારામાંનો ઓછાયો ભાંગી વીજળીની માફક ઝબકારો કરતી ઉપરથી એક તલવાર ઉતરી. તલવારને ઉતરતી જોઈ ને નોંઘણજીને હર્ષ થયો. તેણે પોતાનો હાથ ઉચો કર્યો તલવારની મૂંઠ હાથમાં પકડી. જય આઈ જય આઇ કરતો નોંઘણજી નાના બાળકની પેઠે હાથ જોડી માતાજીને ચરણે લાંબો થઈ ઢળી પડયો. અને પોતાનાં આંસુઓથી માતાજીના ચરણો ભીંજવી દીધાં.

નોંઘણજી મંદીરથી બહાર નીકળ્યો કે પૂજારી તેની નજરે પડયો. તેણે પૂજારીને બોલાવ્યો. "કેમ, બાવા શું જોતા હતા?"

પુજારીએ ઉત્તર આપ્યો " કંઈ નહિ હું જાણું મધરાતે આઇનો ઘંટ કોણ વગાડે છે. તેથી જોવા આવ્યો. અને આપ ને ઓળખ્યા તેથી બહાર ઉભો રહ્યો. બાપુ કોના ઉપર કોપ્યા છો? આજ વળી કોનો દી ફર્યો છે?" " ના ના બાવા કોપ તે વળી કોના ઉપર હોય? પણ આ તો ધર્મનાં યુદ્ધ મચાવવાં છે. લેણદેણના હિસાબ ચોકખા કરવાનાં છે." એમ કહેતાં કહેતાં નોંઘણજી રવાને થઇ ગયો.

આજ જ્યાં જુઓ ત્યાં નોંઘણજીએ રાડ બોલાવી મુકી છે. ગામડે-ગામડાં ઉજ્જડ કરતો જાય છે. આજ એકે એવો નથી કે જેના મનમાં નોંઘણજીની દહેશત ન હોય. બધા તેના નામે થડકયા કરે છે. નોંઘણજીના ક્રોધે ગામડે ગામડાને ઘરેઘરમાં પ્રલય કાળ વર્તાવી દીધો છે. નોંઘણજી જેને જ્યાં જુએ છે તેને ત્યાં જ ઠાર કરે છે. સીમાડે ફરતા ખેડુઓનાં માથાં વાઢી વાઢી તેના સાંતેડામાં બાંધતો જાય છે. કયાં પણ પાંચ દશ માણસો ભેગાં થઈ ઉભાં રહે અને કોઈ ખોટે ખોટું કહે કે નોંઘણજી આવે છે તો ઝટ દેતાં ભાગી ઘરની સાંકળો દઈ દેતા. રાત્રે પવનથી નળીઆં ખડખડે તો જાણે વાગડીઓ આવી પહોંચ્યો આવો ત્રાસ તેણે વર્તાવી મુકયો છે. ત્રાસ સહન ન થઇ શકવાથી બીજે દિવસ બધા ગામનાં માણસો ભેગા મળ્યા કે, કાલે ગામના ચાર મોટેરા જઈને નોંઘણજીને પગે પડો કે બાપ અમારો શો વાંક? નાહક અમારૂં લોહી કાં પી રહ્યા છો? એવો ઠરાવ કરી બીજે દિવસ ચાર છ જણ મળી ગામથી છેટે બે માઇલ ઉપર રસ્તા પાસે બેઠા. એક જણે કહ્યું કે, અહીં બેસો આ રસ્તેથી જરૂર નીકળવાનો એમ ધારી ત્યાં બેઠા મોડો મોડો નોંઘણજી વાગડીઓ ત્યાંથી વટાતાં દીઠો. ત્યાં તો ઉભા થઈ તેને આડા ફરી ઘેરી લીધો ને બોલ્યા કેઃ

" નોંઘણજી બાપા તારી ધાકે અમે ગામમાં પણ બેસી નથી શકતા. કોઈ સીમાડે કામે પણ નથી જઇ શકતું. પણ આમ કામ ધંધા વિના કેમ જીવાશે બાપ? માણસો તારી બીકે જ્યાં ત્યાં સંતાતા ફરે છે. આમ ગરીબોના નિસાસા કાં લ્યો છો? અમે તમારૂં શું બગાડયું છે? અમારો કાંઈ વાંક કે ગુન્હો હોય તો કહો."

" ભાઇ તમે અધર્મના પુજારી છો તમારા અન્નદાતાનો સગો

કુંવર આજ સુધી ધાન વિના રખડે છે અને તમે સુખના રોટલા ખાવા બેઠા છો તે શું હું તમને ખાવા આપીશ કે? તમે મારી પાસે આ કેવી રાવ લઈ આવ્યા છો તમારા ભાણામાં વજુભાનીએ પાંતી છે. તે તમારા બાળકુમારને અન્યાય મળે છે. તે ધરતી માથે શલ્યાનું ઓશીકું કરી અને આકાશનું ઓઢણુ કરીને સુએ છે. એક ખાશે ને બીજો ભૂખે મરશે એવો અન્યાય તે વળી નોંઘણજી ચાલવા દેશે ખરો કે? હું મરવા માટે તો તૈયાર થઇ નીકળ્યો છું અને જ્યાં સુધી વજુભાને એનો અર્ધો ભાગ ન અપાવું ત્યાં સુધી તો હું જીવતે મુઆ જેવો છું."

"પણુ બાપા તેમાં અમારો શું વાંક કે અમને પાયમાલ કરો છો?"

"તમે જાઓ તમારા રાજા પાસે તે તેનો બંદોબસ્ત કરશે. જે તમારી પાસેથી કર વેરા લે છે, જે તમારા પાસેથી પોતાની પાંતી બેઠે બેઠે પડાવે છે; જે તમારા લોહીના પરસેવાથી ઉત્પન્ન કરેલા પૈસા લઇ એશઆરામ કરે છે તેને કહો. તે પોતે તમારૂં રક્ષણુ કરશે અને તમારૂં રક્ષણુ કરવું એ તેની મુખ્ય ફરજ છે."

"પણુ બાપુ, એમાં અમે શું કરીએ? અમે પોતે પણુ સમજી શકીએ છિયે કે તેના તમામ એશઆરામ અમારા લીધે છે. અમારા પૈસામાંથી શહેલગાહો ખેલે છે અને અમારા પૈસાથી નવાં નવાં શહેરો અને પરમુલકોની મુસાફરીઓ કરે છે. અનેક તરેહના શિકારો ખેલે- છે અમારા પૈસાનો દુરૂપયોગ કરી રાંડો અને ફાતડાઓને નચાવે છે. સીમાડામાં જંગલી જાનવરો અમારા કીંમતી અને ઉપયોગી ઢોર જે અમારા બચ્ચાંઓથી અમને વધુ વહાલાં છે તેવી ગાયો બળદ વગેરેને ફાડી ખાય અને અમે અમારા ઢોરને મરતાં જોવા છતાં તેનું નામ અમે ન લઇ શકીએ. અને ભૂલેચૂકે નામ લેવાઇ ગયું તો મુઆ. અમારા ઘર- બાર ઘોઇ અમારી પાયમાલી કરી નાંખે. એવી એવી આફતો અમારા પર વરસી રહી છે. ઘણી વખત ફરિયાદો કરી કે, અમને ઈન્સાફ નથી મળતો ને તમારા કુતરાઓ પાસે અમને ફાડી ખવરાવો નહિ: ગમે તેવો ત્રણ દોકડાનો તેનો નોકર અમારા ઉપર અણછાજતા જાલીમ જુલમો ગુજારે છે. છતાં તે વૃથા. દરબાર તે તો દ-ર-બા-ર.

અમારૂં કાંઇ પણ સાંભળતા જ નથી. તેમના હાલના પેટભરા નોકરો તો તેમની પાસે અમને પહોંચવા પણ દેતા નથી. ઘણી વખત અમે રૂબરૂ 'ધાં' પહોંચાડી તો કહેશે કે હા બંદોબસ્ત થશે. પણ બાર ને બાર ચોવીશ વરસે પણ નિકાલ કે છુટકારો ન થાય. ઘણા જણ એવી રીતે વગર તપાસે જેલયાત્રા અમલદારોના દ્વેષથી ભોગવ્યા કરે પણ ઈન્સાફ કોણ કરે ? ફુરસદ કોને મળે છે ? પણ બાપા હાલ તો તમે એકલા છો પણ જો દશ વીશ જણ બહારવટે ચડે તો તે આખી વાગડને ભાંગી ચાલ્યા જાય. એવો કોઈ માડીજાયો વીર નથી કે અમારા રખેવાડાં કરે. કોઇ લાકડી આડી કરી શકે એવો કોઈ માઇનો પૂત નથી. તેમનો ભેટો કરે તેવો એક મરદ હાલ આપણા રાજા પાસે નથી. બધા લંગા તુરીઆ, પીંઝારા તથા કોલી વાઘરીની ભરતી છે. મોટા અમલદારો તો પોતાનાં ઘર ભરવાવાળા છે. પછી ન બન્યું તો આ ચાલ્યા. તેમને, સુતક, સ્નાન કે આપણી દાઝ થોડી જ પડી છે."

નોંઘણજી—તમે તેને સમજાવો તે ન સમજે કે તમે તેના પાસે ન પહોંચી શકો તો કોઇ સારા અમલદારનો ઓથો લ્યો તે તેને સમજાવશે. ને એનો પ્રધાન સલાહકાર હોય તો તેને કહો એટલે તે તમારી 'ધાં' પહોંચાડશે.

"બાપુ સારા અમલદારો સારા અમલદારો કર્યા કરો છો પણ સારો અમલદાર છે જ કોણ ? કેટલાક સારા અમલદારો તો તમારી માફક કચવાઈ અને તેમનાથી કંટાળી પોતાના રાચરચાલાં ઉપાડી પારકી ભૂમિઓ વસાવી, અહીં ખોગીરોની ભરતીમાં બે આબરૂ થવા કોણ રહેશે ? બાકી અમારા જેવા જેનો કયાંય આરો નથી અમે અમારા ગરાસ ઘરખોયડાને મુકીને કયાં જઇએ કોઈ પ્રધાન કે કારભારી તેનો સલાહકાર છે જ નહિ જે તેને અમારા દુઃખ સંભળાવીએ."

નોંઘણજી—તો તમે આવા ભીરૂ થઈ કેમ બેડા છો ? તમે તમારૂં પકડો ને બધા જુથે મલી તેના પાસેથી ન્યાય માગો. જેમ હું અન્યાયનો માર્યો નીકળ્યો છું તેમ તમે બધા એક લાકડીએ નહિ થાઓ તો માર ખાયા જ કરશો. આવી રીતે તો તમારી વહુ

દીકરીઓની લાજ પણ તમે નથી સાચવી શકવાના. દરબારમાં તો તમારૂં કોઈ સાંભળનાર નથી. ત્યાં તો વરૂઓનાં ટોળાઓનું રહેઠાણ થઈ ગયું છે. તોપછી જેને પડખે અન્યાય હોય તેને સમજાવ્યે ન સમજે તો ગાદી ઉપરથી ઉઠાડી મુકો. રાજા છે તે, પ્રજાને લીધે. પ્રજાનું રાજા ન સાંભળે તો કોણ સાંભળશે ? જાઓ હવે મારી પાસે આવી નિર્માલ્ય વાતો કરો નહિ. હું સમજી ચુકયો છું કે તમે હીજડા જેવા પોચા છો તેથી જ બધા તમને રંજાડે છે. મેં તો મારા કોઠામાંથી આજ દયાને દૂર ધકેલી મુકી છે. ઘણા વરસો સુધી હું પણ તમારી માફક ચગદાઈ રહ્યો હતો. હવે તમે ભલે પડયા ચગદાઓ. પણ યાદ રાખજો કે વજુભાનો હીસાબ ન પતે ત્યાં સુધી દૂધ ચોખા જમવાની કે છોકરાઓને લીલા પોંકીઆ ખવરાવવાની આશા રાખશો નહિ.

પટેલીઆ–નોંધણજી બાપા ! એ વાતો ન બને તેવી છે. એક કોરે ઠાકોરનું દુઃખ અને બીજી તરફ તમારો માર. એ અમારાથી સહન નથી થઇ શકતા. ઠાકોર પાસે તો થોડી મુદત ઉપર તમારો ત્રાસ ને તેના કુતરાઓના ત્રાસથી તેને ‘ધાં’ પહોંચાડવા જુથે મલી ઘણા ગામોના પટેલીઆ ગયા હતા પણ કાંઈ ન વળ્યું. નહિ રાજાને સાન આવી ન પટેકીયાઓએ ઉકાળ્યું. તેઓ બિચારા દિવેલ પીધા જેવાં મોઢાં લઇને પાછા વળી આવ્યા. પાસે બે ચાર કાવડીઆ પણ ન રહ્યા કે તેઓ ખજુર દાળીઆ લઇને ખાય ને ઘર ભેગા થાય. તેમની બિચારાની એવી ખરાબ સ્થીતિ થઈ પડી. ‘કયાં ગયા હતા કે કયાં પણ નહિં’ એવું બન્યું. તેમ વધારામાં તો હવે અમારા ઉપર પહેલાં કરતાં પણ વધારે જાપતો રહે છે. અને સાંભળતું પણ કોઇ નથી. અમારી સ્થીતિ ઉપર તો હવે દયા ખાવા જેવી છે. હવે અમે કંટાળી ગયા છિયે. ભલે અમારી વહુ દીકરીઓની લાજ લુંટાય. એ પણ એનીજ મીલ્કત છે. પહોંચી ન શકીએ ત્યાં શું થાય ? એટલે થાય છે તે જોયા કરીએ છીએ. પણ બાપા તારો અમારા ઉપર આટલો બધો ગુસ્સો ન હોય. બિચારાં નાનાં બાળકો લીલા પોંકીઆ ખાધા વિના રહી શકશે ખરાં કે ? બાપા તે તો તારાં પણ બાલુડાં કહેવાય. અમે

તારી વસ્તી છિયે અમારા પર તારો ગુસ્સો ન હોય. અમે કંઈ તારા સમોવડીઆ નથી. બાથ તો પોતા સમા બળીઆથી હોય અમને કાં નાહકના કચડો છો? તેમ અમે તારી પાસે આવ્યા તેનું શું ફળ? નોંઘણજી પાસે આવ્યા તે તો જાણે મોતના મ્હોંમાં આવ્યા. અને ગામના લોકો તો તેથી શું ને શું ધારતા હશે.

આવી આવી વાતો સાંભળી નોંઘણજીને તો વિચાર થઈ પડયો કે આ લોકોને કહેવું શું પછી કંઇક વિચારીને તેમને કહ્યું.

નોંઘણજી–પટેલીઆ મારૂં માનો તો હજી પણ એક રસ્તો બતાવું તે કરશો તો પણ તમારી પીડા ટળી જશે. તે એવી રીતે કે, તમે ઉઘરાણું કરી પૈસા ભેગા કરો અને પાંચ પંદર માણસ જાતબંધ જોઈ તેને ચાલુ ખર્ચનિભાવ માટે આપતા જાઓ અને તે માણસોનું કામ એટલું જ કે, જ્યારે કોઇ પણ અમલદારની રાડ બહુ સંભળાય તો તેને ગમે તે રીતે પુરો કરે. એ પાંચ પંદર જણ એટલા માટે જ પગાર ખાય. જેથી બેચાર આઠ અમલદારો જુલ્મી હોય તેને ગુપ્ત રીતે ઠાર કરવામાં આવે તો બસ. જુલ્મો નામે બંધ. ને તેમને પણ ધ્યાનમાં રહે કે આપણા જુલ્મો હવે રૈયત સાંખશે નહિ, તે પણ જાગૃત છે. હવે જુલ્મો કરશું તો કયાં જાન ગુમાવી નાખશું. જેથી એવા માણસોને રોટલા ખાવાનો બંદોબસ્ત કરો એટલે પીડા ટળી સમજશો. એ સિવાય બીજો રસ્તો નથી આ સહેલામાં સહેલો ને થઈ શકે તેવો ઉપાય છે. તેવા માણસો પણ સ્વદેશપ્રેમી ઘણા મળશે. તેને પણ પોતાના દેશનું રક્ષણ કરવાનું માન મળશે અને કદાચ તેઓ પકડાઇ જાય કે મરી જાય તો તેથી કંઈ બીયે એવા આપણા દેશમાં થોડા હશે. તેઓ પોતાના દેશ માટે પોતાની જાન તુચ્છ ગણે છે. અને પાછળ પણ તે મરી ગયા પછી તેમના બચ્ચા માટે બંદોબસ્ત થાય તો મરવા માટે ઘણા નીકળશે અને એવું થશે કે કોઇ અમલદાર જુલમો કરતા ભૂલી જશે.

પટેલીઆ–પણ બાપુ, અમને તો આ પહેર્યા કપડાં સિવાય અમારી પાસે તો એક પૈસો પણ નથી. અમારા શરીરમાં હાડકાં ઉપર ફક્ત ચામડી દેખાય છે, લોહી નથી. તો પૈસા કયાંથી લાવવા?

નોંધણજી—તો જાઓ જહાનમમાં. તમે કોઈ રીતે કંઈ પણ કરી શકતા નથી ને કરી શકવાના પણ નથી કોણ જાણે તેથી તમારૂં શું થવાનું છે. તે હું તો કંઇએ સમજી શકતો નથી. જ્યાં જ્યાં તમારા ગામોના હોય તે બધાને છેડા પાથરો કે અમે આવા દુઃખોથી રિબાઇયેં છિયે ને [illegible]મે મોજમજાહ કરો છો. ધૂળ પડી તમારી કમાણીને પૈસામાં. પોતાના વતન માટે તેઓ શું એટલું નહિ કરે. ધારે તો એક એક આસામી પણ એટલું કરી શકે છે. તે ન કરે તો ઉધરાણું કરી જરૂર કરી શકશે. જાઓ તો ખરા આમ નાહિંમત શું થાઓ છો.

પટેલીઆ—બાપુ અમારૂં જે થવાનું હો તે થાય પણ તમે અમારા બચ્ચાંઓના આડા કાં પડો છો? તેના માટે અમને કનડગત ન થવી જોઇએ. બાપ, તે તો તારાં બચ્ચાં છે તેને આડો પડ નહિ.

નોંધણજીએ, કેટલોક વિચાર કરીને કહ્યું કે હું કોઈકની ખાડમાં આ દુધીઆ દાંતવાળા બચ્ચાને આડો નથી પડતો. જાઓ ભલે ખુશીથી હું તમારી માગણી કબુલ કરૂં છું ને તમારા ગામને હવે ઈજા નહિ કરૂં. આ સાંભળી પટેલીઆ ખુશી થતા થતા ગામ તરફ ચાલ્યા ને નોંધણજી પોતાને રસ્તે પડયો.

સૂર્યનારાયણ આથમવા ગયો હતો. એવે વખતે ઝાડીમાં આ આપણો બહાદૂર બહારવટીઓ ભાલાની અણી ઉપર પોતાનું શરીર ટેકવીને બેઠો છે પાસે એક લાશ પડી છે. તેથી તેના લોહીથી ધરતીની ધૂળ પણ લાલ ગેરૂઆ રંગ જેવી થઇ ગઈ છે. પોતે પાસે બેસી ઉંડા વિચારમાં તલ્લિન થઈ ગયો હોય એમ દેખવામાં આવે છે. આજે તેના સગા દીકરાની ગરદન મરાઈ છે. ગેડી ભાંગીને કંથકોટની વીરડીવાળી ધારમાં નોંધણજી બહારવટીઆની ટોળી ભરાઇ છે. આજ ત્રણ ત્રણ દિવસ થયા યુદ્ધને કારણે તેમણે ખાધું પણ ન હતું. તેથી ખાવાની સોઈ કરતા હતા. પણ નોંધણજીએ હજી પોતાની નિમકહલાલીનાં ખાતાં સરભર નથી કર્યાં ત્યાં સુધી તેને ગળે એક કોળીઉ પણ કેમ ઉતરે. ગેડી ઉપર ધાડું નાખતાં ત્રણ ત્રણ દિવસ સુધી લડાઇ ચાલી. સામે લશ્કર પણ મોટું હોવાથી કૈકોના ઘાણ નીકળી ગયા. આ લડાઇમાં તેનો વચેટ છોકરો મરાયો હતો. તેની

લાશ ઉપાડી તેઓ ત્યાંથી કંથકોટવાળા ડુંગરોમાં ભરાયા હતા. અને પોતે પોતાના બીજા છોકરાઓને કહ્યું કે, "બાપા આજ સુધી તો આપણે વજુભાને સાથે ને સાથે રાખી ફેરવ્યો છે પણ આજ મારો ભીમ જેવો યોદ્ધો ગયો. તેમ વજુભા પણ જાય કે જ[illegible] તો મારો જન્મારો બગડે. હું શું મોઢું લઇ દુનિયાંને બતાવ[illegible] કરવાથી મારી પ્રતિજ્ઞા ધૂળ મળી જાશે. જેથી બાપ વજુભાને ઉમરકોટમાં તેના ફુવાની ઓથમાં મુકી આવો. હમીરાણી તમાચીની છાયામાં તેનો રૂંવાડોય વાંકો નહિ થાય. જાઓ [illegible] વજુભાને આપણાથી હવે સાથે નહિ રખાય ને ઠક્કરાણીઓ[illegible]ય ગઢમાં જામ ઉઢાણી જામ જખરા પાસે મુકી આવો. પછી આપણે છુટા થઈએ. અને આપણી ચિંતા કાંઇક ઓછી થાય. પછી કરો કેશરિયાં. આઈનું નામ લઇ અખાડા મચાવો જય જગદમ્બા. જાઓ બાપ."

તેનો મોટો કુંવર તેમને લઈ ઘોલાગઢ ગયો. જામે તેમને આશ્વાસન આપ્યું અને કુંવરને પોતાની પાસે રહેવા દેવા માટે બહુ સમજાવ્યું. પણ નોંધણજીના કુમારે ના કહી અને કહ્યું કે, "ભાઇ તમારાથી સંભાળી શકાશે નહિ. દુશ્મનોનું જોર બહુ છે. તેમ કુટુંબીઓમાં વેર જગાડવાની બાપુની મરજી નથી તેથી જ ના કહી છે." પણ જખરાએ તેના સામે જીદ લઈ વજુભાની રાણી તથા તેના કુંવરને જવા ન આપ્યું. ને કહ્યું કે આપણી ઠક્કરાણીઓ પર મુલકમાં ન જાય. બાકી વજુભાને ભલે તેના ફુવા તમાચી હમીરાણી પાસે તેની ઓથમાં મુકી આવે અને તેના કુંવર તથા રાણીને તો હું અહીંથી જવા નહિ દઉં. તમે બાપુને મારો સંદેશો દેજો કે જખરાએ વજુભાના રાણી તથા કુંવરને ત્યાં મુકવાની રજા ન આપી. તેની તેમાં સંમતિ ન હોવાથી પોતા પાસે રાખ્યા છે. તેમાં બાપુ જરા પણ નારાજ નહિ થાય. તેમ મને પણ આ રાણી તથા કુંવર માટે જેટલી તકલીફ કે હાનિ પહોંચશે તેની મને પરવા નથી અને તેટલી રંજ ઉઠાવી હું તેને પહોંચી વળીશ તમે તેમને હવે સલામત સમજજો.

નોંધણજીના કુંવરને જામ જખરામાં પૂર્ણ વીશ્વાસ આવ્યો તેથી વજુભાની રાણી તથા તેના કુંવરને ત્યાં રાખી વજુભાને તેડી ઉમરકોટ

તરફ આવ્યો અને ફુવાને ભલામણ કરી કે, " ફુવા આ ઉમાણુ માથા સાટે છે હો. અમે પાછા લેવા આવશું ત્યાં સુધી સંભાળજો. " એટલું કહેતો, તે ત્યાંથી રવાને થઇ નોંઘણજી પાસે આવ્યો ને બધી હકીકત કહી સંભળાવી.

નોંઘણજીને તેનો દીકરો મરાયો હતો તેની જરા જેટલી પણ દિલગીરી ન હતી પણ વજુભાનો હક્ક અપાવું. તેના બાપે મને સોંપ્યો છે અને મને મારા ઘોળામાં ધૂળ નાંખી છે તે મારૂં વેર તેનાથી લઉં ત્યારે જ અન્ન ભાવે. એજ એના મનની નેમ હતી. હવે તો ચોફેર એકદમ રાડજ પોકરાવી દઉં. ભાઈ ભાઈના નથી તો હવે દયા કોના ઉપર હોય. હવે તો આડો આવે તેને કત્લજ કરવું પાછળ ફરીને પણ ન જોવું કે શું કરૂં છું. જય જુગદમ્બા.

ઉનાળાના સખ્ત તાપ તપે છે, ઉના ઉના વાયરા ફૂંકાય છે. માળામાં બેઠેલ પક્ષીઓના પ્રાણ તાપને લીધે કંઠે ભરાઈ રહ્યા છે. એવા સખ્ત તાપમાં વાગડના ઝાંઝવાને નદી–સરોવર સમજી સમજીને મુસાફરો તેના તરફ આવે છે. આપણો બહાદૂર નોંઘણજી બહારવટીઓ પણ એવે સમય એક ગામની પાદરે આવી પહોંચ્યો. તેના મોઢાની ચામડી તાપથી કાળી પડી ગઈ છે. તેની આંખે પાણી વિના અંધારાં આવે છે. તેનો કંઠ તરસથી રૂંધાઇ ગયો છે. શરીર ઉપર ધૂળ ઉડી ઉડી થર જામી ગયા છે અને પોતે હાંફતો હાંફતો કુવા તરફ આવે છે. કુવા ઉપર એક જુવાન પનિયારી પાણી ભરતી હતી તેણી, દૂરથી આ ઘોડેસ્વારને જોઇ બેબાકળી થઇ ગઇ ને ઝટ ઝટ પોતાની હેલ ચડાવવા જાતી હતી ત્યાં તો સ્વારે નજીક આવીને પોતાના હાથની હથેળી હોઠે માંડી ને ઇશારો કર્યો કે પાણી પીવું છે. એનું ગળું પાણી વિના સુકાઈ ગયું હતું તેથી બોલવા ગયો પણ બોલી શકાયું નહિ તેથી તુરત ઘોડા ઉપરથી ઉતરી પડયો.

તેની વૃદ્ધ અને કરમાઇ ગયેલી કાયા જોઇને બાઇને દયા આવી અને બાઇએ તેને પાણી પાયું. તેનો જીવ કંઇક ઠેકાણે આવ્યો ને પાણીના ખોબા ભરી ભરીને પોતે પોતાના માથા ઉપર નાંખી ઠંડક કરીને બાઇને કહ્યું કે બેન થોડું પાણી ઘોડાને પણ પા. તેપણ બહુ

તરસ્યો છે. તે બિચારો માંડ માંડ પહોંચ્યો છે. બિચારો તેપણ જીવ છે ને. તને પુન્ય મળશે, તેને બે ઘડા પાણી પા. બાઇએ તેના ઘોડાને પણ પાણી પાયું.

ડોસાને સંતોષ થયો અને બોલ્યો કે, "દીકરી તારો અખંડ ચુડલો રહે."

બાઇ બોલી, "બાપ, એવા ચુડલા તો સાત વાર ભાંગ્યા અને સાત વાર પહેર્યા આતો આઠમો ચુડલો છે. તે વળી કયાં સુધી કાયમ રહેશે. મારો રોયો નોંઘણજી વાઘડીઓ જીવતો છે ત્યાં સુધી અખંડ ચુડલો તે વળી કયાં સુધી રહેવાનો છે?"

"કાં દીકરી નોંઘણજી વાગડીએ તને શું કર્યું છે?"

"બાપ પ્રથમના ધણીનું માથું કાપી નાખ્યું ત્યારે બીજાને નાતરે ગઈ. તો બીજાને માર્યો તો, ત્રીજાને નાતરે ગઇ તો, ત્રીજાને સીમાડે માર્યો તો ચોથે નાતરે ગઇ. એમ એક પછી એક સાત સાત ઘર તો ભાંગ્યાં અને હું આઠમે ઘરે નાતરે ગઈ છું બાપા. આવો તે કંઇ મનખો કોઇને મળતો હશે. એ કાળા મોં વાળાના પ્રતાપે અમારા તો કુતરાના ભવ થઈ ગયા છે. અમારી સીંમો પણ ઉજ્જડ થઇ ગઇ છે. બેઠે બેઠે ઘરમાં પણ તે મુઆની બીક લાગે છે. સીમાડે તો ફરી પણ શકતા નથી."

નોંઘણજીએ વિચાર્યું કે આ બાઇને બહુ ધ્રાસકો પેસી ગઇ છે. માટે તેને ઓળખાણ આપીને ધીરજ આપું કે તેનો ગભરાટ દૂર થાય. એમ વિચારી તેણે પોતાનું બોકાનું છોડયું. તેના દાઢી અને કાતરાના લાંબા વાળ પથરાઈ ગયા. તેનું આ વિકાળ રૂપ જોઈ આ-હેરીઆણીએ તેને ઓળખ્યો. ઓળખતાં તેનું શરીર કંપવા માંડયું અને ધ્રુજતાં ધ્રુજતાં તે બોલી, "એ એ નોઘણજી દાદા તમારી ગાય છું મને મારશો મા."

"ડરીશ મા બેટા ડરીશ મા હું તને નહિ મારૂં તને ગાય જેવી ગરીબડીને તે વળી હું મારૂં. તેં તો આજ મારો જીવ ઉગાર્યો છે. હું પોતે જ તે નોંઘણજી વાગડીઓ. તારા સાત સાત ભરથારને

મારીને તારો સાત ફેરા ચુડલો ભંગાવનાર હું પોતે જ તે વાગડીઓ. બેન હું છલોછલ પાપમાં બૂડયો પડયો છું પણ હજી મારાં પાપ બાકી છે તે પુરાં કરવા સારૂ જીવતો રહ્યો છું. બેનડી આ લે, એમ કહીને, નોંઘણજીએ તેના ઘડામાં મુઠી ભરી સોના મ્હોર નાંખીને બોલ્યો. દીકરી હવે તારા ધણીને નહિ મારૂં જા તને મારૂં વચન છે."

"પણ દાદા તમે મારા ધણીને કેમ ઓળખશો ?"

"તારા થેપાડાનું લૂગડું છે એવું રાતું લૂગડું ફાડી તારા ધણીની જમણીબાંયે થીગડું મારજે. એ એંધાણી જોઇને મારો કોઇ પણ જણુ તારા ધણીને આંગળી નહિ ચીંધે."

× × ×

ઉમરકોટના રા'ના મહેલમાં આજે રમતની ધૂન મચી રહી છે. ફુવો ભત્રીજો ચોપડામાં જામ્યા પડયા છે પણ તમાચી હમીરાણીને એક વાતનો મોટો અચંબો થઇ રહ્યો છે. પોતાના ભત્રીજા વજુભાને, રા' પુછે છે કે, "ઠાકોર ઘડીયે ઘડીયે પાછળ તે શું જોઇ રહ્યા છો. હજી પણ તમને બીક લાગે છે કે, તમારે મન ગેડીની ફોજ આવી મારૂં માથું વાઢી લેશે. એ તો નારૂભાની જણનારીએ તેમાં એટલી બધી હૈવત નથી મુકી કે, ઉમરકોટમાં આવી તમને આંગળીએ ચીંધી શકે. એ તો ત્યાં જ પોતાનો દોર બતાવી શકયા છે બહાર તો પૂછા કરે છે કે કેટલા શેરનો છે. એવા કેશરીસિંહો તો તમારા કચ્છમાં હજી નથી પાકયા. બાપુ, હૈયું હેઠું કરીને બેસો."

ઉપલા રા'ના શબ્દો સાંભળી વજુભાનું રૂંવાડે રૂવાડું ઉભું થઈ ગયું. પણ ફુવાએ તો ચલાવ્યા જ કર્યું. "જોયાં, આ ઉમરકોટના કોટ. જુઓ, સિંધી પહેલવાનો. નારૂભા તો શું પણ તમારા મોટેરા ઉતરી આવે તો એક એકને ભાલે વીંધું. અમારા યોદ્ધાઓના હાથ તમે હજી નથી જોયા. એવા સેંકડો નારૂભા આવે તોપણ અહીં ફાવી શકે તેમ નથી. છતાં તમારી છાતી ભાર ન ઝીલતી હોય તો રાણીવાસમાંથી લૂગડાં મંગાવી ને પહેરો. અને ઓઝલ પડદામાં રહો. રજપૂતાણીઓનાં માથાં કાયમ હશે ત્યાં સુધી કોઇની મગદૂર નથી કે તમને ઘા કરી જાય. જુઓ, ગોડરાણીએ પોતાના પતિ લાખા ધુરારા

પાછળ પણ અનેક ખટપટો જાગ્યા છતાં કેટલી બહાદુરીથી પોતાના રાજ્યને સલામત રાખ્યું હતું. કુંવર, વાઘેલા વંશને માથું બહુ વહાલું એ તો મેં આજેજ જોયું."

વજુભાનું માથું આજ રા'ના વચનોએ ભમાવી દીધું છે. ધરતી માર્ગ આપે તો હમણાજ પેસી જાઉં તેને એટલી બધી શરમ થઇ. તેના ચ્હેરા ઉપર સ્પષ્ટ ક્રોધનો ઓછાયો પડી ગયો છે. પોતે રા' પાસેથી ઉઠી બહાર ફરવા નીકળ્યા તેણે પોતાના ફુવાને એક શબ્દ પણ ન કહ્યો.

એકલો પડીને વજુભા વિચારે છે કે, ધિક્કાર છે મને કે ફુવાને આશરે આવ્યો. ફુવાએ આજ મારી સાત સાત પેઢીને તુચ્છકારી કાઢી. એથી તો કાકા પોતા સાથે રાખત તો સારૂં હતું. ભલે ધીંગાણામાં ક્યાં ખપી ગયો હોત તો પણ એટલું વસમું ન લાગત. કાં બાપના રાજ્યમાં ચોથીયું રોટલો મલ્યો હત તો પણ સારૂં હતું. ફુવાએ દૂધ સાકર જમાડયા પણ તેમાં સોમલ કાં ભેળવ્યું? ધિક્કાર છે કે પારકે ઘરે રહી નીચી નજરે તેનાં વેણ સાંભળવાં. હાય જીવતરનો એટલો બધો મોહ કે. આજીવવાથી મોત ઘણું જ સારૂં કાકા તો કોણ જાણે ક્યાં હશે પણ ભા'ને સમાચાર મોકલું હવે તો અહીં રહેવું માથાનો ઘા લાગે છે.

× × ×

ગેડીના દરબાર ગઢની ડેલીએ સાંઢણી બેસાડી એક રબારી દોડતે પગે કચેરીમાં આવ્યો ને ફેંટામાંથી એક કાગળ કાઢીને નારૂભા'ના હાથમાં આપ્યો. ભા'એ પુછ્યું "શીણાઈ કાગળ કોનો છે?"

"રબારીએ ઉત્તર આપ્યો કે, "અન્નદાતા ઉમરકોટના સીમાડામાં અધરાતે એક જુવાને આ કાગળ દીધો છે. અને કહ્યું છે કે બાપુને હાથોહાથ પહોંચાડજો."

"ઠીક ત્યારે તે કાગળમાં કંઈ નવા જુની હશે" એમ કહીને કાગળ વાંચવા મંડયા.

"ભાઈ, ફુવાએ તો મારા માથામાં ખિલા ખોસીને છિદ્રો પાડી દીધા છે. તેના ઘા મને બહુ વસમા લાગે છે મારાથી તે સહન નથી થઈ શકતા. મને આશ્રિત જાણીને સાત સાત પેઢીના આપણા પૂર્વજોને તેણે અપમાન દીધાં છે. મેં તો મારી સિંહણ જેવી વાઘેલી

માતાના ધાવણને લજાવ્યું છે. મારે માથે હવે માથું સ્થિર રહેતું નથી મારૂં મસ્તક ડગમગી રહ્યું છે. ફુવાને માથે મારાથી ઘા ન થાય. મને આશ્રય આપ્યો તેને ઠાર કરૂં તો મારી જનેતા લજાય. તેમ મારો દેહ પણ મારે હાથે વિના ખપનો પાડી નાખું તેમાં પણ શું ફાયદો. ભાઈ આપણા ઉપર દુનિયાં હાંસી કરશે. પણ મારૂં જીવતર હવે મને ઝેર સમાણું થઇ ગયું છે. જીવતાં જે ન કરી શકયો તે મરવાથી કરી શકું એવો ઉમંગ થાય છે. માટે ભાઇ તું આવજે. રા' બે દિવસ ખમીને શિકારે જાશે અને ત્યાંથી જ છેટે પોતાના ગામડાઓમાં ફરવા જાશે માટે જલદી આવજે આજથી ત્રીજે દિવસ ઉમરકોટના દખણાદા સીમાડામાં તારી રાહ જોઇશ. "

નારૂભાનો ચ્હેરો કાગળ વાંચતાં ઉતરી ગયો તેની આંખો લાલચોળ થઈ ગઇ. તેનું શરીર ક્રોધથી એકદમ ઉછળી પડયું કચેરીમાં બેઠેલા તમામના મનમાં ચિંતા થવા લાગી કાગળ વાંચતાં દરબારનો ચ્હેરો એકદમ ક્રોધાતુર કેમ થઇ ગયો, બધા વિચારમાં પડયા.

એક જણે પુછયું "બાપુ, કાગળ કોનો છે ? આ કાસદ કયાંથી આવ્યો છે ? તેમાં કાંઈ નવા જુની જેવું લાગે છે. એવડું તે શું લખ્યું છે કે ભારે ગુસ્સે થઈ ગયા ?"

નારૂભા--કાગળ તો છે મારા માડી જાયા નાનેરા ભાઈનો. તે અહીંથી નિકળ્યા પછી ઉમરકોટ ફુવા પાસે પહોંચ્યો છે. ફુવે તેને કંઇ કંઈ ભુંડાં વેણ ભાખ્યાં છે તેથી તેનું અંતર ઉકળી આવ્યું છે અને મને તેડાવવાને આ માણસ સાથે કાગળ મોકલાવ્યો છે.

ડાયરાના માણસો સામટા બોલી ઉઠયા કે, "બાપુ આમાં તર્કટ છે. નકી તર્કટ. આવી રીતે દગો રમીને તમને મારવાની તેમની ધારણા છે તમને મારીને રાજ્યના ધણી થવાનો તેનો મનસુબો લાગે છે. કોઇ રીતે ન પહોંચ્યા ત્યારે આ રસ્તો લીધો છે. બાપુ વિશ્વાસ ન કરશો." બીજાએ, ટાપશીપુરી—હા ભા હા. દગો નહિ તો બીજું શું. આ તો બાપુની આંખમાં ધૂળ નાખવા માગે છે. કેવી ડાહી કરામત વાપરી. જોયું ભા.

નારૂભાની આંખમાંથી અશ્રુઓ વહેતાં થયાં. તેને પોતાના નાનેરા ભાઈ ઉપર સ્નેહ છુટયો. તેના સ્વાર્થ બધા અલોપ થઇ ગયા. તેની

નજરમાં માડી જાયા પાસે બધો સ્વાર્થ તૃણ સમાન થઇ રહ્યો. તેને સાંભર્યું કે, મને બાપુએ હડસેલ્યો હતો. નાનપણમાં બહુ જ દુઃખી હતો તેનો બદલો ભાઇ પાસેથી મેં શા માટે લીધો ? એમાં ભાઈનો શું ગુન્હો ? એતો માવિત્રો છે, કોઈના ઉપર તેમની મીઠી નજર પણ હોય, વજુભા ઉપર તેમનો પ્રેમ હતો મને આઘો કર્યો હતો પણ હું શું તે વેર ભાઇ ઉપર ઉતારૂં. ના ના ગમે તેવો તોય મારો ભાઇ. તે અહીં આવે જે એને જોઈતું હોય તે એનું. મારે કાંઇ પણ નથી જોઇતું. આજ એના કુળની કીર્તિ અને લાજ એણે વહાલી ગણી માથાની પરવા એણે નથી કરી. વાઘેલી સિંહણનું દૂધ ધાવ્યું હોય તે શું કડવાં વેંણ સાંખે ખરો. એવાં વેણ જ કુવે કાઢયાં હશે તે એને બહુ વસમાં લાગ્યાં છે.

ડાયરા સામે ફરીને નારૂભા બોલ્યો. “ અલ્યા ખબરદાર, કુતરાઓ ! મારા ભાઇને દેશવટો અપાવનાર તમે જ છો. અમારા બાપુએ નોંઘણજી કાકાને અમારાં કાંડાં સોંપ્યાં હતાં તે છોડાવનાર તમે જ છો. આ વિખ તમારા થકી જ પડયું છે ખબરદાર કોઇએ અવળા શુકન પણ કાઢયા છે તો જીભ ખેંચી કાઢીશ. હું તમારામાં વીંટળાઇ રહ્યો હતો તમે બધાએ ભેગાં મળી અમારામાં ઝેર વેર કરાવ્યાં હવે કોઇ બોલ્યું છે તો શરીર ઉપરથી ચામડી બધી ઉતરાવી લઇશ. બસ મારો ઘોડો તૈયાર કરો અને એક જ અસ્વાર મારા સાથે ચાલો વધારેની કંઇ જરૂર નથી. જલદી કરો. ”

નારૂભાના ઉપલા જવાબથી બધાનાં મોઢાં કાળાં પડી ગયાં. બધા એક બીજા સામે જોઇ રહ્યા. થોડી વારે ફરી જેણે પહેલાં પોંકીઆની વાત છેડી હતી તેને આ વાત ગોઠતી ન હતી તેથી તે બોલ્યો બાપુ દગો, ચોક્કસ આમાં દગો છે તમે ભોળવાઇ જાઓ છો અમને આ વાતમાં કંઈ ભેદ લાગે છે જેથી આ વાત અમને ઠીક નથી ભાસ્તી.

નારૂભા આ બોલવું સાંભળી એકદમ ગુસ્સે થઇ ગયો. તેની આંખમાંથી તણખા ઉડવા લાગ્યા તે ક્રોધીત થતો બોલ્યો. “ ચંડાળ મારા કામમાં વચમાં આડે આવનાર તું કોણ ? કમબખ્ત આ બધાનું મૂળ તો તુંજછે. ભાઈ દગો કરે તે દી' દિવસ આથમણે

ઉગશે તે દગો કરે જ નહિ. છતાં જો તેણે મને મારી નાંખ્યો તો કયાં મારો વંશ નથી? એવા લક્ષ્મણ જેવા જતિ જેવા ભાઇના હાથે તો મરવું પણ સારૂં. એથી રૂડું વળી શું? પછી પણ સ્વર્ગે સંચરિયે. હું આજે જ ચડી જાઉં છું ને બે દિવસમાં તો ભાઇ અહીં સમજજો."

ભાઇ હજી કેમ ન આવ્યો. વાટ જોતાં જોતાં તો દિવસ પણ આથમી ગયો અને આકાશમાં રતાશ પણ ભાંગતી જાય છે. અંધારૂં થતું જાય છે. તો પણ ભાઇ ન આવ્યો. ચોક્કસ તેના લૂણહરામી કુતરાઓએ કાંઇને કાંઈ ઝેર રેડયાં હશે. નહિ તો વાઘેલો સોલંકી આમ કદી પણ ન છુપાય. કાન દઇ દઇને ચારે દિશાએ સાંભળવા લાગ્યો. નજર ફેરવી ફેરવી ચારે કોર જોવા લાગ્યો પણ નારૂભા ન દેખાયો. હું તો હવે આ ઝાડીમાં આંટા મારી મારીને થાકી ગયો. છેવટે નિશ્વાસો મુકીને ઘર તરફ પાછો વળ્યો કે પાછળથી તેને જતો જોઇ હાકલ કરી પણ તે તો વિચારોમાં એટલો બધો ગુંથાયો હતો કે તેણે તો સીધે રસ્તે ચાલ્યા જવા સિવાય આડી અવળી મીંટ પણ માંડી નહિ. તેને પાછળથી થતી હાંકલો તેણે એક પણ સાંભળી નહિ જેથી નારૂભાએ પોતનો ઘોડો દોડાવી તેને સામે આવી ઉભો રહ્યો. તે એકદમ વિચારમાં હતો અને અંધારૂં પૂર્ણ થઇ જતાં કોણ છે તે જલદી કળી શકયો નહિ. પણ તે ઘોળા ઈંડા જેવા કદાવર ઘોડાને જોઈને તેને ઓળખ્યો. એટલામાં તો નારૂભાએ ઘોડા ઉપરથી જલદી ઉતરીને ભાઇને બાથમાં લઇ લીધો. અને બોલ્યો,

"ભાઇ મારાથી આમ અબોલા હોય? તને જરા કંઈ કહ્યું હશે તેથી આટલો બધો રીસાયો. મારાથી કહેવાઇ ગયું હશે, મને માફ કર ભાઇ. ભૂલો તો મોટાઓ પણ કરી ગયા છે આપણે તો અજ્ઞાન એટલે ભૂલ થઇ હવે મારી સાથે ચાલ." બે ભાઈઓની આંખમાંથી અશ્રુઓ વહ્યાં. કે તેઓ પુરતી વાત પણ નથી કરી શકતા માંડ માંડ ઉપલાં વાકયો નારૂભાએ કહ્યાં. "હું કયાં ચાલુ ભાઇ?"

"ગેડી. બીજે કયાં? તારા માટે ઘોડો પણ લેતો આવ્યો છું. ઉઠ જલદી કર તું મોઢે માગે તેટલું રાજ્ય તારૂં. રાજા તું. સત્તા તારી. મને બેઠો રહેવા દે હવે. અને પ્રભુ ભજન કરવા દે. રાજ

ઘણી મુદત કર્યું હવે હોંસ પુરી થઈ. રાજના મદમાં ભાઇ જેવા ભાઇને બહાર કાઢયો ગઢ જેવી ઓથ જેવા કાકાનું અપમાન કરી કાઢયો. હવે જીંદગીમાં શું મીઠાશ રહી ? ભાઈ હવે તું જાણે ને તારૂં રાજ જાણે.

"ભાઈ મને રાજપાટ ભોગવવાનો શોખ નથી. તમને એટલા માટે નથી તેડાવ્યા મારે તો આપણા કુળ ઉપરથી મેણું ઉતારવું છે. તે માટે તમને તેડાવ્યા છે. મારૂં માથું વાઢી લ્યો અને બજાર વચ્ચેથી ફેરવી જતા રહો. મારા પર દયા ન બતાવશો કુળના બિરદ સંભાળો ભાઇ."

"ભાઇ હવે એવાં વેણ શું કાઢતો હઇશ. આવા બોલોએ તો બધું બગડયું છે. જલદી કર ભાગી જઇએ અહીં ઉભું રહેવું બરાબર નથી."

"મોટા ભાઈ આડી અવડી વાતો શા માટે કરો છો. મેં કાંઇ મારો જીવ ઉગારવા નથી તેડાવ્યા. મને જીવવું નથી ગમતું મને તો આપણા પૂર્વજોનાં કલંક ધોવાં છે. તે મારાથી ન બની શકે. મને તેણે આશ્રય આપ્યો છે માટે તમને તેડાવ્યા છે. મારૂં માથું વાઢી જાઓ અને બતાવો કે વાઘેલાઓએ ચુડીઓ નથી પહેરી, તેની તેને ખાત્રી કરી આપો. દયા અને માયા આવે વખતે ન હોય. દયા અને માયાને હમણા કોઠામાંથી ધકેલી કહાડો. તમે તમારા પૂર્વજોની બદબોઇ કેમ સાંખી શકો છો ? આટલા ભીરૂ કેમ બનો છો ? તમે તમારા કુળના બિરદ સંભાળો ભાઇ હવે સુખના દહાડા જતા કરો. જલદી કરો ભાઈ, તલવાર ચલાવો."

નારૂભા—ભાઇ તલવાર મારાથી ન ચાલે. તારૂં માથું હું ઉતારૂં. એ કેમ બને, આ કેવી વાત કરી રહ્યો છો. બાકી બીજો રસ્તો બતાવ કે કેવી રીતે વેર વાળું. ગમે તેવો વિકટ હશે તો તે પણ જીવ હશે ત્યાં સુધી તેનું વેર લઇશ બાકી આ વાત તો મારાથી નહિં જ બને.

વજુભા—ત્યારે જાઓ ભાઈ કોટમાં, રા' નથી; કોટ સુનો પડયો છે, તેથી ત્યાં જાઓ તેના મોટા કુંવરનું માથું ઉતારી આવો. અને

તેમને ચેતવશો કે વાગડીઓ તારા છોકરાનું માથું ઉપાડી ગયો છે હવે વહાર લઇને વહેલો વહેલો આવજે. અમે વાગડીઆ રાબ તાણી જાણીએ તું દૂધ ચોખા જમનારો વહેલો વહેલો આવજે એટલું ચેતાવી ચાલ્યા આવો.

"ભાઇ ત્યારે તું ક્યાં જઇશ. ?"

"હું તમારા ભેગો નહિ ચાલું હું જઇશ નોંઘણજી કાકા પાસે તેણે મારા માટે ઘડપણમાં વ્રત લીધાં છે આ દિવસે તેને આટલું બધું કષ્ટ વેઠવું પડયું છે તે ફક્ત મારા માટે. ભાઇ મરદ થાજે અમો તમારા પર ચડાઇ કરશું. તમારે જે બંદોબસ્ત કરવો હોય તેટલો કરી રાખજો."

નારૂભા–"વજુભા હવે રહી રહીને પાછી એજ વાત. ભાઈ, હવે તો પડતું મેલ, હું તું માગશે તેટલું આપવા તૈયાર છું તારા વગર હવે મારૂં જીવતર ખારૂં છે. ભાઇ મારૂં વચન માન, મારા ઉપર દયા કર, હજાર ગુન્હા હોય તોપણ મારો માડી જાયો ભાઈ તેને શું નહિં ધુવે ?"

"ભાઈ હું કોઈ પણ રીતે તારી સાથે આવી શકું તેમ નથી. કાકા ભેગો જઇશ મારી શોભા ત્યાં છે. મારા માટે તેમને બહારવટે ચડવું પડયું છે. સેંકડો મનુષ્યોના વિના કારણે પ્રાણ લીધા છે એ બધું મારા માટે અને હું તેનાથી ફુટીને તારી ભેગો આવું, ભાઇ, એ કેવી વાત કહી; મારી જણનારી લજાય. હું નોંઘણજી કાકાથી છૂટીને તારી સાથે આવું ને મારા પ્રભુ સામે હથિયાર ઉપાડું, તે કરતાં ધરતી માર્ગ આપે તે તેમાં પેસી જઉં. આથી ખરાબ વાત હજી બીજી કયી છે. બસ જાઓ ભાઇ મારો ધર્મ અને ટેક એજ છે. હવે વખત થતો જાય છે લ્યો હવે રામરામ હું જાઉં છું પણ ભાઈ સીધો મહેલમાં જાજે બ્હીકે રખેને અહીંથી જ ભાગી જાય નહી." એમ કહેતો વજુભા રવાને થઈ ગયો.

વજુભાને પોતાની ટેકમાં અડગ અને મક્કમ જોતાં તે કંઇ પણ વધારે તેને કહી શકયો નહિ. થોડીવાર વિચાર કર્યો, પછી તુરત જ ત્યાંથી કોટ તરફ ગયો પણ બંને ભાઇઓની વાતચિતમાં અધરાત તો

વીતી ગઇ હતી. જેથી કોટના દરવાજા બંધ થઈ ગયા હતા. નારૂભાએ આખો કોટ ફરીને જોયો પણ ક્યાંથી કોટ ઉપર ચડવા જેવું તેના જોવામાં ન આવ્યું. કોટમાં કોઇપણ રીતે જવાય તેમ ન હોવાથી તે મુંઝવણમાં પડયો અને હવે શું કરવું તેનો વિચાર કરવા લાગ્યો કે, અહીંથી પાછા તો જવું નહિ. જો ભાગી જાઉં તો મને એબ લાગે અને ભાઇ જતાં જતાં કહેતો ગયો છે કે સીધો મહેલમાં જજે શું ભાઇને મારામાં વિશ્વાસ નહિ હોય તેથીજ કહ્યું હશે. પણ શું કરૂં આખરે વિચાર કર્યો કે અહીંથી બે ચાર માઇલ પર જઈ દિવસ ત્યાં જ ગાળી કાઢવું ને પાછું રાત્રિનું અંધારૂં થયે શહેરમાં દાખલ થવું. એવો વિચાર કરી તેણે આખો દિવસ જંગલમાં જ પસાર કર્યો અને સાંજે દિવસ આથમી ગયા પછી તે કોટમાં દાખલ થયો. કેટલાક જણે જોયું પણ કોઈ પરદેશી છે એમ અનુમાન કર્યું તેથી કોઇએ તેને બોલાવ્યો નહિ. તે ત્યાંથી સીધો દરબાર ગઢમાં ગયો. દરબાર ગઢના ચોકમાં રા'ના કુંવરો હજી ત્યાંજ રમત કરતા હતા તેણે એક ઉપર તલવારનો ઘા કર્યો. તેનું માથું જમીન ઉપર પડયું તે ઉપાડી ચાલતો થયો. દરવાજે એક પહેરેગીરે તે જોયું અને ત્યાંથી તેને પકડવા દોડયો તેને પણ નારૂભાએ તલવારનો ઘા કર્યો તે જમીન ઉપર પડયો. પણ તે ઘાથી તે મુઓ નહિ. ઘા તેના ખભા ઉપર પડયો હતો તે જીવતો હતો પણ ઘા એવો સચોટ હતો કે તે ઉઠીને કંઇ હીલચાલ કરી શકે તેમ નહતું. જતાં જતાં નારૂભાએ તેને કહ્યું કે તારા રા'ને કહેજે કે, નારૂભા વાગડીઓ તારા છોકરાનું માથું ઉપાડી ગયો છે હવે વહેલો વહેલો આવજે અને રાબ પીનારાઓના હાથ જોઇ જજે. એમ કહેતો નારૂભા ઝપાટા ભેર ત્યાંથી ભાગી ગયો.

આ તરફ બીજા કુંવરો રમતા હતા તે આ બનાવ જોઇ બેબાકળા થઈ ગયા. અને જલદી જલદી ઉપર ગયા ને પોતાની માતાને તે વાત કહી.

રાણી નીચે આવી તપાસ કરાવી આ કૃત્ય કોણે કર્યું તેની તપાસ કરી અને દરવાનને પણ જખ્મી કરતો ગયો છે એમ સાંભળી તેને જોવા દરવાજા પાસે આવી અને દરવાનને પુછયું કે આ ઘાતક

કોણ હતો. દરવાને કહ્યું માતા તે વજુભાનો ભાઈ નારૂભા હતો, તેણે કુંવરનું માથું કાપ્યું છે; હું તેને પકડવા દોડયો એટલે મને પણ તલવારનો સખ્ત ઘા કર્યો અને હું જમીન ઉપર પડી ગયો તે ભાગી છુટયો. માતા, હજી ઘણો પથ નહિ કાપ્યો હોય. સાથે નારૂભાએ કહ્યો હતો તે સંદેશો અને સવિસ્તર હકીકત કહી સંભળાવી. રાણીએ તેને પક-ડવા માટે પાછળ માણસો દોડાવ્યા પણ તે તો કયારનો અદશ્ય થઈ ગયો તે કોઈના પણ જોવામાં ન આવ્યો. રાત્રિ આખી ભટકી ભટકી ઘોડેસ્વારો સવારના વીલે મ્હોડે પાછા આવ્યા અને નારૂભા હાથ ન આવ્યો ને ભાગી ગયો તેવા સમાચાર આપ્યા.

તેજ દિવસે સાંજે રા' મુસાફરીએથી પાછા વળી આવ્યા અને આ સમાચાર સાંભળી અતિશય તેમને ક્રોધ ચડયો અને નારૂભા ઉપર ચડાઈ કરવા પોતાના લશ્કરને તૈયાર કરવા હુકમ આપ્યો.

* * * *

નોંધણજીનો ત્રાસ દિવસો દિવસ વધતો જતો હતો અને રૈયત એકદમ ભયભીત થઇ રહી હતી. બધા ભેગા મળી દરબાર પાસે ગયા જેથી નારૂભા નોંધણજી ઉપર મોટું લશ્કર લઇને તેને કબજે કરવા નીકળ્યો. નોંધણજીએ લૂંટ ચલાવવામાં અને ગામડાઓ ભાંગ-વામાં કાંઇ પાછળ ફરીને જોયું નહતું તેમાં તેનો એ પણ અર્થ હતો કે આ પોકાર નારૂભા પાસે પહોંચે તો તેની આંખ ઉઘડે. અતિશય ત્રાહે ત્રાહેનો પોકાર થઇ રહ્યો અને આ જુલ્મ સહન ન થઇ શકવાથી છેવટે નોંધણજીને તેની સજા કરવા પોતે આજે ચડયો હતો. દૂર જતાં આ બંને લશ્કરનો ભેટો થયો બંને વચે યુદ્ધ ચાલ્યું અને બંને પક્ષ વાળા પોતાની બહાદુરીથી લડયા. છેવટે વજુભા પોતાના ભાઇ નારૂભાના હાથે રણમાં પડયો અને નોંધણજીએ પણ છેવટે જોયું કે, હવે પહોંચી શકાય તેમ નથી તેમ વજુભા પડતાં તે એકદમ તેને લઈ નાશી ગયો નારૂભા પણ ત્યાંથી પાછા વળી ગેડી આવ્યો.

નોંધણજીએ વજુભાના મૃત્ય શરીર પાસે બેસી ખૂબ રૂદન કર્યું. જેના માટે તેણે આટલી આટલી જેહમત ઉઠાવી, જેના માટે આટલા આટલા નિર્દોષ મનુષ્યોના વધ કર્યા તે તો ચાલી નીકળ્યો તે ઘા

તેને બહુ સચોટ કહેવાય. તેણે રડતાં રડતાં પ્રતિજ્ઞા કરી કે, હવે મારી તલવાર મ્યાન નહિ કરૂં. તે તો ત્યારે જ થશે કે મારનારને મારૂં ત્યારે જ તલવાર મ્યાન કરૂં. એમ કહેતાં પોતાના એક અંગત માણુસ જે તેનો નજીકનો સંબંધી હતો તેને સાથે રાખી પેલી વજુભાની છેલ્લી ક્રિયા કરી પછી બંને જણુ ગેડી તરફ ઉપડી નીકળ્યા.

અર્ધરાત્રે તેઓ નારૂભાના મહેલ પાસે આવ્યા. ત્યાં પહેરે-ગીરોની ચોકી ભાળતાં બીજી તરફથી તેમની નજર ચુકાવી નોંઘણજી મહેલ ઉપર ચડી ગયો અને બીજો જણુ જે તેની સાથે હતો તેને કંઇ આફત આવે તો તેને અટકાવવા અને પોતાને ચેતવણી આપવા માટે મેડી નીચે જ દાદર પાસે ઉભો રાખ્યો.

નોંઘણજી કઠેરા ઉપરથી નીચે પડયો તેનો અવાજ થતાં નારૂ-ભાની આંખ ઉઘડી ગઇ. સામે જોયું તો નોંઘણજી કાકો હાથમાં નાગી તલવાર લઇ ઉભો છે. તેણે કહ્યું ભલે કાકા માથું વાઢી લ્યો તમારા હાથે મરવું ભલું. ભાઇ માર્યો, તમારા જેવા દેવ જેવા મોટે-રાથી વેર કર્યું. રાજ્યની હાથે કરી મેં પોતે જ પાયમાલી કરી હવે જીવી ને શું કરૂં કાકા? ખુશીથી માથું ઉતારી લ્યો.

નોંઘણજીએ નારૂભાના માથા ઉપર તલવારનો ઘા કર્યો અને તેનું માથું ધડથી જુદું થઇ જમીન પર પડયું. બીજો ઘા તેના કુંવર ઉપર કરવા જાતો હતો કે રાણીએ અવાજ કર્યો. બાપા, "પારેવડીના બચ્ચાને ન મારશો. દૂધીઆ દાંતવાળા બાળકને શા સારૂં મારો છો? બચ્ચાંને મારતાં તેની જનેતા જીવી શકશે ખરી. આ જુલ્મ પ્રભુ નહિં સાંખે."

નોંઘણજીને રજપૂતાણી ઉપર દયા આવી અને તેના રાતા ચુડલા સામે જોયું અને થોડો ખંચકાઇ બોલ્યો, "નહિ મારૂં માવડી આતો મારી પ્રતિજ્ઞાની ખાતર જ કરવું પડયું છે. રજપૂતનાં વેંણુ છે. વેંણુ ન ફરે દીકરી, બાકી આતો હું તેનું રૂવાડું પણુ વાંકું ન કરૂં પણુ તે દિવસે તેને સલાહ આપનાર પ્રધાન જ કોઈ ન હતો પ્રધાન વગર કંઇ ચાલતું હશે હલકટ હજુરિયાની સોબતેથી બધું બગડે છે. સારા સલાહકાર ન હોય તો આવાં પરિણામ આવે. દીકરી તેં

પણ તેને કંઈ સારી સલાહ દઇને આવા કાર્યોથી ન વાર્યો. તેનાં વેણેજ એનું ખરાબ કર્યું છે."

રાણી—બાપા તેમાં હું શું કરી શકું. મારૂં તો કાંઇ પણ માનતા ન હોતા હું કાંઇ કહીશ તે કારણથી મારી પાસે પણ થોડું આવતા અને પોતાની હાજરી ન હોવાથી પ્રજા ઉશ્કેરાઈ ગઈ હતી, અને પ્રગણામાં ચોરી, લૂંટો થયા જ કરતી તેનો પતો પણ નહોતો જડતો. ગરીબ બિચારી પ્રજાને ઈન્સાફ નહોતો મળતો તેથી હાય પોકારી રહી હતી પોતે નાસતા ફરે છે પાછળ કોઇ રખવાળાં કરે તેવો કોઇ નથી તેથી રાંક વસ્તીની આંતરડીઓ કકળી રહી છે તેની હાયખાઇ જશે. મારી પાસે આવેતો હું જરૂર કહું પણ તેમને ગોતવા કયાં? અને છેવટે તેનું આવું વિપરીત પરિણામ આવ્યું. ભોગ મારા, બીજું શું?

નોંઘણજી—કલ્પાંત ન કર દીકરી તેનું ફળ તેને મળ્યું છે. હવે હું જાઉં છું. અને હવે વજુભાના કુંવરને તેડાવી તેને તેનો અર્ધો ભાગ આપજે. જો નહિ આપે તો આ તારો કુંવર પણ... ...બીજા કુંવર તરફ નજર નાખી બતાવતાં નોંઘણજી રવાને થતો હતો કે રાણીએ હાકલ પાડી ઉભા રાખ્યા અને કહ્યું, બાપા કયાં જાઓ છો? હવે અમને રઝડાવી કયાં જશો? પાછળ આ વ્હેંચણ કોણ કરશે અને રાજની દેખરેખ કોણ રાખશે? તમારાથી તો હવે અમને મુકીને જવાય નહિ.

નોંઘણજી—તેમાં હું શું કરી શકું? તમે કોઇ કારભારી રાખી લ્યો અને તમારી દેખરેખથી ચલાવો. એ મારૂં કામ ન હોય હું હવે કંટાળ્યો છું.

રાણી—ના ના તેમ ન થાય, સારો કારભારી જ્યારે મળશે ત્યારે રાખશું આપણા ગામમાં તો એવો કોઇ નથી કે તેના પર વિશ્વાસ રાખી શકાય તેમ બહારથી તેડાવતાં પગાર મોટા જોઇએ તે કેમ પાલવે, ઉપજ ઉપર પણ નજર કરવી જોઇએ ને. તે છતાં આસ્તે આસ્તે બહારથી કોઈ તેડાવી લેશું પણ તમે હાલ અહીંઆં રહો, તમારૂં જ છે તમે જેમ આગળ ચલાવતા તેમ હજીએ ચલાવો. તમે આમ કંટાળશો તો કેમ ચાલશે?

નોંધણજી—ના ના દીકરી તે તો મારાથી નહિ જ બને મારાથી તે વળી અહીં રહેવાય ? હું અહીંઆં કયા મોઢાથી રહું ? હવેતો આઇના ચરણે ઢળીને આ દેહ પાડવાની છે. ઘણું કર્યું બેન, હવે એવું નહિં કરૂં.

રાણી—ત્યારે આ બંનેની વ્હેંચણ કરીને પછી તમારે જાવું હોય તો જાઓ. એટલું મારૂં વચન માંનો. બાપ ઉઠી, દીકરીની આટલી વાત નહિં માને, તમારે હાથે થાય તે રૂડું.

નોંધણજી—ભલે ખુશીથી બાપા તારૂં મન એમ રાજી થતું હોય તો એટલું પણ સાથે કરતો જાઉં. પણ એટલું કરો કે, જામ જખરા પાસેથી વજુભાના કુંવરને તેડાવી લ્યો અને જામને પણ સાથે તેડાવજો એ આવી ગયા પછી અમે બંને કુંવરોની વ્હેંચણ કરી ગાદી ઉપર બેસાડશું. આજને આજ તેમને સ્વાર મોકલો. હું કંથકોટવાળા ડુંગરમાં મારૂં રહેઠાણ છે ત્યાં જઇ આવું. બે ત્રણ દિવસમાં જખરોજી આવી જશે ત્યાં સુધી હું પણ પાછો વળી આવીશ.

રાણીએ સ્વાર મોકલી જામજખરાને કહેવરાવ્યું કે, વજુભાના કુંવરને તેડીને આપ ગેડી પધારો. નોંધણજી બાપુ પણ હાજર હશે એટલે તમારા બંનેના રૂબરૂ કુમારોની વ્હેંચણ કરાવીને તમારે હાથે ગાદી તિલક કરાવવાં છે.

જામજખરાને સમાચાર મળતાં તે તુરત હાજર થયો. જામ જખરો તથા નોંધણજી ભેટયા જેથી એક બીજાને બહુ સંતોષ થયો. થયેલા બનાવો માટે દિલગીરી દર્શાવી અને બીજે દિવસે તેમની વ્હેંચણ કરી. તેમાં વજુભાના કુંવરને ગેડીની ગાદી ઉપર બેસાડી તેને વાગડ સોંપી અને નારૂભાના કુંવરને સાણંદની ગાદી ઉપર બેસાડી તેની રાજ્ય સત્તા ત્યાં જમાવી.

જામ જખરોજી પોતાને ત્યાં ગયા અને વ્હેંચણ કરાવી બધું કામ પતાવી નોંધણજી ડોસો માતાજીનામઢ તરફ રવાને થયો. પણ હવે તેના શરીરમાંથી ચૈત્યન ઉડી ગયું હતું. તે ભાન ભૂલી ચાલ્યો જાય છે. ઉંચે નજર કરે તો જાણે નિર્દોષ મનુષ્યો ઉપરથી અવાજ દેતા હતા કે, હવે હદ થઇ દાદા, હવે હદ થઇ. હાથ ધોઇ નાખો.

એવા ચક્રાવા જોતો જોતો અને વાગડમાં જ્યાં જુઓ ત્યાં દરેક જણની બાંય ઉપર રાતાં થીગડાં જોતો જાય છે. રાતા થીગડાં વાળા કોઇ જણ જો જુએ છે તો તેને કંપારી છુટે છે. કે આ બધા મારા થકી. એઓ બધા મને મનમાં શ્રાપ આપતા હશે. એવા એવા વિચારો કરતો બુઢ્ઢો રસ્તો કાપતો જાયછે કે સાંજે દિવસ આથમી ગયા પછી માતાજીના મંદિરમાં આજે કેટલેક વરસે નોંઘણજી પાછો આવી પહોંચ્યો, તેણે જય આઇ જય માની ગર્જનાથી મંદીરને ગજાવી મુકયું. નોંઘણજી બે હાથ જોડી આશાપુરીની ઝગ ઝગારા કરતી પ્રતિમા સામે તે પોતાના ઘોર કર્મોનો પસ્તાવો કરવા લાગ્યો. "આઇ મેં અનેક પાપ કર્યાં છે. બહારવટે ચઢીને અનેક કુકર્મો કર્યાં છે. મારા ધણીની હત્યા કરીને લૂણ હરામી થયો છું અને અનેક નિર્દોષ જીવોનો સંહાર કરી નાખ્યો, પણ મા તે કર્મો મેં મારા સ્વાર્થ ખાતર નથી કર્યાં. જે કર્યું છે તે નિઃસ્વાર્થ બુદ્ધિથી જ કર્યા છે. તેમાં મારો જરા પણ દોષ નથી નિમક હલાલીનાં ખાતાં ચોકખાં કર્યા છે તે ફક્ત રાજપૂત પ્રતિજ્ઞાને ખાતર. હે મા, જો મારા સ્વાર્થ માટે મેં કંઇ પણ કર્યું હોય તો મને તારો દૈવી પંજો લગાવી દે તેથી મારા પાપ, ગુન્હા ધોવાય, માફ કર આઇ મારા ગુન્હા ધોઇ નાખ મને માફ કર. મેં હત્યા કરતાં પાછું વાળી નથી જોયું. અનુકંપા આવશે કે હાથ નહિ ચાલે તેથી આંખો બંધ કરીને કુંભાર જેમ ચાકડા ઉપરથી માટીના પીંડા ઉતારે તેમ ધડા ઉપરથી માથાઓ ઉતાર્યાં છે. આઇ હવે ઘણું કર્યું. આજે તારે શરણે આવ્યો છું. આજ મારો દીવડો તારે હાથે ઓલાવવા આવ્યો છું. કુટુંબ કબીલા ભાઈ ભત્રીજા અને પેટના દીકરાઓને પણ વળાવી આવ્યો છું. મારા ઉપર પાપના ઢગલે ઢગલા ખડકાયા છે તે ઉપાડી લે." એમ બોલતો બોલતો માતાજી પાસે તેણે પોતાનું શીર ઝુકાવી દીધું.



# ઉમાદે અને રાવ અચળદાસ

અને

# ઝીમાં ચારણીનું પરાક્રમ.



ઝીમા ચારણિયાંણી તે, જાંગલુ[1] દેશના ચારણ વીઠૂની બહેન ઘણી વાચાળ અને કવિતાના સાહિત્યમાં અત્યંત રસજ્ઞ હતી. એક વખત પોતાની યાચકવૃત્તિને લીધે ગનગાગરોઢ[2] માં ગઇ હતી. ત્યાંના રાજા ખીચી અચલદાસજી[3] ના પૂછવાથી તેણે પોતાના દેશના માલિક સાંખલારાવ ખીમસીંની કુંવરી ઉમાદે સાંખલીની તારીફ એવી બેધડક વાણીથી કરી કે રાવ અચળદાસે તે કુંવરી પર મોહિત થઇને ઝીમાને ચાર ઘોડા ઈનામમાં આપીને પોતાના કારભારીને ઉમાદેનું માગું કરવા તેની સાથે મોકલ્યો. ઝીમાએ ઘેર આવી તે રાવ અચળદાસના કારભારીને પોતાના ભાઇ વીઠૂ મારફત રાવ ખીમસીંથી મેળવી અચળદાસજીના વિવાહનો નિશ્ચય કરાવ્યો. ખીચી અચળદાસજી મોટી ધામધૂમથી જાન લઇને આવ્યા; અને ઉમાદે સાંખલીને પરણીને લઈ ગયા.

પણ તેમની પહેલાંની રાણી લાલાંદે મેવાડીએ તેમનું ઉમાદેના અંત:પુરમાં જવા આવવાનું પોતાની જામેલી સત્તાથી બંધ કરી દીધું. !

આ પ્રમાણે અમુક સ્ત્રીને વશ થયેલા ઘણા રાજપુરૂષોના દાખલા પ્રસિદ્ધ છે. લાલાંદે મેવાડી ચિતોડના રાણા ગોકળજીની કુંવરી હતી. તે ઘણી ચતુર હતી તેથી તેણે અચળદાસજીને પોતાની સત્તા નીચે રાખ્યા હતા.

આ પ્રમાણે થવાથી ઉમાદેને મોટું કષ્ટ અને નિરાશા ઉત્પન્ન

---

૧ જ્યાં હાલ બીકાનેરનું રાજ્ય છે. ૨ આ ગનગાગરોઢનો પ્રદેશ હાલ કોટાના રાજ્યમાં છે. ૩ પીપાજી ભક્તના મોટા ભાઈ.

થઇ અને કેટલાક વર્ષ તેણે શોક સંતાપમાં વીતાડયા. તે દરમ્યાન ઝીમા ચારણી સિવાય તેના સુખદુઃખની ભાગિયણ બીજી કોઇ નહોતી. કારણ કે ઉમાદેનું કષ્ટ તે પોતે હતી તેથી તેને જોઇને તેનો જીવ બહુ દાઝતો. પરંતુ રજવાડી નિરંકુશ મામલામાં તે નિરૂપાય હતી. તોપણ તે પોતાની સાહિત્ય અને સંગીતની કળાથી ઉમાદેને ધીરજથી કષ્ટ સહન કરવાનો ઉપદેશ આપતી અને તેને ખુશી રાખવાને પોતાથી બનતી કોશીશ કરતી.

એક દિવસ સાંખલી રાણીએ ઝીમા ચારણીને કહ્યું "તું મને દુઃખમાં ધીરજ ધરવાનો ઉપદેશ આપે છે અને તારી વિદ્યા કળાથી મારો વખત વીતાડે છે. પરંતુ મારૂં આ પતિ વિરહનું દુઃખ ટાળવાનો યત્ન કેમ કરતી નથી? તારી વીણા સાંભળીને તો જંગલમાં નાશતાં મૃગલાંઓ પણ ઉભાં રહી જાય છે. છતાં તું રાવજીને તારી વીણાનો નાદ સંભળાવીને મારા કાબુમાં કેમ લાવી દેતી નથી. !"

ઝીમાએ કહ્યું. "બાઇ! એકવાર રાવજીને મારી વીણા સંભળાવવાનો પ્રસંગ મને મળવો જોઇએ. અને તેના માટે હું તક શોધુંછું. તું કોઇ રીતે ફીકર કરીશ નહિ. તારા દુઃખને હું મારા પોતા પર આવી પડેલું દુઃખ સમજું છું. અને તેને હું જરૂર ટાળી શકીશ. વખત આવે બધું સારૂં થઇ જશે."

એક દિવસ ઝીમાએ લાલાંદે મેવાડીની એક પ્રિય દાસીને કહ્યું, "ઉમાદે સાંખલી પાસે એક અમૂલ્ય અને પાણીદાર રત્નોનો કિંમતી હાર છે. તેના જેવો મહામૂલ્ય હાર તારી બાઇ પાસે તો શું પણ મોટી મહારાણીઓ પાસે પણ નહિ હોય. !"

આ અમૂલ્ય અને અજાયબ હારની વાત ઝીમાની ધારણા મુજબ તરત લાલાંદે મેવાડીના કાનો સુધી પહોંચી. તેણે પોતાની સખીને ઉમાદે સાંખલી પાસે મોકલીને પેલો હાર જોવા મંગાવ્યો. હાર ખરેખર ઘણો કીમતી અને અલભ્ય હતો. તે તેને ઘણો પસંદ પડયો તેથી તેણે સાંખલી રાણીને કહેવડાવ્યું કે, "જો આ હાર એક રાત મારી પાસે રહેવા દ્યો તો હું રાવજીને બતાવીને બીજે દિવસે તે તમને પાછો મોકલી આપીશ. !"

ઝીમાએ કરેલી યુક્તિ પ્રમાણે ઉમાદેએ જવાબ આપ્યો:

"એ મારો પ્રિયહાર હું કોઇને ધીરી શકું તેમ નથી. પરંતુ જો તમે રાવજીને એક રાત મારે મહેલે મોકલો તો તેના બદલામાં હું મારો પ્રિયહાર એક રાત્રિ તમારી પાસે રહેવા દઉં. ?"

હારપર મોહિત થયેલી લાલાંદે મેવાડીએ ઝીમાની કપટ જાળનું રહસ્ય સમજ્યા વગર આ કઠિણ અને વિચિત્ર શરત કબુલ કરી હાર પોતા પાસે રાખ્યો. પછી રાતે સોળે શૃંગાર સજી તે કિંમતી હાર પહેરીને રાવજી પાસે આવી ઉભી.

રાવજીએ તે મૂલ્યવાન હારની જ્યોતિ જોઇને કહ્યું:

"ધન્ય છે મેવાડ દેશને કે જ્યાં આવાં કિંમતી આભૂષણો છે."

લાલાંદે મેવાડીએ હારની બાબતમાં કાંઈ ન કહેતાં પેલી શરત વિષે એટલું જ કહ્યું કે: "કાલે રાતે આપ સાંખલી રાણીના મહેલમાં પધારજો. પરંતુ ત્યાં ભેઠ (કમર) છોડયા વિના જ ચાલ્યા આવજો. તેનું મને વચન આપો."

મેવાડીના પ્રેમથી બંધાયલા રાવ અચળદાસજીએ એ વાતનું વચન આપ્યું. બીજે દિવસે રાતે તેઓ ઉમાદે સાખલીના વિલાસ ભુવનમાં ગયા. અર્ધી રાત્રી પર્યંત તો અહીં તહીંની વાતો કરતા બેઠા. પછી ભેઠ (કમર પરનો ફેંટો અને તેમનાં હથિયાર) બાંધેલા સ્થીતિમાં જ પોઢી રહ્યા.

ઉમાદે તેમની પગ ચંપી કરવા લાગી અને ઝીમા ચારણીએ આ અનુકૂળ તક અને ઉત્તમ રંગ જોઇને પોતાનો સૂર છોડયો. અને નીચેના દોહરા આશાવરી રાગમાં ખૂબ લલકારીને ગાવા મંડયા:

"ધન ઉમાદે, સાંખલી. !<br>
તેં પિવ લિયોં મુલાય.<br>
સાત બરસરો બિછડો.<br>
તો કિમ રૈન બિહાય. ?"

અર્થ:—"હે ઉમાદે સાંખલી ! તને ધન્ય છે. ! કે પતિને હાર સાટે વેચાતો લીધો. પરંતુ તારો સાત વરસનો વિછોડો–વિરહ છે તો હવે તું રાત શી રીતે વીતાડીશ. ?"

" કિરતી માથે ઢલ ગઈ
હિરની લૂંબા ખાય.
હાર સટે પિવ આણિયે‍ા,
હંસે ન સામો થાય. "

અર્થ:—કૃતિકા નક્ષત્ર માથેથી ઢળી નમી ગયું છે. અને હરણી (મૃગ શિર્ષ) પણ માથેથી ઢળવાને ઝોલાં ખાય છે–તૈયારી કરે છે. અર્થાત્ મધ્ય રાત્રી વિતી ગઇ છે. તેમ છતાં કિંમતી હારના બદલામાં આણેલો પ્રિયતમ તો તારાથી હસતો નથી, અને સામો થઇને આનંદથી વાર્તાલાપ પણ કરતો નથી.

" ચનણ કાઠરો ઢોલિયો,
કિસ્તુરિયાં અવાસ,
ધણ જાગે પિવ પૌઢયો,
બાલુ ઔં ઘરવાસ ! "

અર્થ:—ચંદનના કાષ્ટનો પલંગ છે. કસ્તુરી આદિથી મહેલને સુંગધિત કરેલો છે. ધણ–સ્ત્રી જાગે છે. અને (ગમાર જેવો) પતિ ઉંઘે છે ? એવા ઘરવાસને પણ આગ લગાડું.

" કાલે અચલ મોલાવિયો,
ગજ ઘોડાંરે મોલ,
દેખત હી પીતલ હુઓ,
સોક ડલ્યાંરે બોલ ! "

અર્થ:—કાલે રાવ અચળદાસને (સોનું સમજીને) હાથી ઘોડાંની પેઠે (હારને સાથે) વેચાતો લીધો. પરંતુ શોક–સપત્ની (લાલાં મેવાડી) ના બોલ–આપેલ વચનને લીધે તે પીતળ (નિરૂપયોગી) થયો.

" ધિન્ય દિહાડો ધિન્ય ઘડી,
મૈ જાણ્યો થો આજ,
હાર ગયો પિવ સો રહ્યો,
કોઇ ન સરિયો કાજ. "

અર્થ:—મેં જાણ્યું હતું કે આજનો દહાડો ધન્ય અને આજની ઘડી ધન્ય થશે, પરંતુ તેમાં હું નિરાશ થઈ. કેમકે હાર પણ ગયો

અને તેના બદલામાં વેચાતો લીધેલો પ્રિયતમ પણ સુઇ રહ્યો. તેથી કોઈપણ કારજ સર્યું-થયું નહિ. એ મોટી દિલગીરી છે.

"નિસ દિન ગઈ પુકારતાં,
કોઇ ન પુગો દાવ,
સદા બિલખતી ધણ રહી,
તોય ન ચેત્યો રાવ,"

અર્થઃ—રાત્રિ દિવસ પિયુ પિયુ પોકારતાં ગઇ, પછી પિયુ મળ્યા છતાં પણ કોઇ દાવથી-મનની આશાને પહોંચી શકી નહિ, ધણ-સ્ત્રી સદા વિલખતી-શોક કરતી જ રહી. તોપણ રાવ ( અચળદાસ ) ચેત્યો નહિ.

"ઓઢન ઝીણા અંબરા,
સૂતો ખૂટી તાણ,
ના તો જાગ્યો બાલમો,
ના ધન મૂક્યો માઁણ ?"

અર્થઃ—ઝીણું લુગડું ઓઢી સોડ તાણીને પતિ સુતો. તે નતો બાલમ જાગ્યો. અને નતો પ્રિયતમા એ માન મૂક્યું-અર્થાત્ રાત બધી એળે ગઇ. !

"તિલક ન ભાંગ્યો તરૂણિકો,
મુખે ન બોલ્યો વેણ,
માણક લટ છૂટી નહીં,
અજેસ કજ્જલ નૈણ."

અર્થઃ—તરૂણીનું તિલક ખંડિત ન થયું. તેમ મુખથી એક વેણ, શબ્દ બોલાયું નહિ. માણકની લટ છુટી નહિ અને આંખોમાં આંજેલું કાજળ હજુ પણ જેમનું તેમજ રહ્યું, અર્થાત રાત્રિ સાર્થક ન થઇ.

"ખીચી બેચાં હે ! સખી !,
કોઈ ખીચી લેહુ;
કાલ પચાસાં મેં લિયો,
આજ પચીસાં દેહુ. !"

અર્થઃ—હે, સખી ! હું ખીચી (અચળદાસ) ને વેચું છુ. કોઇ તે

ખીચીને ખરીદો ! ! ! તે નિરૂપયોગી–ગમાર નીવડયો. તેથીજ મેં ગઈ કાલે પચાશ લાખના હાર સાટે વેચાતો લીધેલો તે હું આજ પચીશની કીંમતમાં આપી દેવા–વેચી નાંખવા તૈયાર છું ! ! !

" હાર દિયો છંદો કિયો,
મૂકયો માણ મરમ્મ,
ઉમા પિવ ન ચખ્ખિયો,
આડો લેખ કરમ્મ, "

અર્થઃ—હાર આપ્યો. છાંદો–ખુશામદ કે તાબેદારી કરી. પોતાનાં માન અને મરમ મુકયાં. તોપણ ઉમાદે એ પ્રિયતમના સુખ સ્વાદ ન ચાખ્યા ! ખરેખર તેમાં કર્મ–નશીબનો લેખજ આડો આવ્યો છે ! ! !

આવા મર્મ ભેદક ઉપાલંભ (મેણા), સૂચક અને કામોદીપક દોહા; વીણાના મધુર સ્વર સાથે ઝીમાએ સંભળાવ્યા છતાં પણ રાવ અચળદાસે ભેઠ (કમર) પરના હથિયાર છોડયાં નહિ. અને પોતે લાલાંદેને આપેલું વચન પાળતા રહ્યા.

છેક પ્રભાત થવા આવ્યું અને લાલાંદેની બાંદી તેમને તેડવાને આવીને ઉભી રહી. ત્યારે ઉમાદે સાંખલીએ નીચેના બે દોહરા કહ્યાઃ

" માંગ્યા લાભે જવ ચણા,
માંગી લભે જુવાર,
માંગ્યા સાજણ કિમિ મિલે,
ઘહલી મૂઢ ગંવાર, "
... ... ...
પ્હો ફાટી પગડો હુવો,
બિછ રણુરી હૈ બાર,
લે સખી ! થારો બાલમો,
ઉરદે મારો હાર. "

અર્થઃ—ભીખ માગવાથી જવ કે ચણા મળે. માગવાથી જુવારના દાણા મળે. પણ ઓહો ! ઘેલી, મૂર્ખને બેખબર ઉમાદે ! માગ્યાં સાજણ પ્રિયતમ કેમ મળે ? " તેનો તો તું જરા ખ્યાલ કર. ! ! "

" આ પો ફાટયો અને થોડું થોડું દેખાય તેવું પ્રભાત થયું. હવે મારે પતિથી વિખુટા થવાની જ માત્ર વાર છે. માટે હે સખી,

લીલાંદે ! આ તારો વાલમ–અચળદાસ લે અને મારા હૃદયાનો અમૂલ્ય હાર મને પાછો આપ."

પોતાની પ્રિય સખીનાં આનિરાશા અને દુ:ખનાં વચન સાંભળીને ઝીમા માથું ધુણાવીને ઉભી થઈ રહી, પોતાની વીણા ફેંકી દઈને હજુ પલંગપર ભેંડ બાંધીને સુતેલા અચળદાસજીને ઢંઢોળવા લાગી. તેણે કહ્યું કે: "હું ઉઠું છું, પણ તમે એ શું ગાયું કે:

હાર સટે પિવ આણિયો,
હંસે ન સામો થાય. !"

ઝીમાએ ક્રોધ કરીને કહ્યું કે: "મોટા ઠાકોર સાહેબ ! તમને તો, લાલાંજીએ વેચ્યા છે ? અને અમે તમને એક હારના બદલામાં વેચાતા લીધા છે. આ સાટામાં અમારો તો હાર પણ ગયો, અને તમે પણ જવાને તૈયાર થયા છો, તેથી અમને થયેલી નુકશાનીનો દાવો તમારા રાજ્યમાં કોણ સાંભળેશે ? તે ન્યાયાધિકારી અમને આપ બતાવો !"

અચળદાસજીએ ગુસ્સાથી પુછ્યું. "શું, લાલાં મેવાડીએ મને વેચ્યો છે. ?"

ઝીમાએ કહ્યું. "તેમાં શો શક છે ? તમે અમારો હાર તેના કંઠમાં જોયો નથી શું ? ! !"

અચળદાસજીને પેલા હારની સ્મૃતિ થતાં તે તો દિંગ જ થઇ ગયો. ઝીમાએ બરાબર વખત સાધીને કહ્યું:

દુહો.

"લાલાં મેવાડી કરે,
બીજો કરે ન કોય,
ગાયો ઝીમા ચારણી,
ઉમા લિયો મુલાય."

અર્થ :—એવી રીતનું સાહસ તો લાલાં મેવાડી જ કરે. બીજો કોઇ કરી શકે જ નહિ. ઝીમા ચારણી ગાય છે કે :—તેણે વરને વેચ્યો ! તે ઉમાદેએ ખરીદી લીધો ! ! !

"પગે બજાઉં ઘુઘરા,
હાથ બજાઉં તુંબ,

ઉમા અચલ મુલાવિયો,
જયું સાવન કી લુંબ."

અર્થ:—હું પગે ઘુઘરા બાંધીને અત્યાનંદથી નાચું! અને હાથે તુંબડાવાળી વીણા બજાવું કે મારી સખી ઉમાદે દેવીએ રાવ અચળદાસને શ્રાવણ માસના જંગલી મેવાના લુંમખાની પેઠે વેચાતો લીધો!!

"આશાવરી અલાપિયો,
ધિન! ઝીમા ધણ જાણ,
ધિન! આજુણે દીહને,
મનાવણે મહિરાણ!!!"

અર્થ:—જેના આલાપથી કાર્યસિદ્ધિ થઇ એવા આશાવરી રાગને પણ ધન્ય છે! તેમ હે, ઝીમા ચારણી! તેં તારી સખીનું કામ કર્યું તેથી તારૂં જીવન પણ ધન્યવાદને યોગ્ય છે. તેમના દિવસને પણ ધન્ય છે. જે દિવસે મહિરાણ—પૃથ્વીપતિ રાણાનું મનાવણું થયું.!!!

આ પ્રમાણે ગાયા બાદ જ્યારે તે બનેલી સર્વ હકીકત વિસ્તારપૂર્વક ઝીમાએ રાવ અચળદાસજીને કહી ત્યારે તેમણે સખેદાશ્ચર્યથી કહ્યું, "વાહ! ત્યારે શું લાલાં મેવાડીને મારા કરતાં પણ એક નિરસ અને નિર્જીવ હાર વધારે થયો?!!

બસ થયું, "ઉમાદે, ઉઠો! અને દાતણ લાવો. હું ભેઠ (કમર) છોડું છું" એમ કહી તેમણે કમર ખોલી હથિયાર બાજુએ મુકયાં. દાતણ પાણી સ્નાનાદિ નિત્ય કર્મ ત્યાં જ કરીને આનંદ પૂર્વક ભોજન લીધું.!!

આ જ સાત વર્ષે ઉમાદે સાંખલીને ત્યાં દીપોત્સવીનો તહેવાર આવ્યો! સાત વર્ષના વિયોગ દુઃખને ઝરમાની વાણીરૂપ વંટોળિયાએ ઉડાડી દૂર ફેંકી દીધું!!!

અચળદાસ, "ઉમા! તમે કહો તો હું મેવાડીના મહેલે ન જવાની પ્રતિજ્ઞા લઉં."

ઉમાદેઃ "પૃથ્વીનાથ! આપ ક્ષત્રિય છો. આપે લાલાંદેને એક રાત્રિ જ મારે ત્યાં રહેવાનું વચન આપ્યું છે. કોઇપણ મનુષ્ય તેમાં પણ ખાસ કરીને ક્ષત્રીયવીરને વચન ભંગ થવું એ મોટો ગુન્હો છે."

ઝીમા : "હા મહારાજા એ સત્ય છે."

ઉમાદે : "એટલા માટે જ આપ મેવાડીને ત્યાં સુખેથી પધારી આપનું આપેલું વચન પાળો, પરંતુ જો મારા ઉપર આપની એવી જ કૃપાદૃષ્ટિ કાયમ હોય તો જ્યારે મારી છોકરી (બાંદી) તેડવા આવે ત્યારે આપ તેની સાથે મારે મહેલે પધારો એવું વચન આપતા જાઓ."

અચળદાસ : ઘણી જ ખુશીની સાથે હું તમને વચન આપું છું, કે "તમારી દાસી તેડવા આવશે ત્યારે હું વગર વિલંબે ચાલ્યો આવીશ."

રાવજી સિધાવ્યા અને લાલાં મેવાડીને મહેલે ગયા. કંઇક દિવસ ગયા બાદ એક રાત્રે તેઓ મેવાડી રાણીની સાથે ચોપાટની બાજી રમતા હતા ત્યારે સાંખલી રાણી ઉમાદેની દાસી તેમને તેડવા આવી. તેણે વિવેક પુરઃસર રાવજીને કહ્યું "આપશ્રીને રાણી સાંખલીજી પોતાના મહેલે પધારવાનું આમંત્રણ કરે છે!"

આ શબ્દો સાંભળીને રાવ અચળદાસજી બાજી અધુરી મુકી ઉભા થયા અને દાસી સાથે જવા લાગ્યા. ત્યારે લાલાં મેવાડીએ રાવજીનો છેડો પકડીને કહ્યું:

"ક્યાં જાઓ છો? આ રમત પુરી કરો.!"

અચળદાસજીએ મર્મભેદક વાણીથી કહ્યું, "રમત તો, તમે મને એક તુચ્છહારના બદલામાં ઉમા સાંખલીને વેચ્યો તેજ દિવસે પુરી થઈ ગયેલી છે! આ તો હું માત્ર મારૂં વચન પાળવા માટે તેના આગ્રહથી જ તમારી પાસે ખોટે મને આવ્યો હતોઃ! તમે મારા કરતાં એક પત્થરના તુચ્છહારને વધારે પ્રિય કર્યો. તેજ દિવસે તમારા પ્રેમની પરીક્ષા થઈ ગઈ છે.!"

આટલા શબ્દો કહી પોતાનો છેડો ઝટકાથી છોડાવી તેઓ બાંદી સાથે ત્યાંથી ચાલતા થયા. લાલાંદેએ ગૂસ્સાના જુસ્સામાં સ્વયં પ્રતિજ્ઞા કરી કે, "હવે તમારાથી ઘરવાસ કરૂં તો મને રાણાજી (તેના બાપ)ના કસમ છે."

લાલાંદેના આ જોસથી બોલાયલા વચનો બહારથી સાંભળીને

ઝીમા અને ઉમાદે અત્યંત આનંદ પામ્યાં કે, ભવિષ્ય માટે પણ "ટાઢે પાણીએ ખસ ગઇ!"

રાવ અચળદાસજી તે દિવસથી ઉમાદે સાંખલીને મહેલે જ રહેવા લાગ્યા.

એ પ્રમાણે ઝીમાચારણીએ પોતાની પ્રિય સખી ઉમાદેનું જીંદગીનું સંકટ પોતાની કૌતુકમયી રાજખટપટ અને સક્રિય રસપૂર્ણ કવિતાથી દૂર કર્યું. તેથી તે પરોપકારિણી ચારણ વીરાંગના એવી ઉત્તમ કીર્તિને પામી કે જે આજપણ પાંચસો વર્ષ થયા છતાં ઇતિહાસોમાં કાયમ છે.



# ચાંપાદે રાણી અને પૃથ્વિરાજ રાઠોડ



બિકાનેરના રાજા રાજસિંહના ભાઈ પૃથ્વિરાજ રાઠોડ જે મોગલ મહાન શહેનશાહ અકબરશાહના એક દોસ્ત અને વિદ્વાન કવિ હતા તેમનાથી સાહિત્ય રસિક વાંચકવૃંદ અજાણ્યો નહિજ હોય. તેમની પહેલી રાણી સદ્દગત થયા પછી તેમણે ચાંપાદે ભટિયાણી નામે બીજી રાણી સાથે લગ્ન કર્યું હતું. આ રાણી જેવી ખુબસૂરત હતી તેવી જ કાવ્ય પ્રેમી રસિક અને ચતુર હતી.

પૃથ્વિરાજ પોતે સારા જ્ઞાની પ્રભુ ભક્ત અને સારા કવિ હતા. તેમના નિત્ય સહવાસને લીધે રાણી ચાંપાદે પણ ક્યારે ક્યારે કવિતા કરતી હતી. તથા પોતાના પ્રાણેશને કવિતા કરવામાં મદદગાર થતી હતી.

એક દિવસ પૃથ્વિરાજજી આયના સામે ઉભા રહીને પોતાના વાળ ઓળતા હતા. તેવામાં તેઓ જોઇ ન શકે તેમ તેમની પાછળ રાણી ચાંપાદે આવીને ઉભી રહી.

વાળ ઓળાઇ રહેતાં તેઓએ પોતાની દાઢીમાંથી એક ધોળો વાળ ખેંચી કાઢયો તે જોઈ ચાંપાદે મુખ મરડીને જરા મુરકી (હસી) પૃથ્વિરાજજીએ આયનામાં તેનો કિંચિત્ પડછાયો જોઈને પાછળ નિહાળ્યું તો ચાંપાદેને હસતી ઉભેલી જોઇ, તેથી સહજ શરમાઇને તેમણે નીચેના ત્રણ દોહરા કહ્યાઃ

પિથ્થલ! ધોલા આવિયઁા,<br>
બહુલો લગ્ગી ખોડ;<br>
પૂરે જોબન પદ્દમણી,<br>
ઉભી મૂંહ મરોડ. ૧

૧. હે! પૃથ્વીરાજ! તને ધોળા આવ્યા. એ તારી જુવાનીમાં વિશેષ રૂપે ખોડ-ખામી લાગી ગઈ તેથી પરિપૂર્ણ યૌવનવાળી પદ્મણી ઉભી ઉભી મુખ મરડે છે!

પિથ્થલ! પલી ટમુક્કિયઁા,<br>
બહુલી લગ ગઇ ખોડ;

સામીની હૅાસી કરે,
તાલી દે મુખ મોડ. ૨

(૧) હે! પૃથ્વિરાજ! તને પળીઆં આવ્યાં તેથી જવાનીમાં મોટી ખામી આવવા લાગી છે. તે જોઇ સ્વામિની તાળી દઈ મુખ મરડીને હાંસી કરે છે.

પિથ્થલ! પલ્લી ટમુક્કિયૅાં,
બહુલી લાગી ખોડ;
મરવણુ મત ગયંદ જ્યો;
ઉભી મુખ્ખ મરોડ. ૩

(૩) હે! પિથ્થલ! તને પળીઆં ચમકતાં બહુધા ખોડ આવી તેથી આ મદોન્મત્ત હાથિણીના જેવી સુંદરી મુખ મરડીને હાસ્ય કરતી ઉભી છે.

પોતાના પ્રાણેશ્વરને આ પ્રમાણે શોકાતુર થતા જોઇને રાણી ચાંપાદેએ તેના મનની ગ્લાનિ દૂર કરવા માટે કહ્યું કે:

સ્વામીનાથ! આપ ધારો છો તેમ નથી પરંતુ સત્ય વાત આ પ્રમાણે છે:

પ્યારી કહે પિથ્થલ! સુનો, ધોલાં દિશ મત જોય.
નરાં નાહરાં દિગબરાં, પક્કાં હી રસ હોય.! ૧

અર્થ:—પ્યારે કહે છે કે હે પૃથ્વિરાજજી! એ ધોળા વાળ તરફ તમે જોશો નહિ. પુરૂષ સિંહ (કિંવા વાઘ) અને યોગી તો જેમ પાકી ઉમરના હોય તેમ તેમનામાં પરાક્રમ કિંવા રસિકતા વિશેષ હોય છે. અર્થાત્ આ પળીઆં જોઇને તમારે દિલગીર થવાનું કશું કારણ નથી.

વળી તેણે વિશેષમાં કહ્યું કે:—

ખેડજ પક્કાં ધોરિયાં, પંથ જ ગઉધૅાં પાવ;
નરાં તુરંગાં વનફલાં, પક્કે લીજે લાવ.* ૨

---

* પક્કાં પક્કાં સાવ! એવો પણ આ દુહાના છેલ્લા ચરણનો પાઠ બોલાય છે. પરંતુ "પક્કે લીજે લાવ." એ પાઠ અમને વધારે બંધ બેસતો અને અર્થવાળો જણાતાં તે અત્રે કાયમ રાખ્યો છે.

**અર્થ:**—ખેતી કરવામાં પાકી ઉમરના બળદને ખેડવાની લ્હેજત ઓર છે. લાંબો પંથ કાપવામાં પણ પાકી ઉમરના ઉંટના પગ જ કામ લાગે છે. તેમ પુરૂષો, ઘોડા અને વનનાં ફળોમાં પણ પાકેલા-ઓથી જ લ્હાવો લેવા યોગ્ય છે.

ચાંપાદેના આ સંયુક્તિક કથનથી રાઠોડ પૃથ્વિરાજજીની ઉદાસી દૂર થઇ. અને તેઓ આનંદથી દાંપત્ય સુખ ભોગવવા લાગ્યાં. જ્યાં પતિ પત્ની બંને આવાં રસજ્ઞ અને ચતુર હોય છે ત્યાં જ જીંદગીની ખરી લ્હેજત અનુભવાય છે.



# વીર ફતેહમહમદ અને સ્વામિસહજાનંદ.

" ફત્તાકે પરતાપસેં, કિતા કર ગયે રાજ;
" મામદ સોતા મુંનરે, મંઠી શેઠ હંશરાજ. ૧
" મંઠી શેઠ હંશરાજ, ઋંધયા સાંમત રાપર;
" લખપત મેંથા મોડ, મોડજી ગઢ શીશેપર. ૨
" કહે કવિ કેશવદાસ, અમલ કે હૂં મદ મત્તા;
" જો નહોવે નોત્યાર, કચ્છકી શોભા ફત્તા. ૩
" ફત્તાકી સતા અજબ, ગજબ ગવાહી કાય.
" બાતા કિય સેના સેના, સંસાર મેં સબ શહેરૂં મેં નામ. ૪
" શબ શહેરૂંમેં નામ. હય નહિ એસી નરપત.
" નામ સુનત રાજાન, વિપતસેં સદાહી ડરપત. ૫
" કહે કવિ કેશવદાસ, અજબ મુલક મેં સત્તા;
" સિંધુ મચ્છ હાલાર, ડરે સુની નામ સુ ફત્તા. ૬

રાજ્યના રાજવંશી સમાઓની મુળ ગાદી નગર સમૈયાના જામ રાયધણના[1] આઠ કુંવરો પૈકી એકનું નામ નોતિઆર હતું. તે પાછળથી મુસલમાન થવાથી નોતિઆરની ઓળખથી ઓળખાતા હતા. તેમાં કેટલીક પેઢીએ આ વીર કેસરી ફતેહમહમદ થયો હતો. ફતેહમહમદના જન્મ વખતે એ કુળમાંથી રાજ્યવંશની નિશાનીઓ બિલકુલ જતી રહી હતી. જેથી ફતેહમહમદ તદન ગરીબ સ્થીતિમાં જન્મ્યો હતો. જેથી તે પોતાના ઉદર પોષણને માટે ઢોર ચારવાનો તથા ખેપીઆ તરીકેનું કામ કરતો હતો. તેમ કોઈ કોઇનું ઢોર એક ગામથી બીજે ગામ મુકી આવવાનું હોય તો તે ખેપ લઈને મુકી આવતો.

આ વખતે એકવાર તે ભુજથી એક ગાય લઈને ત્યાંથી દશેક ગાઉને છેટે પત્રી કરીને જે ભાયાતોનું ગામ છે ત્યાં ગાય મુકવા ખેપીઆ તરીકે આવ્યો હતો.

---

૧ વંશાવલી ૧૫૧

આજના જમાનાના કાયદા કાનુનો પ્રમાણે કોઈના પરાયા ખેતરમાંથી સાંઠો પોંક કિંવા ફળ લે તો તેણે ચોરીનો ગુન્હો કર્યો ગણે છે. એટલું જ નહિં પરન્તુ આજના અમલદારો તો કોઇ પોતાના ખેતરમાંથી એક સાંઠો ઉખેડે છે તો તેને પણ સજા કરે છે અને એવી રીતે રૈયતને પીડા કરી રાજ્યની મહેરબાની મેળવવા ખૂબ પ્રયાસ કરે છે. પણ તેઓ નથી સમજતા કે તે દુનિયાનો પાલનહાર પિતા તો એજ ખેડુત છે કે જેના વડે સમગ્ર દુનિયાનું મંડાણ છે, તેને પીડા કરીશું તેમાં પેદા કરનાર કદી ખુશી નથી થતો પણ તેના દુઃખજનક પોકારોની હાય તમને ભસ્મીભૂત કરી નાંખશે. પરંતુ એથી ઉલટું આગળનું દેશનું ધોરણ એ હતું કે એ વસ્તુઓ લેનાર ચોર ગણાતા નહિ. તેમ રસ્તાપર ખેતરોને સેઢે લોકો ચાહીને ખાવા જોગ વસ્તુઓ વાવતા કે જેથી વટેમાર્ગુઓ તેનો ચાલતાં ખુશીથી ઉપયોગ કરી શકે. વળી કેટલાક બિનઉદ્યમી લોકો કપાસના ખેતરમાંથી પસાર થાય તો તેમાંથી બે ચાર કાલાં ( કપાસનાં જીડવાં ) વીણી લઈ તેમાંથી કપાસ કાઢી તેની દેરી વણતા અને તેમાંથી ચોરણા ( ઈજાર ) નાં નાડાં વગેરે સહેજ બેઠે બેઠે બનાવતા. છતાં પણ તે માણસો ગુન્હાને પાત્ર તે વખતના કાયદા અને દેશ રીત પ્રમાણે ગણાતા નહિ.

આપણો ફતેહમહમદ પણ પત્રી ગામની નજીક આવતાં ત્યાં કપાસના ખેતરમાંથી ચાલ્યો આવતો હતો. તે ખેતર એકદમ ફુલ્યું ફાલ્યું હતું. જેથી તેના કપાસનાં જીડવાંમાંથી તેણે પણ બે ચાર જીડવાં તોડી લીધાં અને તેમાંથી કપાસ કાઢી તેની દેરી ફેરવતો ફેરવતો ચાલ્યો આવતો હતો. એ અરસામાં રસ્તામાં તેને એક ઓશવાળ વાણીઓ સામે મળ્યો. તેણે જાણ્યું કે નક્કી આ ગોવાળ જાય છે તેણે કપાસ મારા ખેતરમાંથી લીધો છે. અને તે આ ગામમાં જાય છે માટે તેની ખબર લેવી એમ સમજી તે ત્યાંથી જ પાછો વળ્યો.

ઓશવાળ વાણીઆ પ્રથમથીજ ખેડુત છે. પછીના વખતમાં તે થોડો વેપાર કરતાં શીખ્યા અને હાલતો તેમાંના કેટલાક પરદેશમાં મોટા વ્યાપારી છે. પણ અસલ તેઓમાં કેળવણીનો અભાવ હતો અને તેથી તેઓ ઘણે ભાગે ખેતી જ કરતા હતા. જેથી તેમનામાં

સારા નરસાની સમજણ ઓછી હોવાથી તેમાં તેમનો જાતિસ્વભાવિક ગુણ છે કે જો તેને થોડું નુકશાન થયું હોય તો તે અતિ કરીને ઘણું કહેવું. તેના ખેતરમાંથી કોઈ બે સાંઠા લે તો "મારૂં આખું એતર ઉપાડી લઈ ગયો," અથવા કોઇનું ઢોર પડે તો, "મારૂં બધું એતર ખાઈ ગયું" એવા જાતિ સ્વભાવથી પેલા વાણીઆએ ઠાકોર પાસે આવી પોકાર કર્યો કે એક ભુજના ગોવાળે મારા ખેતરમાંથી ઘણાં કાલાં લીધાં છે અને તે એક ખાડામાં દાટી આવ્યો છે. તેના પુરાવા તરીકે હાલ પણ તેની પાસે થોડો કપાસ છે ને તેની ઢેરી વણે છે. તે જોવું હોય તો તે પાંચારિયાની ગાય હાંકી લાવ્યો છે તેથી તે તેને ઘેર છે બોલાવી જુઓ તો ખાત્રી થાશે. આ હકીકત સાંભળી ઠાકોરે પેલા ગોવાળ ફતેહમહમદને તેને ઘરેથી બોલાવ્યો.

ફતેહમહમદને કાંઈ પણ ખબરજ નહોતી. તેમ તેણે ચોરી કે ગુન્હો દેશ રીત અને પોતાના વિચાર પ્રમાણે કર્યો જ નહોતો. ઠાકોરે પુછ્યું કે તેં આ વાણીઆના ખેતરમાંથી કપાસની ચોરી કરી છે કે લુચ્યા.?

ફતેહમહમદ–ખમા બાવા! મેં એક ખેતરમાંથી ઢેરીને માટે (કપાસ બતાવીને કહ્યું) આટલો કપાસ લીધો છે, અને તે ખેતર આ વાણીઆનું છે કે બીજા કોઈનું તે હું જાણતો નથી પરંતુ માત્ર અહીં બે પ્રાજાંપર રસ્તાપર ખેતર છે તેમાંથી મેં આ મારી પાસે છે એટલો જ કપાસ લીધો છે. તે ખેતર એનું હોય અને આટલો કપાસ લીધાથી તેને નુકશાન થયું હોય તો તે કપાસ હું તેને પાછો આપવા તૈયાર છું.

ઠાકોરે તો મનમાં જાણી લીધું કે આ કાંઈ મોટી ચોરી ન ગણાય. અને વાણીઓ જે ફરિયાદ કરે છે તે તદ્દન ખોટી છે. પણ વાણીઓ પોતાનો એક મોટો ખેડુત છે. તેમ પોતાનો લોક એ કમાઉ દીકરો કહેવાય તેથી તેને કચવાયે પાલવે તેમ ન હતું. તેથી તેણે તેને કાઠમાં નાંખી દીધો.

ફતેહમહમદે પોતાને માટે થયેલો ગેરવ્યાજબી હુકમ રદ થવા ઠાકોરને ઘણી આજીજી કરી અને કહ્યુ કે. "બાવા બેચાર કાલાં ઉપાડયાં

કે બે સાંઠા ખેતરમાંથી ઉખેડયા કે થોડાં ફળ ખાધાં એ કંઈ ગુન્હો ન કહેવાય. ખેતરોને સેઢે સારા ખેડુતો હોય છે તે તો જાણી જોઇને બે ચાર ઉથલો એવા મોલની વાવે છેકે તેમાંથી આવતા જતા તમામ લોકો પામે. એ એક, ખેડુત તથા જમીનના માલિકનું ખેરાત અને પૂણ્ય છે. તો તેવી બાબતમાં ગુન્હો ગણી સજા કરવી તે આપના જેવાને વાજબી નથી. પણ ઠાકોરને તો વાણીએ પ્રથમથી જ સમજાવી દીધું હતું તેથી, ક્યાં આવા રખડતા વટેમાર્ગુનું સાંભળે તેમ હતું ? એક તરફથી વાત સાંભળી જેનું મન જુસ્સાથી ઉશ્કેરાઈ જાય છે તેવા, અથવા જે લાલચ અને સ્વાર્થ ને વશ થયેલા છે કિંવા નિર્દય છે એવા માણસો ઇન્સાફની ગાદીને તદ્દન નાલાયક છે.

આ વાત હમેશાં દરેક માણસે યાદ રાખવી જોઈએ કે અમુક માણસ ગમે એટલો દીન થતો હોય તોપણ માત્ર તેનાજ કહેવાથી પોતાનો અભિપ્રાય બાંધી લેવો એ ન્યાયમતિનું લક્ષણ નથી.

આ ઠાકોરમાં ન્યાયમતિની મોટી ખામી હતી તેથી અહંકારના મદમાં તેણે ન્યાયાન્યાયની તુલના કર્યા વગર ફતેહમહમદને કેદમાં નાખ્યો હતો.

અમુક ચિન્હ યા કારણોથી ભવિષ્ય કહેવું એ કાંઇ નાની સુની વાત ન હોય. આજના જમાનામાં તો તે છોકરાઓની રમતથી વધારે વજુદ હોય એમ જણાતું નથી. આપણા ઋષિઓએ એ વિષય પાછળ અથાગ મહેનત કરીને જ્યોતિષ–ફળાદિશ સામુદ્રિક શુકનાવલિ વગેરે ઘણા અનુમાનિક ગ્રંથો બનાવ્યા છે. પણ તે ઉપરથી ચાર જણનું કહેવાય તેમાંથી એકાદ બેનું કદાચ એની મેળે ખરૂં પણ પડે. જો બ્રાહ્મણનું કહેવું મળે નહિ તો એ વાત કોઈને યાદ ઓછી આવે–છે. જ્યારે, ખરૂં પડે તો તેની વાહવાહ થાય છે. પરંતુ બરાબર રીતે ભવિષ્ય કહી શકે એવા પુરૂષ કોઈ જોવામાં આવતા નથી. જેથી બ્રાહ્મણોએ એને એક પેટ ભરવાનો ધંધો કર્યો છે. પરંતુ બધા પુરૂષો કાંઈ એવા નથી હોતા. અને કેટલાક તો માણસના ચ્હેરા પરથી માણસની પરીક્ષા કરવાની ઘણી ઉત્તમ શક્તિ ધરાવે છે. એ કબુલ કરવા જોગ છે. માત્ર ચ્હેરો જોઇ તે માણસના ગુણ દોષ કહી આપે એવા કોઇક વિરલા પણ સાચા પુરૂષો છે ખરા.

આ ઠાકોરને ત્યાં એક માણસ સવારે કસુંબો લેવા આવતો. એ બ્રાહ્મણ હતો એમ કહેવાય છે. અને તે પાક્કો ભવિષ્ય વાદી કહેવાતો હતો. તેની શક્તિ અથાગ હતી અને માણસનો ચ્હેરો જોઇ તેની આખી જીંદગીનું અહેવાલ પારખી લેતો. પત્રીના ઠાકોર તેમજ વસ્તીની તેના પ્રત્યે પૂર્ણ શ્રદ્ધા હતી. તે એટલે સુધી કે તે કહે તે જ બરાબર. તેમાં ઘણે ભાગે તેનું કહેવું ખરૂં પણ પડતું હતું.

ફતેહમહમદના પગ, કાઠ ( પગ આવે એવું કોતરેલું લાકડું ) માં જડેલા હતા અને ત્યાંથી એક વખત તે બ્રાહ્મણ વટાયો, ફતેહમહમદ ઉપર તેની નજર પડી. તે જરા ત્યાં ઉભી એક નજરે ફતેહમહમદને જોઈ એક પણ શબ્દ બોલ્યા વગર ચાલ્યો ગયો. અને ત્યાંથી સીધો તે ઠાકોરની ડેલીએ ગયો અને ઠાકોરને પુછ્યું કે, તમે જેને કેદ કર્યો છે તે કોણ છે ?

ઠાકોર—તે માણસ ચોર છે અને તેણે કપાસની ચોરી કરી છે તે બદલે તેને કેદની સજા કરવામાં આવી છે.

બ્રાહ્મણ—ઠાકોર તમારી ભૂલ છે. એ ચોર નથી અને તે એક મહાન પુરૂષ થશે. અને તે જેવો તેવો નહિ પણ કચ્છની નામના દેશવિદેશમાં વધારશે ને ફરતી કરશે તેવો મહાન નર થાશે માટે તેને જલદી અહીંથી છુટો કરો અને મારી પાસે લાવો.

તે જ્યોતિષીના કહેવા મુજબ ફતેહમહમદને તેની પાસે તેડી આવ્યા. તેણે ફતેહમહમદને કહ્યું કે, તમે શું ધંધો કરો છો ?

ફતેહમહમદ—મહારાજ હું ઢોર ચારવાનો ઉદ્યમ કરૂં છું.

ભવિષ્યવાદી—શું તમને સિપાઇ થઇ બંદુક કે તલવાર ઉપાડવી નથી ગમતી ?

ફતેહમહમદ—ગમે તો ગણીયે છે પણ આપે છે કોણ ?

ભવિષ્યવાદી—હાલ ભુજમાં સિપાઇઓની ભરતી થાય છે તેથી સારા માણસોની ત્યાં ઘણી ખપતી છે. માટે તમે ભુજ ડોસલવેણ પાસે જાઓ તે તમને પોતાની ફોજમાં જરૂર રાખશે.

ફતેહમહમદે તેની આ ઉત્તમ સલાહ તેમજ શીખામણ માટે તેનો આભાર માન્યો અને પોતાને અહીંથી છુટકારો મળ્યાથી તેને

બહુ હર્ષ થયો જેથી ભવિષ્યવાદી બ્રાહ્મણને પગમાં માથું નમાવી તેણે તેના આર્શીવચન મેળવી તરત ત્યાંથી રવાને થયો.

ફતેહમહમદ ત્યાંથી રવાને થઇ ભુજ આવ્યો અને બીજે દીવસે તે ડોસલવેંણુની મુલાકાતે ગયો. પોતાની હકીકત તેને કહી સંભળાવી.

ડોસલવેંણુ તે વખતે સેનાપતિનો દરજ્જો ભોગવતો હતો તેમ રાજ્યમાં પણ તેનો બહુ આદર હતો. ડોસલે, ફતેહમહમદનો શરીરનો બાંધો તથા ચ્હેરો જોઇને તેને પ્રથમ દશ ઘોડાની જમાદારી આપી. તેમાંથી ચડતે ચડતે ફતેમહમદ મહાન દરજ્જે પહોંચ્યો. અને ઘણી લડાઇઓ કરીને દેશવિદેશમાં નામના મેળવી.

ફતેહમહમદ જ્યારે કચ્છમાં સર્વોપરી સત્તા ભોગવતો હતો ત્યારે, તેને કોઇ પ્રસંગને લીધે એક વખતે પત્રીના ગઢમાં આવવું થયું હતું જ્યારે ત્યાંના ઠાકોરો બીન્યા કે તે દિવસે આપણે એને કેદ કર્યો હતો જેનો બદલો લેવા અત્યારે તો તે સમ્પૂર્ણ સમર્થ છે તેથી કોણ જાણે તે આપણને કેવી સજા કરશે. એમ વિચારીને તેની સરભરા માટે તેમણે ભારે તૈયારીઓ કરી. જાડેજાઓના દરબારમાં ગમે તેવો પુરુષ જાય તોપણ તે ખાટલા ઉપર ન બેસે કે ના સુએ એવો રિવાજ છે. છતાં ઠાકોરોએ જમાદાર માટે એક પલંગ પાથર્યો.

જમાદાર આવ્યા કે બધા તેમને ઘણા માનથી મળ્યા અને કિલ્લામાં તેડી લાવ્યા પાસે જ પલંગ પડયો હતો તે પર બેસાડવા માંડયા અને પોતે નીચે બેસતા હતા પરંતુ મહાબુદ્ધિમાન જમાદારે કહ્યું કે, હું ગમે તેવો મોટો છું, મેં ગમે તેટલા રાજાઓને અને ઠાકોરોને જીત્યા છે તથાપિ હું "રા"નો ગુલામ છું. અને તમે "રા"ના ભાઇ છો માટે હું તમારો પણ ગુલામ છું. તેમ તમે તો મારા ઉપર ઉપકાર કર્યો છે. હું કપાસની ચોરી માટે અહીં કેદ હતો "એ ભુલી ગયો નથી" તેમ હું આગામમાં ન આવ્યો હોત તો કદાચ મારૂં નશીબ ખીલત કે નહિ તે પણ હું કહી શકતો નથી. જેથી હું આ ગામનો તો ઋણી છું.

કેવી નિર્મળ બુદ્ધિ. કેવું ઉમદા દષ્ટાંત. કહે છે કે તે ફતેહમહમદ મુસલમાન હોવા છતાં પણ હિંદુ ધર્મને બહુ માન આપતો હતો.

અને પોતાને બ્રાહ્મણે કહેલા ભવિષ્યથી તે ધર્મ ઉપર તેની શ્રદ્ધા બહુ જ જામી હતી. અને બ્રાહ્મણોને ભોજનાદિ વગેરેને માટે તથા દક્ષિણાઓ લેવા માટે હમેશાં આજીજી કરતો. પરંતુ બ્રાહ્મણોએ મલેચ્છોનું અન્નદાન લેવા નાકહી ત્યારે તેણે કહ્યું કે, હું મુસલમાન છું જ નહિ, માત્ર મારા બેચાર પૂર્વજો મુસલમાન થયા તો શું થયું. હું તો મુળ અને હાલ પણ હિંદુ જ છું. તે પરથી બ્રાહ્મણોએ તેનું અન્ન અને દક્ષિણા પણ લીધી. આ બનાવથી મુસલમાન ધર્મના ગુરુઓ રિસાયા, તેમને ફતેહમહમદે કહ્યું કે, તમોએ મારા બાપદાદાઓને વટલાવ્યા છે તે બહુ ખોટું કર્યું છે. છતાં હું તમને માન આપું છું તે જ બસ છે. પરંતુ આથી એમ પણ સમજવાનું નથી કે, ફતેહમહમદને પોતાના પ્રાચીન પૂર્વજોના હિંદુપણાનું ખરેખર અભિમાન હતું તેથી તેણે મુસલમાન ત્યાગ કર્યો હતો. ટુંકામાં તે પરમ ન્યાયીકમતિની અને શરાતનની મુર્તિ જ હતો.

× × ×

"તેઓ માણસમાં અતિ માનુષ ગુણ જોતા તો તેને ઈશ્વર જાણી" ને જ મનમાં લાવતા. પરંતુ મારા મતે ઈશ્વર મનુષ્ય રૂપે જન્મ લેતો નથી. મનુષ્ય યોગબળે ઈશ્વરત્વ મેળવે છે."

નારાયણ હેમચંદ્ર (વીરમંડળ ભા. ૨.)

સંવતની ગઇ સદીમાં સહજાનંદ સ્વામી[૧] નામે એક મહાયોગેશ્વર કોઈ કોઇ વાર અમારી આ ભૂમિમાં આવી તેને પવિત્ર કરતા હતા. તેઓઅષ્ટાંગ યોગ[૨]માં કુશળ હોઇ યોગની સિદ્ધિઓથી અલંકૃત હતા.[૩]

---

૧ જન્મ સંવત ૧૮૩૭ ચૈત્ર સુદ ૯–દેહત્યાગ ૧૮૮૬ જેઠ સુદ ૧૦.

૨ યોગના આઠ અંગ–(૧) યમ (૨) નિયમ (૩) આસન (૪) પ્રાણાયામ (૫) પ્રત્યાહાર (૬) ધ્યાન (૭) ધારણ અને (૮) સમાધિ.

૩ કૃષ્ણ, ખ્રિસ્ત, બુદ્ધ; વલ્લભ, મહમદ, શંકરાચાર્ય, નાનક વગેરે મહા પુરૂષો પરમેશ્વર યા તેનાં પયગંબર કે પુત્ર કહેવાયા. અને પોતાના મહાન ધર્મો ચલાવી દુનિયાંમાં અમર થયા. તેઓ સર્વમાં આ આઠ સિદ્ધિઓમાંથી થોડીઘણી યા કોઈમાં પૂર્ણ હતી. એ સર્વ યોગેશ્વરો જ હતા. એ સિવાય બીજા પણ અનંત યોગીઓ થયાહશે પણ તેમણે પોતાની શક્તિ સ્વકલ્યાણમાંજ

વૈષ્ણવ સંપ્રદાયનો પુનરોદ્ધાર કરવાની તેમણે ધારણા રાખી હતી. જે કેટલેક અંશે સફળ પણ થઈ છે. અને આજ તેમણે તેમના પ્રબોધથી લાખો મનુષ્યો જે પ્રથમ સત્ય ધર્મને જાણતા જ નહતા તેઓને જ્ઞાન આપી અને પોતાના શુભ ઉપદેશોથી, પોતાનું જીવન ઈશ્વરની પવિત્ર ભક્તિમાં નિર્ગમન કરવાને પ્રેર્યા.

કાઠી રજપૂતો જે લૂંટ અને ચોરીનો પોતાનો ઈશ્વરદત્ત કુળાચાર સમજતા હતા તેમને ધર્મનિષ્ઠ કરવાની અને તે નીચ ધંધો મુકાવવાની અંગ્રેજ અધિનાયકોએ પ્રાર્થના કરવાથી આ મહાત્માએ તે લોકોને ધર્મનિષ્ઠ કરી તેમનો તે કુળાચાર મુકાવ્યો. પરિણામે અંગ્રેજ અધિનાયકોની ધારણા પાર પાડી અને હજારો શસ્ત્રધારી રજપૂત યોદ્ધાઓ પોતાનું માથું સ્વામીના ચરણકમળમાં નમાવીને પોતાને કૃતાર્થ માનવા લાગ્યા.

સ્વામી વરસમાં એકાદવાર કચ્છના પાયતખ્ત ભુજનગરમાં આવી પુષ્કળ મનુષ્યોને સ્વધર્મનો બોધ કરી તેમનું નવજીવન કરતા હતા. ત્યાં "જગજીવન મહેતો" નામે એક (નાગર) બ્રાહ્મણ કે જે બહુ ગરીબ હાલતમાંથી ચડીને જમાદાર ફતેહમહમદનો મુખ્ય કારભારી અને સલાહકાર મંત્રી થયો હતો તે રાજસત્તામાં ઉન્મત હોવાથી સ્વામીને નવો ધર્મ ફેલાવતા જોઇને બહુ ગુસ્સે થયો.

જમાદારનો કારભારી એટલે કચ્છનો દીવાન સમજવો. કેમકે એ વખતે કચ્છની સર્વોપરી સત્તા જમાદાર ફતેહમહમદના હાથમાંજ હતી.

જગજીવન, પરોક્ષ રીતે સ્વામીની બહુ નિંદા અને દ્વેષ કરવા લાગ્યો પણ તે નિંદાથી કંઇ થયું નહિ. એટલે તેણે સ્વામીને જાનથી મારી નાખવાનો યત્ન કર્યો. એકવાર સ્વામી માર્ગમાંથી જતા હતા ત્યારે આગળથી કરી રાખેલા સંકેત અને ગોઠવણ પ્રમાણે જગજીવનના માણસોએ ધરો પરથી પત્થર અને નેવાં નો વરસાદ વરસાવ્યો. પણ તેમાંનો એકે પત્થર સ્વામીને લાગ્યો નહિ, લોકોની કહેણી પ્રમાણે તે સખ્ત પત્થર સ્વામીને કુસુમવત્ અને મૃદુ જણાયા. ત્યાર પછી જગજીવનના માણસો સ્વામીને કોઇ જાદુગર જાણીને તેનો હુકમ થવા

---

વાપરતાં જન કલ્યાણ તરફ લક્ષ ન આપ્યું. તેથી તેઓ પોતે જ માત્ર કલ્યાણ મેળવી દુનિયાંમાં અપ્રસિદ્ધ રહ્યા. અને ઉપર લખ્યા યોગીઓ પોતાના મનુષ્ય બંધુઓ પર ઉપકાર કરી પોતે પણ અમર થયા.

છતાં પણ મારવા જતા નહિ. આથી ચીડાઇ જગજીવને એક લશ્કરી સિપાઇઓની ટુકડી બનાવી, ને તેનો સરદાર પોતે થયો.

સ્વામી એક સુતારના ઘરમાં રહેતા હતા તેના પર ચઢાઈ કરીને તેના ઘરને ઘેરી લીધું. પરંતુ તે સુતારને આગળથી કંઇ સમાચાર મળતાં તેણે પધરામણીને બહાને સ્વામીને મલ્લની સંજ્ઞાથી ઓળખાતા પહેલવાન લોકોને ત્યાં ઉતારો અપાવ્યો. પોતાના પર આજે લશ્કર ચઢી આવ્યું છે, યા ચઢી આવવાનું છે આ વાતથી સ્વામી કેવળ અજાણ્યા જ હતા. કેમકે તેમના સેવક, શિષ્યોએ એ વાત તેમને જણાવી જ નહોતી અને તેઓ સ્વામીને બીજે દરવાજેથી પધરામણી માટે મલ્લોને ત્યાં તેડી ગયા. થોડીવાર ખમીને તેની ખબર જગજીવનને થતાં તે મલ્લોના ઘર પર ચઢી ગયો. પરંતુ મલ્લલોકો કસરતબાજ, બળીષ્ટ, લડવૈયા અને શૂરવીર હોવાથી પોતે સંખ્યામાં ઓછા છતાં તેમણે જગજીવન અને તેના માણસોને બહારથી જ હરાવીને હાંકી કાઢયા. બહારના શોરબકોરના લીધે શાંતિમાં ભંગ થવાથી સ્વામી એકદમ બહાર આવ્યા અને "શું છે" એમ જાણવા માગ્યું. ત્યારે પેલા વિજયી પહેલવાન મલ્લ લોકોએ ખરી હકીકત સ્વામીને નિવેદન કરી. હકીકત સાંભળી સ્વામીએ દેવડી બહાર આવી રસ્તા પર જોયું તો કેટલાક માણસોના માથાં ધડથી જુદાં પડેલાં દીઠાં. તે જોઇ, દુઃખીત થઈ; મલ્લ લોકોને ઠપકો આપ્યો અને કહ્યું કે: "તમે મને જાણ કર્યા વગર મારે માટે આ નરહત્યાઓ કેમ કરી?" આહા, મનુષ્ય જાતિ તરફ કેવો નિર્મળ પ્રેમ? તે જ વખતે તે નરહત્યાથી અપવિત્ર થએલું સ્થાન છોડી પાછા સુતારને ઘેર ગયા. બીજે દિવસે આ વાત આખા શહેરમાં ફેલાઇ, સર્વ કોઇ એ જ વાત કરવા લાગ્યા. સાધુ પ્રકૃતિના પુરૂષો આ બનાવ સાંભળી બહુ ખેદ કરવા લાગ્યા.

પરંતુ દુષ્ટ અને જગજીવનના પક્ષના માણસો સ્વામીની અને તેમના નવા ધર્મની, તેમ તેમાં દાખલ થનારાઓની અત્યંત નિંદા કરવા લાગ્યા.

સહજાનંદ સ્વામીને જે માણસો એકવાર (ચાર આંખ) દ્રષ્ટિ મેળવીને જોતા તે જન્મ પર્યંત તેમનાથી વિખૂટા થતા નહિ. તેમની દૃષ્ટિ અને બોલવું એવાં આકર્ષક હતાં કે તેમનો ઉપદેશ કયારે પણ

નિષ્ફળ થતો નહિ. સ્વામી વિરૂદ્ધ છતાં મેહેતાજી દુર્ગારામ જેવા મહાન સુધારાવાળાને પણ એટલું તો ખુશીથી કબૂલ કરવું પડયું હતું કે: "સહજાનંદ એક અદ્દભૂત વકૃત્વ શક્તિવાળો મહાન ઉપદેશક નર છે." સ્વામીની ઉત્તમ ઉપદેશક તરીકેની કીર્તિ તો વિદેશી અને વિધર્મી પુરૂષોએ પણ વખાણી છે. જગજીવન એકવાર સ્વામીને મળ્યો નહતો અને તે દૂરથી જ આડે માર્ગે નીકળી જતો. પરન્તુ અમને સંપૂર્ણ ખાત્રી હતી કે, એકવાર પણ જો તે સ્વામીને દષ્ટિ મેળવીને મળ્યો હોતતો પોતાનું મહાન વૈર પણ તે એક પળમાં વિસરી જાત.

એક દિવસ સ્વામી પશ્ચિમ તરફને દરવાજેથી પોતાના ચાર મિત્ર શિષ્યો સહિત ન્હાવા જતા હતા. તે વખતે દરવાજાની અંદર જમાદાર ફતેહમહમદ તેમને સામા મળ્યા. જમાદારે સ્વામીને કોઇ વાર જોયા ન હતા. તેમ મોઢાની ઓળખાણ પણ નહતી. સ્વામી પાસે આવતાં દસ પંદર કદમનું અંતર હતું ત્યારે એક તુર્ક સિપાઇએ, જમાદારને કહ્યું કેઃ—

"હિંદુ જેં કે ખુદા ચેંતા સે માકુ હી અચે તો." (હિંદુઓ જેને ખુદા કહે છે તે પુરુષ આ આવે છે તે.)

સ્વામીની મૂર્તિ ઘણી ભવ્ય હતી. કપાળ મોટું અને તેજસ્વિ હતું આંખ તીવ્ર છતાં નિર્મળ હતી. તેમણે શ્વેત વસ્ત્રો પરિધાન કરેલાં હતાં પગમાં ચાખડીઓ પહેરેલી હતી અને પોષાક બિલકુલ સાદો છતાં તેમની દિવ્ય કાંતિ જોનારને સાનંદાશ્ચર્યમાં ગરકાવ કરતી હતી.

પેલા તુર્ક સિપાઇનું કહેવું સાંભળતાં અને આ દિવ્ય મૂર્તીને જોતાં જ જમાદાર એકદમ ઘોડા પરથી નીચે ઉતરી પડયા. અને બરાબર સ્વામીની સમિપમાં સામે આવી મલેચ્છ રીતિ પ્રમાણે સલામ કરી ઉભા રહ્યા. પરંતુ, એક ક્ષણમાં જ ધ્યાનપૂર્વક આ મહાત્માની પવિત્ર છબીને નિરખી લીધી. દષ્ટિનો દોર સંધાયો—દષ્ટિ ઐકયતા પામી; જમાદારનું અંતઃકરણ હરાઇ ગયું, પરવશ થયું અને નીચેનું પ્રશ્ન, સૂચક વાકય ઘણાજ વિનય ભાવથી બહાર પડયું :—

" સાંઈ, તુમ ખુદા યા ખુદાકે બંદે ? "

કેવો મધુર, સુંદર અને સૂક્ષ્મ બુદ્ધિનો નિર્મળ તથા મહત્વનો સવાલ ! રંગ છે, એ મહાન રાજ્યકીય પુરૂષની મહાન બુદ્ધિને.

જમાદારનો સત્ય સવાલ સાંભળી સ્વામીએ નીચેના ત્રણ શબ્દો કહ્યા :

" જેસા જિસકા યકીન " આ વાક્ય બોલવામાં સ્વામીએ " યકીન " શબ્દ ઉપર ઘણો ભાર મુકીને ઉચ્ચાર કર્યો હતો. તેથી જમાદારના મનને ભારે અસર થઇ. અને તે દિવસથી તો, સ્વામી પ્રત્યે તેમની પૂર્ણ શ્રદ્ધા બંધાઈ. જાણે કંઇ નવું જ સમજ્યો હોય યા નિશ્ચય કરતો હોય તેમ પુનઃ આગળ કરતાં વધારે નમ્ર ભાવથી બે હાથે પ્રણામ કરી પોતે જે સ્વામીની ગતિ રોકવા માટે પ્રથમ જરા બેઅદબીથી ઉભા હતા ત્યાંથી જરા છેટે હઠી એક બાજુએ ઉભા રહ્યા. કાંઈ પણ બોલ્યા વગર જાણે કંઇ થયું જ ન હોય તેમ શાંત મુદ્રાથી સ્વામી ત્યાંથી ચાલ્યા ગયા.

આહા ! શી જીવનની ઉત્તમ પરીક્ષા ! જે અજીત યોદ્ધાનું નામ સાંભળી મહાન શૂરવીરો પણ કંપતા અને થરથરતા હતા, જેના બળથી કચ્છ, કાઠિયાવાડ સિંધ વિગેરે મુલકો ધ્રુજતા હતા તેણે આ એક રખડતા ફકીરની પાસે આટલી નમ્રતા કેમ કરી એ સમજવું પણ મુશ્કેલ છે. શું, તે હાલ દિવાનો થઈ ગયો હતો ? ના. પ્રિય વાંચનાર તમે આશ્ચર્ય પામશો મા. જો તમે પણ યોગ વિદ્યા યા નિઃસ્વાર્થ પ્રેમનું કંઈ પણ મહાતમ્ય જાણતા હશો તો આથી તમને કંઇપણ નવાઇ લાગશે નહિ.

ફતેહમહમદનું નશીબ બુલંદ હતું. તેના પર ઈશ્વરની સંપૂર્ણ કૃપા હતી. તેની બુદ્ધિજ-પરીક્ષા કરવામાં તીવ્ર અને તેજસ્વી હતી તેથી તે આ મહાત્માને જોઇ કૃતાર્થ થયો. આ બનાવથી તે પોતાને ધન્ય સમજવા લાગ્યો.

જમાદાર વિચાર કરતા કરતા મહેલમાં ગયા. જમાદાર મહાન બુદ્ધિશાળી અને પૂર્ણ રાજતંત્રી પુરૂષ હતા. દુનિયા રૂપી પાઠશાળામાં તેમણે જન સ્વભાવની પાઠમાળાનો અભ્યાસ કર્યો હતો. તેથી તે

પોતાના અંગ અને બુદ્ધિ બળથી છેક ગોવાળીઆ જેવી હલકી સ્થીતિમાંથી આજે મહાન દરજ્જો પામ્યો હતો. તે મનમાં વિચાર કરવા લાગ્યા કે, "પેલો ફકીર (સ્વામી) કદાચ ખુદા નહિ તોપણ ખુદાનો બંદો" એટલે સાધારણ પુરૂષ છે એમ હું માની શકતો નથી. પછી તે કોઇ પીર પેગમ્બર યા ઓલિયા હો. પણ તે બીજા મનુષ્યો જેવો મનુષ્ય તો નથી જ. એમ મારૂં અંતઃકરણ સાક્ષી આપે છે. આવા મહાન પુરૂષ સાથે જગો વેર કરે છે તે વ્યાજબી નથી. મહાત્માઓની સેવા કરવા બદલ મહાત્માઓથી વેર કરવાથી તેનું બુરૂં થાશે. એમ નિશ્ચય કરી પોતાના જન્મના આશ્રિત જગજીવનને અમંગળથી ઉગારવા અને તેને સિધે રસ્તે લેવા પોતાની પાસે તેને બોલાવ્યો.

જગજીવન[1] ઉપર જમાદારનો બહુ સ્નેહ હતો તેને તે પોતાના પુત્ર અથવા નાના ભાઇ સમાન ગણતા. કેમકે તેને બહુ ગરીબી હાલતમાંથી આટલે દરજ્જે ચડાવનાર પણ પોતે જ હતા. જગજીવન આવ્યો ને સલામ કરી ઉભો રહ્યો. જમાદારે તેને શબ્દોચ્ચાર કર્યા વગર બેસવાની ઇશારત કરી. પરંતુ તેમના મનમાં તો પેલી દિવ્ય મૂર્તિ જ રમી રહી હતી. જમાદાર જગજીવન તરફ જોતા અને ફરી તે પવિત્ર–સત્ય મૂર્તિનું ચિંતન કરતા હતા.

"જગા" જમાદારે માયાળુ અને આર્દ્ર સ્વરે કહ્યું, "તેં જે પુરૂષથી વેર આદર્યું છે તેને લોકો ખુદા કહે છે. મેં પણ તેને આજ જોયો. હું જોઇને તેના ઉપર મુગ્ધ થયો. મારા મનમાં એમ થાય છે કે હું તેનો મુરીદ–શિષ્ય–સેવક થાઉં. આહા, તેની મુખશ્રી કેવી સ્નિગ્ધ અને નિર્મળ છે. "લોકો તેને ખુદા કહે છે." આથી મારા મનમાં પણ એમ થાય છે કે, હું પણ તેને ખુદા કહુ!! પણ તેમ બને નહિ. પવિત્ર ખુદા તે ખુદાના બંદા રૂપે થાય નહિ. માટે તે ખુદા નહિ તોપણ કોઇ મોટો ઓલિયા યા પીર તો છેજ. તું હિંદુ છે, જા તેનો તું મુરીદ થા! તેના ચરણોમાં માથું મુક અને તેમની પાસેથી માફી

૧ જગજીવન જમાદાર પાસે નાનામાંથી મોટો થયો હતો જેથી અતિપ્યારથી તેને "જગા" અથવા કોઇ વાર "છોકરા" એમ પણ કહેતા.

માગ. તેના ચહેરા ઉપરથી જણાય છે કે તે બહુ દયાળુ છે. તે તને જરૂર માફ કરશે જ. મહાત્માઓમાં ક્ષમા રૂપી જે મોટામાં મોટો ગુણ હોય છે તેથી તે ભરપૂર છે. તે તને જરૂર ક્ષમા કરશે. કદાચ તું તેથી શરમાતો હોય તો તે મહાપુરૂષનું ફરી એકવાર દર્શન કરી કૃતાર્થ થવા હું પણ તારી સાથે ચાલું !"

જગજીવન નીચું મોઢું રાખી અંગુઠાથી ભૂમી ખણતાં જાણે સલાહ માનતો ન હોય કે જમાદારની વાત તેને પસંદ ન પડી હોય તેમ દેખાયો. એટલે જમાદારે ફરી બોલવા માંડયું.

"ભાઇ ! તેમ કરવા તારૂં મન માનતું ન હોય તો ખેર, પણ તું તેની સાથે દ્વેષ અને વેર કરવું મુકી દે. હું ખચીત કહું છું કે તું તારૂં અને તારી ઓલાદનું ભલું ચાહતો હોય તો તેની સાથે દુશ્મનાવટનો ત્યાગ કર. તેમાં તારૂં શ્રેય છે."

હજુ પણ જગજીવને કશો ઉત્તર ન આપ્યો તેથી તેના પર કંઇ અસર ન થયેલી સમજીને જમાદાર એકદમ જુસ્સાથી મોટે સ્વરે અને સત્ય ભાવથી બોલવા લાગ્યા.

"અરે, છોકરા ! તું મને બહુ વ્હાલો અને પ્રિય છે. તારૂં ભુંડું થાય એ મારૂં જ થયું એમ જાણી હું તને કહું છું કે, તારા નહિ તો મારા ભલાની ખાતર પણ તું તે ફકીરનો કેડો મુકી દે !" જગજીવને કશો ઉત્તર આપ્યો નહિ. તેમને, શો ઉત્તર આપવો તેના વિચારમાં જ તે ગુંથાઇ ગયો. શબ્દો બંધ પડયા. જમાદારની આંખ જરા બીજા વિચારોમાં રોકાઇ. થોડી વારે જાણે કાંઇ નવું જોયું યા સાંભળ્યું હોય તેમ પાછલા શબ્દોના અનુસંધાનમાં તેઓ વિશેષ જુસ્સાથી બોલવા લાગ્યા.

"તું વેર કાઢી નાખ, દુશ્મનાવટનો તું ત્યાગ કર નહિ તો પવિત્ર ખુદાના કસમ લઇને કહું છું કે હું તારો ત્યાગ કરીશ."

જમાદાર છેલ્લા શબ્દો એવા જોરથી અને આંખો ક્રોધયુક્ત કરીને બોલ્યા હતા કે, જગજીવન તેમનો નિત્યનો સહવાસી સલાહકાર છતાં પણ બીનો. તેને લાગ્યું કે, ખરેખર જમાદાર મારા ઉપર ક્રોધે ભરાયા છે અને ક્રોધના આવેશમાં કદાચ તે મને કાઢી પણ મુકે

તેથી ધ્રુજતે સ્વરે બોલ્યો કે, " રા' ના નિમકના અને આપના ચરણોના સોગન લઇને કહું છું કે, હું તેની સાથે વૈર નહિ કરૂં."

આ વચનો સાંભળી જમાદારને સંતોષ થયો. અને એક લાંબો દમ લઇને કહ્યું, " બસ જા હવે. યાદ રાખજે કે, તે મહાત્માનું જો હવે તું નામ લઇશ અને તેની મને ખબર પડશે કે તું તે ઓલિયાથી વેર કરે છે તો હું તને નોકરીથી રદ્દ કરીશ. નહિ તો આ ઘર તારૂં જ છે. તું મારો અર્ધભાગી ભાઈ છે. પણ મેં કહ્યું તે બરાબર યાદ રાખજે. બસ જા હવે."

જગજીવન નમી, સલામ કરી ત્યાંથી ચાલતો થયો અને તે દિવસથી તેણે સ્વામીનો કેડો મુકી દીધો હોય તેમ જણાયું.

× × ×

જેમ લાખા ફુલાણીને પ્રખ્યાત " કર્નલટોડ " સાહેબે પોતાની મારવાડની ખ્યાતિમાં–તવારીખમાં લખ્યું છે કે લાખો ફુલાણી નામનો એક જાડેજા કુળનો એક જુલ્મી રજપૂત તે વેળાએ " કોલુમદ " આવીને ત્યાંના રહેવાશીઓને અત્યન્ત ઈજા કરતો હતો. મરૂ દેશમાં આવેલા " ફુલરા " નામના કિલ્લામાં તેનું રહેઠાણ હતું એ કિલ્લો શત્રુથી જીતાય કે કબજે થાય તેવો ન હતો અને સતલજ નદીથી તે સમુદ્ર સુધીના મુલકો પણ લાખા ફુલાણીનું નામ સાંભળી કંપી ઉઠતા. અને તે એવો જબ્બર હોવા છતાં, દુર્બળ અને નિરાશ્રય ઉપર કોઇ પણ પ્રકારનો જુલ્મ કરતો ન હતો. લુણી નદીથી તે સિંધુ નદીના મુખ સુધીના મુલકના લોકોના મુખેથી તેની પ્રશંસાનાં ગીતો ગવાતાં હતાં અને રજપૂતાનામાં શિવગઢ, સૂરજપુર બાલકગઢ, અંધાનીગઢ અને ફુલગઢ ( ફુલર ) એ છ શહેરો લાખા ફુલાણીના તાબામાં હતા.

મારવાડના ભાટ ચારણોએ લખેલા "ખ્યાતનામાં"માં પક્ષપાતને લીધે લાખાને દુષ્ટ અને જુલ્મી કહ્યો છે. પરન્તુ, હીમાચાર્ય જેવા આચાર્યોએ જેની મુક્ત કંઠે પ્રશંસા કરી છે તેવા મહાન પ્રભાવશાળી પુરૂષની અવગણના કરી તેઓએ તેને ખરેખર અન્યાય જ કર્યો છે.

તેવી જ રીતે ફતેહમહમદની જીંદગી માટે પણ કેટલાકો સારો

વિચાર ધરાવતા નથી. પણ તે વિચાર ધરાવનારાઓ પોતાની દીર્ઘદષ્ટિથી વિચાર કરતા નથી એમ જણાય છે.

ફતેહમહમદે કચ્છની ઘણી શોભા વધારી હતી.ખેતી, હુન્નર, વ્યાપાર વગેરે વધારી દેશને આબાદ કર્યો, વિદેશ પર સ્વારીઓ કરી ત્યાં કચ્છનાં થાણાં બેસાડયાં. અને કચ્છનો ઝુંડો વિદેશમાં વિજયી કર્યો. દેશમાં પુષ્કળ કિલ્લાઓ ચણી દેશને સુરક્ષીત કર્યો. અલબત તેની મોટી ફોજને લીધે તેનું ખર્ચ પુરૂં પાડવા માટે તેણે ઘણાં રાજ્યો પાસેથી દંડ લીધા છે અને કેટલીએક જગોએ લૂંટ પણ ચલાવી છે. પણ તેમાં તેણે કંઇ અન્યાય કર્યો છે એમ અમે માનતા નથી.

જે દેશપર જીત મેળવી, ત્યાં લૂંટ ચલાવવી એ વિજયી લશ્કરનો પરંપરાથી રિવાજ છે. અને યુરોપીયનો જેવા સુધરેલા લોકો પણ તેમ કરે છે. તો પછી ફતેહમહમદને તેમ કરવું વ્યાજબીજ હતું. કારણ કે હૈદરઅલીની પેઠે એક સાધારણ પુરૂષમાંથી તેણે આવી મહાન સત્તા પ્રાપ્ત કરી હતી. ટીપુ સુલતાનની પેઠે તેણે પુષ્કળ જબરી લડાઈઓ કરી હતી. પંજાબ કેસરી રણજીતસિંહની પેઠે તેણે પોતાની હયાતી પર્યંત અંગ્રેજની પ્રજવલીત આગના જેવી સત્તાથી પોતાના દેશને શ્યામ કર્યો નહતો. તો પછી આ કચ્છના વિજયી યોદ્ધાની તેટલા પરથી જ નિંદા કરવી એ અમે યોગ્ય ધારતા નથી.

કચ્છની સ્થિતિ ત્યારે બહુ વિચિત્ર હતી. કચ્છ રાજ્ય જુદા જુદા સ્વતંત્ર હાકેમોના હાથમાં વહેંચાયલું હતું. તે વખતે કચ્છની તમામ સત્તા વીર ફતેહમહમદના હાથમાં આવતાં તેણે તે તમામ સત્તાના જોરથી એકહથ્થુ સત્તા જમાવી દેશને એક તાંતણે બાંધ્યો.

જમાદાર ફતેહમહમદ માત્ર કચ્છ ઉપર સર્વોપરી સત્તા ભોગવતો હતો એટલું જ નહિ પરંતુ કાઠિયાવાડ અને પાલનપુર એજન્સી તથા સિંધના દક્ષિણ ભાગ પર પણ તેની સ્વારીઓ હરવખતે જતી. ફતેહમહમદ મહાબળવાન અને શૂરવીર હતો. અમે તેને કચ્છનો કેસરી કહીએ છિયે. કાઠિયાવાડ વગેરે પ્રદેશમાં તેણે અસાધારણ સત્તા જમાવી હતી અને તેનાં ગીતો આજ પણ ત્યાં ગવાય છે. જે બાબતની એક કવિતા નીચે પ્રમાણે છે.

" ફતીઆ તારી ફોજનો ભય ડંકો ભારી,
" સુતી થડકે રાતમાં નગરની નારી,
" ઓખો તુંથી ઉથડકે બરડો તુંથી બીએ
" ગઢ ધ્રુજે ધોરાજીનો નોતીઆર નગર લીયે.
" હાલા ઝાલા જેઠવા હટાડયા તેં હમીર,
" વળ ઉતારી મૂંછના કીધા પાંસરા તીર.

ટીપુ સુલતાન જેવા બળવાન રાજાઓએ ફતેહમહમદથી દોસ્તીઓ કરી હતી. અને જ્યાં સુધી તેની હયાતી હતી ત્યાં સુધી અંગ્રેજ સત્તા કચ્છમાં સર્વત્ર વ્યાપી નહોતી.

આ વખતે જામનગર પર અંગ્રેજ લોકોની સત્તા બેસવાની હતી અને જામનગરની સ્વતંત્રતાનો અંત આવીને તે અંગ્રેજના તાબામાં ભળી જશે એવાં પગરણ જણાતાં હતાં. ત્યાંના સત્તાવાળા કે જેઓ જમાદાર ફતેહમહમદને પોતાનો દુશ્મન સમજતા હતા તેમણે વિચાર્યું કે ગમે તેમ છે તોપણ કચ્છ ને જામનગર બંધુત્વને લીધે એક છે. માટે આપણે આપણી મદદે ફતેહમહમદને બોલાવવો. આવો વિચાર કરીને તેમણે જમાદાર પર પત્ર લખી તેની મદદ માગી. જે ઉપરથી જમાદાર વીશ હજારનું લશ્કર લઇ નગરની મદદે ચડયો.

રણનો કીનારો ઓળંગી બીજે કીનારે પહોંચ્યા ત્યાં એક અંગ્રેજનો દેશી આડતીઓ, અંગ્રેજ અધિનાયક સાથે તેમને સામો મળ્યો. તે આડતીઓ કચ્છી હતો અને તેની જ સલાહથી અંગ્રેજ સેનાપતિઓ વર્તતા હતા. તેણે જમાદારને જામનગરની મદદે ન જતાં પાછા કચ્છ તરફ વળી જવાને સમજાવ્યું. પરંતુ તે વાત જમાદારે કબુલ કરી નહિ.

જમાદારે જ્યારે તેની વાત ન માની ત્યાર અંગ્રેજ અધિનાયક ખુદ તેની છાવણીમાં આવ્યો.

અંગ્રેજ અમલદારે ફતેહમહમદ સાથે બે કલાક સુધી એકાંત કરી. તે અંગ્રેજ યોદ્ધો હિંદુસ્તાનની ભાષા શુદ્ધ અને સ્પષ્ટ બોલી શકતો હતો તેણે જમાદારને સમજાવ્યું કે, આપ જાણો છો કે; અંગ્રેજની સત્તા તો જ્યારે ત્યારે સર્વ ઠેકાણે વ્યાપવાની જ છે. ત્યારે તમે જામનગર બચાવી શું વિશેષ કરશો અને તમે તેને કેટલીકવાર

બચાવશો ? અલબત હમણાં તમારા જવાથી અમે કદાચ જામનગર નહિ લઈ શકીએ પણ તેથી શું ? અમારૂં બળ કેવું અને કેટલું છે તે તમે તમારા અનુભવથી જાણ્યું હશે. જેથી તમે એક વીર પુરૂષ છો અને તમારી હયાતી સુધી તમારો પોતાનો મુલક અજિત છે. અંગ્રેજ સરકાર તમને માન આપે છે અને ચ્હાય છે. માટે તમારે તો અંગ્રેજથી દોસ્તી રાખવી અધિક ફળદાયક છે. અને આ એહસાન માટે સરકાર તમારો આભાર માનશે.

ફતેહમહમદ ઘણા ઉંડા વિચારવાળો અને દીર્ઘદષ્ટિવાળો હતો. તે પોતે સારી રીતે સમજતો હતો કે એક વખતે અંગ્રેજ નિષ્કંટક આખું ભરતખંડ કબજે કરશે. જેથી તેનાથી કલહ કરવામાં કંઈ સાર નથી. તોપણ વાણિયા બુદ્ધિથી, પોતાનું જાય એ બરાબર નહિ, માટે તેણે અંગ્રેજ નાયકને કહ્યું કે:

"આપની સલાહ હું માન્ય કરૂં છું અને અંગ્રેજના બળની તુલના મેં કરી છે અને તે પરથી હું ભવિષ્ય કહી શકું છું કે અંગ્રેજ એક વાર ભરતખંડના ચક્રવર્તિ મહારાજાધિરાજ થશે. પરંતુ હું જે નગરની મદદે જવા નીકળ્યો છું તેને આજ આઠ દિવસ થયા અને હજુ પાછો વળું તો બીજા ચાર રોજ લાગે. ત્યાં સુધીનું ફોજનું ખર્ચ મારે કોની પાસેથી વસુલ કરવું. આમ હું નગર પાસેથી મારી સેનાનું ખર્ચ વસુલ કરત."

જમાનાના ખાધેલ અને પાકટ બુદ્ધિના અંગ્રેજ યોદ્ધાએ વિચાર્યું કે જમાદાર પીગળ્યો છે, એટલે તેણે તેને સેનાનું ખર્ચ આપવાને કબુલ કર્યું. કેમકે ફતેહમહમદનો વિચાર કચ્છ કાઠિયાવાડમાંથી અંગ્રેજોને હાંકી કાઢી સ્વતંત્ર કરવાનો હતો. અને જમાદારના તે વિચારોથી આ સેનાપતિ જાણીતો હતો. તેમ આ વખતે જો ફતેહમહમદ નગરની મદદે જાય તો તે શહેર અંગ્રેજથી જીતાય પણ નહિ એ વાત પણ તે પક્કી રીતે જાણતો હતો. જેથી તેણે ખર્ચ આપવા કબુલ તો કર્યું. પરંતુ પોતા પાસે પૈસા તૈયાર નથી માટે ચીઠ્ઠી લખી આપવા કહ્યું.

ફતેહમહમદને તે વાત જો કે પસંદ તો આવી નહિ તોપણ પોતે જે બોલ્યો હતો તેને યાદ લાવી તેણે બેદરકાર રીતે કબુલ

કરીને કહ્યું કે સરકાર સદ્ધર આસામી છે. તેની ચીઠ્ઠીના પૈસા કોઇ પણ કાળે ખોટા નહિ થાય, તે તો મળશેજ. ખુશીથી ચીઠ્ઠી આપ લખી આપો. ફતેહમહમદ સારી રીતે સમજતો હતો કે હાલ નહિ તો કોઈ વખતે પણ આ ચીઠ્ઠીના પૈસા મને નહિ તો મારા રાજ્યને મળવાના છે જ.

ફતેહમહમદના કહેવાથી તેણે એક નાદર રકમની ચીઠ્ઠી લખી આપી. અને હાલ તો બલા ઉતરી, ક્યાં હાલ રૂપિયા ગણવા પડે છે એમ વિચાર કરી તેણે જમાદારને ચીઠ્ઠી લખી આપી વિદાય કર્યો. તેણે તે ચીઠ્ઠી સાચવીને રાખી.

અહીંથી પોતાના સૈનિકોને માટે ખોરાકીની જોગવાઈ કરી તે તરત ભુજ આવ્યો. તેણે એ ચીઠ્ઠી એક વૃદ્ધ પુરૂષને સ્વાધીન કરી. તે વૃદ્ધ પુરૂષ કોણ? તે એક મહારાજકીય પુરૂષ હતો અને આ વખતના કચ્છના જુદા જુદા હાકેમો ઘણે ભાગે તેની જ સલાહ લેતા. તે પુરૂષ કંઇ જબ્બર લડવૈયો ન હતો તથાપિ એક કુશળ મંત્રી હતો એમ કહીએ તો ચાલે. ફતેહમહમદનો તે ખેરખાહ હતો. અને ફતેહ-મહમદ તેને દેવ સમાન માન આપતો હતો અને હર વખતે કોઇપણ મસલત કે બીજા કોઇ કામ માટે તેને ઘેર જતો એટલું જ નહિ પણ વૃદ્ધને પૂછ્યા સિવાય કંઇપણ પગલું ન ભરતો. એ મહાપુરૂષ તે ઓધવજી બાવો હતા. ફતેહમહમદ જે કામે ગયો હતો તે મનમાનતી રીતે પાર ન ઉતરવાથી દિલગીરી બતાવી તે ચીઠ્ઠી ઓધવજી બાવાને હવાલે કરી. બાવે તે સાચવીને પોતાના હસ્તગતમાં રાખી.

ફતેહમહમદનો ત્રાસ તે વખતે એટલો બધો બેસી ગયો હતો કે કચ્છની ત્રણે બાજુએ આવેલા રાજ્યોમાં તેમજ સમુદ્રમાં પણ તેની હાંક સંભળાતી હતી. ફતેહમહમદ જ્યાં સુધી છે ત્યાં સુધી આપણે કચ્છ જીતી શકવાના નથી એમ અંગ્રેજો સારી રીતે સમજતા હતા. ફતેહમહમદની બેપાળી સેના અને લડાઈમાં શૂરાતનથી જોસ-ભેર ધસી જવાની કળા અંગ્રેજના લશ્કરી કેળવણી પામેલા સૈનિકોથી પણ અધિક હતી તે તેઓ સારી રીતે જાણતા હતા. તેથી ફતેહ-મહમદની સાથે અંગ્રેજ સરકારે દરિયામાં લૂંટ અટકાવવાના કોલકરાર

કર્યાં હતા. પરંતુ ફતેહમહમદને અંગ્રેજની કશી બીક કે દરકાર ન હતી. તેની કચ્છી સેનાએ પુષ્કળ ફતેહો મેળવી હતી અને તેનો એવો પણ વિચાર હતો કે સરકારથી એક ભારે યુદ્ધ કરી કચ્છ કાઠિયાવાડ મારે સ્વતંત્ર હસ્તગત કરવાં. પણ તેની એ ઉમેદ ઇશ્વિરે પુરી ન પાડતાં સંવત ૧૮૭૦માં ૬૧ વર્ષની ઉમરે તેને પોતાની પાસે બોલાવી લીધો.

× × ×

પ્રિય વાંચનાર! આ જગાએ તમારા મનમાં એક સવાલ ઉત્પન્ન થશે કે જગજીવનને સ્વામી સાથે આટલું બધું વૈર ઉત્પન્ન થવાનું કારણ શું ? શું તે કોઇ વિદેશી યા વિધર્મી હતો ! ના. તે વિશલનગરા (નાગર) બ્રાહ્મણ કુળમાં જન્મેલો શ્રદ્ધાળુ શૈવમાર્ગી આર્ય હતો. તેણે પોતાને ખર્ચે એક મોટું શિવાલય બંધાવ્યું છે અને તેના ચાલુ નિભાવ માટે પોતાની રાજસત્તાને લીધે એક ગામ આપ્યું છે. આટલું છતાં પણ તે જુના વિચારને વળગી રહેનારો ધર્મના ખોટા ઝનૂનવાળો અને મમતી પુરૂષ હતો. સહજાનંદ સ્વામી વિષે તેને મતલબીઆ લોકોએ બહુ ખોટું ભંભેર્યું હતું. તેથી કોઇપણ રીતે તેનો કચ્છમાંથી અને બની શકે તો દુનિયામાંથી પણ નાશ થાય એમ ઇચ્છતો હતો. છતાં સ્વામીની યોગ વિદ્યાના ચમત્કાર જાણ્યાથી તે પાછળથી બીતો હતો. સ્વામીએ તેની જ્ઞાતિના કેટલાક બ્રાહ્મણોને સ્વધર્મમાં લીધા હતા એ તેના મહાન વૈરનું બીજું કારણ હતું. "તે બ્રાહ્મણોને પોતાના ધર્મમાં વટાળી ખરાબ કરે છે" એમ તેનું માનવું હતું. જેથી એકવાર જે ખોટા વિચાર બંધાયા તે, પોતાની ભુલ નહિ કબુલ કરનાર જીદ્દી માણસો, અજાણે અથવા જાણ્યા છતાં પણ, જીંદગી પર્યંત છોડતા નથી. એવા મિથ્યાભિમાની માણસ ભુલ કબુલ કરવાથી આપણે હાર્યા એમ સમજીને શરમાય છે. આ તો એક સામાન્ય વાત કહી અને જગજીવન તે વર્ગનો હોઇ.ને તે સાથે વળી રાજસત્તાના મદથી ઉન્મત્ત અને અંધ થયેલો હતો.

જોબન ધન પ્રભુતા અને વિવેક હીણુતા હોય.
અનર્થ કારણ જુજવાં, મળે ચાર શું જોય.

( હિતોપદેશ—રણછોડભાઇ )

ઉપલી વાર્તાના અંત ભાગમાં વર્ણવેલો બનાવ બન્યા પછી જગજીવને જમાદારની બીકથી પોતાનું વેર અંતઃકરણમાં છુપાવી રાખ્યું હતું. તેથી સર્વ પ્રકારની ઉપરથી શાંતિ જણાતી હતી. પરંતુ જગજીવનની અડચણ ગયા પછી સ્વામીએ ભુજમાં પોતાના ધર્મનો સારો ફેલાવો કર્યો હતો. પોતાના શિષ્યોની મદદથી બદ્રિકાશ્રમમાં તપસ્વીરૂપે રહેલા ભગવાન નરનારાયણનું એક મંદિર ભુજમાં બંધાવ્યું કે જે એ ઉદ્ધવ સંપ્રદાયના મુખ્ય ઈષ્ટદેવ છે. અને તે મંદિરની જોડે થોડા સાધુઓ રહી શકે એવી એક સાધારણ ધર્મશાળા પણ બંધાવી. તે દરમ્યાન ગુજરાત કાઠિયાવાડ વગેરે દેશોમાં ફરી પોતાના અમૃતમય ઉપદેશથી અનેક મનુષ્યોનું નવજીવન કર્યું. અને પુષ્કળ ધર્મશાળાઓ કરી. ત્યાર પછી સ્વામી પાછા ભુજમાં પધાર્યા ત્યારે જમાદાર ફતેહમહમદ ગુજરી ગયા હતા. તેથી સ્વામીના આવવાના સમાચાર સાંભળીને જગજીવને પાછું પોતાનું વૈર જાગૃત કર્યું. જે આ વર્ષો ગયાં તેમાં અહીં સ્વામીનારાયણના ધર્મ માનનારાઓની સંખ્યા સારી થઈ હતી. તેમ સ્વામીએ પોતાના યોગબળવડે કચ્છ કાઠિયાવાડ અને ગુજરાતમાં બહુ માન મેળવી ઘણી સત્તા જમાવી હતી. તેથી પ્રસિદ્ધપણે વૈર કરવાને જગજીવન હવે અંદરખાનેથી ઘણો જ બીતો હતો. જે કારણથી તેણે ગુપ્ત રીતે એકદમ સ્વામીનો ઘાટ ઘડી નાંખવાની ધારણા બાંધી અને બે ખવાસ સિપાઇઓને તે કામ માટે તૈયાર કર્યા. તેમને પુષ્કળ લાલચ આપીને પોતાના અંગના ખાનગી અને વિશ્વાસુ માણસો મારફતે છુપી રીતે સ્વામીનું ખૂન કરવાને માટે મોકલ્યા.

ખવાસ જાતિ ક્ષત્રીયોમાં ઉત્પન્ન થયેલી છે. એ તેમની ઓળખો પરથી આજ પણ પ્રત્યક્ષ સિદ્ધ છે. એ લોકો ઘણે અંશે રજપૂતો જેવા જ શૂરવીર નીવડી શકે છે. અને સિપાઈની રીતિથી યુદ્ધનું કામ ઘણી બહાદુરીથી કરી શકે છે.

જગજીવને મોકલેલા બે બહાદુર સિપાઇઓ તલવારો સહિત દીવાલ કુદીને મંદીરમાં દાખલ થયા. રાત્રિ દશેક ઘડી ગઈ હતી તેથી બધા શિષ્યો પોતપોતાના આસનપર સુવા ચાલ્યા ગયા હતા. સ્વામી કંઈ પુસ્તક લઇને વગર ઉચ્ચાર કર્યે શાંત ચિત્તથી મનન કરતા હતા.

તમરાના ઝીણા સ્વરસિવાય રાત્રિ અત્યંત શાંત હતી. ચંદ્રમા ઘડીએ ઘડીએ વાદળાંમાંથી ડોકીયાં કરીને મંદ મંદ પ્રકાશ આપતો હતો. એક ઝાંખો દીવો ધ્યાનસભામાં સ્વામીની નજીક બળતો હતો. નિયમ પ્રમાણે જ એક પ્રહર રાત્રિ ગયે દરવાજા બંધ કરવામાં આવ્યા હતા. એટલે આ વખતે સંપૂર્ણ શાંતિનો લાભ લઇ સ્વામી કંઈ મહત્વની વાતનું મનન કરી રહ્યા હતા, તે વખતે પેલા સિપાઇઓ છુપી રીતે મંદીરના કંપાઉન્ડમાં આવ્યા હતા.

તેમણે ઘણીવાર સુધી છુપી રીતે મસલત કરી અને જાણે કંઈ ભારે ગુંચવણમાં પડયા હોય અથવા તલવારનો પ્રહાર પ્રથમ કોણે કરવો એ વાતની એક બીજા સાથે હુંસાતુંસી–રકઝક કરતા હોય એમ જણાયું. ઘણીવારે તેઓ મનનું સમાધાન કરી પગથિયાં પર ચડવા લાગ્યા. બે ચાર પગથિયાં ચડયા કે સ્વામીની નજર તેમના પર પડી અને સમજી ગયા કે, આ જગજીવન તરફથી મને મારવા માટે મોકલાયા જણાય છે. જાણે કંઇ જુની ઓળખાણ હોય અને જાણે નિત્યના પરિચિત હોય તેવી રીતે કોઈ પણ પ્રકારના ભય કે શોક, કિંવા–ક્રોધ વગર તેમનાં પુરાં નામ દઈ તેમને આદર સહિત બોલાવ્યા. તેથી તેઓ આશ્ચર્ય પામી મોઢું વકાશી સ્વામી તરફ જોવા લાગ્યા. જેવો દૃષ્ટિનો દોર સંધાયો, આંખો એક થઇ તેવા જ તેમના પગ ગતિ કરવાની ક્રિયાથી શુન્ય થયા ! તેઓ સ્તબ્ધ થઈ ને ઉભા રહ્યા. નાગી તલવારોથી તેમની પ્રથમ છબી ઘણી વિક્રાળ હતી પણ એક પળમાં શું ને શું ફેરફાર થઇ ગયો. તે સમયે જો બીજો કોઇ જોનાર હોત તો તેને પણ ઘણું આશ્ચર્ય જણાત. તેઓ દિન મુદ્રાથી સ્વામીની સામે જોઈને ઉભા રહ્યા. કશું બોલી યા કરી શકયા નહિ. તેઓની આવી સ્થિતિ જોઇ સ્વામી તો તેમની નેમ પામી ગયા હતા. સ્વામીએ ગંભીર મુદ્રાથી તેમને બોલાવ્યા.

“ઓહો ! શૂરવીરો ! તમે તમારા માલિક, સ્વામીનું કામ કરવા આવ્યા છો તો આમ સુસ્ત કેમ બનો છો ! તમારા સ્વામીના અને તમારા સદ્ભાગ્યે અત્ર તમને અટકાવ કરનાર કોઈ મનુષ્ય હાજર નથી. માટે જલદી મારૂં માથું કાપી લઇ જાઓ અને તમારા માલિકને આનંદીત કરો.”

કેવા નિઃસ્વાર્થ પ્રેમમય શબ્દો! આતો એક યોગ સિદ્ધિવાળો મહા પુરૂષ હતો પરંતુ તેની જગોએ કદાચ કોઈ સાધારણ મનુષ્ય હોય તો પણ મારનારા શું તેને મારી શકે? કદી નહિ. જ્યાં નિઃસ્વાર્થ પ્રેમની અવધિ ત્યાં વેર રૂપ કોઇ વસ્તુ નજીક જ ન આવી શકે.

તરત તે સિપાઇઓએ પોતાની મ્યાનથી રહિત કરેલી વીજળીના ઝબકારા જેવી તલવાર જમીન પર ફેંકી દીધી. અને દંડવત્ પ્રણામ કરી સ્વામીની ગદગદ કંઠે સ્તુતી કરવા લાગ્યા. સ્વામીએ તેમને ફરી સમજાવીને કહ્યું કે, તમે શૂરવીર થઈને તમારો સામ ધર્મ કેમ ભુલી જાઓ છો? સિપાઇઓનો ધર્મ છે કે પોતાના માલિકની આજ્ઞા પાળવી માટે તમે તમારા માલીકની આજ્ઞા પાળો અને તમારી ફરજ બજાવો, આ રહ્યું મારૂં માથું. કાપી લ્યો. એમ કહી સ્વામીએ પોતાનું મસ્તક નમાવ્યું. શી નિઃસ્વાર્થ પ્રેમની પરિસીમા. અવધિ!! હૃદયને કેવા આર્દ્ર કરનારા શીતળ અને અલૌકિક શબ્દો! મનમાં જ સ્તુતી કરતા સિપાઈઓની આંખમાંથી અશ્રુધારા પડવા લાગી. અને તેમાંનો એક, કઠિન હૃદય કરી ગદગદ કંઠે બોલ્યો:

"પ્રભુ! અમારા સ્વામી આપ છો. જે અમારા જેવા અસંખ્ય જીવોના સ્વામી છો. તમારાથી અધિક સ્વામી બીજો અમને જગતમાં મળનાર નથી. જો આપ આજ્ઞા આપતા હો તો એજ તલવારથી આજ વખતે એ જગાનું માથું કાપી આપની સેવામાં હાજર કરિયે."

સ્વામી:—"નહિ નહિ! તમે ભુલ કરો છો. તે અજ્ઞાન છે. સંસારની અનેક લાલચોથી તેનાં જ્ઞાન ચક્ષુઓ બંધ થઇ ગયાં છે. કેમકે જ્ઞાની પુરૂષે કોઇનો દ્વેશ કરવો યોગ્ય નથી. તેની અજ્ઞાનાવસ્થા છે તેથી તે સારાસાર સમજવામાં અશક્ત છે. ઇશ્વિર તેને ક્ષમા કરશે, તેનું ભલું થાઓ.!

આ વચનોથી સિપાઈઓનાં અંતઃકરણ વધારે ભેદાયાં. તેઓ એકદમ અશ્રુપાત કરી યાચવા લાગ્યા કે:

"મહારાજ! અમે મહાપાપી છિયે. આપને શરણે આવ્યા છિએ 'અમને આપની સેવામાં રાખો! અમે ભિક્ષા માગી તમારી સેવામાં કાળ નિર્ગમન કરીશું. અમારે દ્રવ્ય નોકરી સ્ત્રીપુત્રાદિક કંઇ ન જોઇએ

તમારા પવિત્ર દર્શનથી અમારો સંસાર પ્રત્યેનો ખોટો પ્રેમ ભંગ થયો છે. અમને આપને શરણે રાખો પ્રભુ !!"

આ અત્યંત સ્તુતિ અને યાચના કરતા સિપાઈઓને સાંત્વના આપી, સંસારમાં રહી સત્યધર્મ પાળી પરમ પવિત્ર ઇશ્વરની ભક્તિ કરવાની સ્વામીજીએ આજ્ઞા આપી. તે પ્રમાણે તેઓ જન્મપર્યંત તેમના ભક્ત થઇ રહ્યા. અદ્યાપિ પણ તેમના વંશજો એજ પવિત્ર ધર્મ પાળે છે.

છેવટની પેલા સિપાઇઓની સ્તુતિથી સાધુ–શિષ્યો જાગી ઉઠયા અને મહારાજ પાસે આવી મધ્ય રાત્રિએ, આ બે સિપાઈઓ દીન થઇ ઉભેલા અને બે ચકચકિત તલવારો તેમની જમણી બાજુએ જમીન પર પડેલી જોઇ તે ઘણા નવાઇ પામ્યા. તેઓ, સર્વ વૃત્તાંત સિપાઇઓ પાસેથી જ જાણી આશ્ચર્ય પામ્યા.

આ બનાવ બન્યા પછી બીજે દિવસે આખા શહેરમાં ખબર ફેલાતાં તેની જ ચર્ચા થવા લાગી. આવી ચર્ચા જેમ જેમ વધવા લાગી તેમ તેમ સ્વામીનાં માન પ્રતિષ્ઠા અને તેમનો ધર્મપંથ વધતાં ગયાં. આ બનાવ પછી જગજીવન કેવળ શાન્ત રહ્યો અને આ દિવસ પછી તેણે સ્વામીનું અનિષ્ટ ઇચ્છી કોઇ કૃત્ય કર્યું હોય એમ અમારા જાણવામાં નથી. તો પણ તેનું અંતઃકરણ બિલકુલ નિર્વૈર હતું એમ કહેવાને પણ કોઇ કારણ મળતું નથી.

જમાદાર ફતેહમહમદે મરતી વખત પોતાના બે દીકરા નામે હુશેનમિયાં તથા ઇબ્રાહિમમિયાંને જગજીવનના કહેવા પ્રમાણે ચાલવાની વસિયત કરી તેને સોંપ્યા હતા, પણ પાછળથી જગજીવન પર અવિશ્વાસ ઉત્પન્ન થવાથી ઇબ્રાહિમે તેને મારી નાખવાને તેના ઘરને ઘેરો ઘાલ્યો તેમાં જગજીવન ( એક ભિક્ષુ બ્રાહ્મણની દશામાં જનમ્યા છતાં ) એક શૂરવીરની માફક લડયો હતો. પાછળથી તેને પોતાની જીતની આશા ન રહેવાથી મોટા ભાઇ હુશેનમિયાંને માત્ર મળવાની માગણી કરી. તે પ્રમાણે તે મળવા લઇ આવતા હતા ત્યારે રસ્તામાં "પંચ હટડી" નામના સ્થળમાં એક સીદી સિપાઇએ ઇબ્રાહિમની છુપી આજ્ઞાથી તેને તલવારનો ઝટકો માર્યો એમ કહેવાય છે. તે પછી બીજા સિપાઇઓએ પોતાની તીક્ષ્ણ તલવારથી તેના શરીરના

સેંકડો કટકા કરી નાખ્યા. તેના શરીરના અનેક મૃત ખંડો કૂદવા લાગ્યા તેના પર પાણી પણ કોણ નાખે ?

અહો ! કયો કૃતઘ્ન પુરૂષ કહે છે કે મોડો વહેલો પણ દુનિયામાં બુરાઇનો બદલો નથી મળતો ? આ શેનો બદલો ! આ દુઃખદ પણ ન્યાયમય ચિતાર જ્યારે અમારા અંતર ચક્ષુ પાસે ખરો થાય છે ત્યારે તો ચિતરવા માટે હાથમાં મજબૂત પકડેલી કલમ પણ ધ્રુજે છે. કરશો તેવું પામશો.

કરણી તેવી પાર ઉતરણી.

" ઇચ્છે જેવું અવરનું તેવું આપનું થાય.

નહિ માનો તો કરી જુઓ, જેથી તુરત જણાય " ક. દ. ડા.

જે તુર્ક સિપાઇએ પ્રથમ જમાદાર ફતેહમહમદને સ્વામી ઓળખાવ્યા હતા તેણે આ જગજીવનના મોતના સમાચાર સ્વામીને કહ્યા. શું તે સાંભળી સ્વામી ખુશી થયા હશે ? કદી નહિ ! આ સમાચાર સાંભળી તે મહાપુરૂષની આંખમાં અશ્રુ આવ્યાં. ઇશ્વર તેનું ભલું કરો. નર નારાયણ દેવ તેને સદ્‌ગતિ આપો. એમ કહી પેલો સિપાઈ જે તે સમયનું આબેહુબ વર્ણન કરી સ્વામીને ખુશી કરવા ધારતો હતો તેને બોલતો બંધ કર્યો. અને પોતે કે જે, બારણાથી બહાર ઉભા હતા ત્યાંથી ખિન્ન વદને અને સજળ નયને પાછા મંદીરમાં ચાલ્યા ગયા.

પ્રિય વાંચનાર ! શું શત્રુને માટે અશ્રુપાત કરતાં તમે કોઇને જોયો યા સાંભળ્યો છે ? દુશ્મનનું " ભલું થાઓ " એ વાકય તમારે કાને કયાંય પડ્યાં છે ? કયા મહાપુરૂષે શત્રુની સદ્‌ગતિ ઇચ્છી છે ?

અરે, પણ સંત પુરૂષોને શત્રુઓ જ કયાં છે ? મહાત્માઓના તો બધા મિત્ર જ છે. અલૌકિક ચમત્કારીક અને નિઃસ્વાર્થ પ્રેમમય પુરૂષોને સાધારણ અને પ્રેમમાં મત્ત થયેલા પુરૂષો " પરમેશ્વર " વિના બીજું શું કહે ? કેમકે તેવા ગુણો સાધારણ મનુષ્યોમાં હોવા અસંભવિત છે. " મનુષ્ય યોગ બળે ઇશ્વરત્વ મેળવે છે " એ નિઃસંદેહ છે. હે ઇશ્વર ! એવા મહાપુરૂષોને એકવાર આ આર્યભૂમિમાં મોકલ ! ભારત વર્ષનો ઉદય પૂર્વે પણ એવા મહાત્માઓથી

થયો હતો, હાલ થાય છે અને ભવિષ્યમાં થશે. એવા મહાન પુરૂષો જ ભરતખંડની અમુલ્ય અને અખૂટ દોલત છે.

( કુંડળિયો )

" કુત્તા મર ગયા ફટકસેં થટ કર છોડયા ઠામ.
જગજીવન યોં ઝટકસેં ક્ટક ન આયા કામ.
કટક ન આયા કામ પૈસા ખૂબ ખિલાયા.
યેહી જગતકી ચાલ કામ કોઉ નહિ આયા.
કહે દીન દરવેશ ઈનું ને ખાયા ખત્તા
થટ કર છોડયા ઠામ ફટકમેં મર ગયા કુત્તા."



# કારાયલ સમો અને કપુરીસંઘાર.



સિંધુના નગર સામેઇ શહેરથી થોડે દૂર આવેલા લાખાધારાના બે પુત્રો મોડ અને મનાઇએ કેટલોક ભાગ સ્વાધીન કર્યો. તે સમય ઇસ્વીસનની નવમી સદી આશરેનો હતો. તેમાંના મેવાડ વંશનો ઇતિહાસ લખવામાં આવ્યો છે. તેમના આવ્યા પહેલાં તે ભાગ કચ્છમાં વાઘેલા, ચાવડા અને કાઠી રાજાઓના કબજામાં હતો. અને જે કાઠીઓને પાછળથી સમા રાજવંશીઓએ રફતે રફતે કચ્છમાંથી નસાડયા તેઓ સૌરાષ્ટના વિવિધ ભાગોમાં જઇ રાજ્યો સ્થાપી વસ્યા. ને તે પરથી તે દ્વિપકલ્પનું નામ કાઠિયાવાડ પડ્યું. તે કાઠી લોકોનાં કચ્છમાં કયાં કયાં કેટલાં અને કયે કયે સ્થળે રાજ્યો હતાં, તેમજ તેમાં કયા જાણીતા મોટા રાજાઓ થઇ ગયા તે વિષે કચ્છના ઇતિહાસ લખનારા કાંઇ પણ પ્રકાશ પાડી શકતા નથી. એટલે સમારાજ વંશીઓના કચ્છમાં આવ્યા પહેલાં જાણે કચ્છમાં કોઇ રાજાઓ જ નહોતા એમ તે સમયનો ઇતિહાસ જ લખાયો નથી. તે બાબતની શોધ કરવાનાં પુષ્કળ સાધનો કચ્છમાં મોજુદ છે. સ્થળે સ્થળે કાઠીઓના સમયનાં શહેરો, ગામો અને તળાવો વગેરેનાં ખંડેરો જોવામાં આવે છે. લોકોને તે વિષે પુછતાં તે કાઠીઓના વખતનાં છે એટલો જ જવાબ મળે છે. પણ તે વિષે કાંઈ પણ જાણવા જોગ હકીકત મળતી નથી. સમારાજ વંશીઓના ભય-ત્રાસથી નાઠેલા કાઠીઓ પોતાની પુષ્કળ દોલત કચ્છની જમીનમાં દાટી ગયા હતા. તે બાબતની નોંધ તેમણે પોતાના ચોપડાઓમાં ચોકક્સ રીતે કરેલી તેને આધારે તેઓ પોતાની સઘળી દોલત ધીરે ધીરે સમય પામીને ઉપાડી ગયા. સંયોગવશાત્ કોઇની તેવી દોલત કચ્છના ભૂગર્ભમાં રહી પણ ગઈ હશે. આ કાઠી લોકોના કચ્છના અમલનો ઇતિહાસ મેળવવા માટે તે લોકોના ચોપડા અને તેમના ભાટોના ચોપડા ઉપયોગી થઇ શકે તેમ છે. પાછલા કાળમાં જે કાઠીઓ પોતાની કચ્છમાં સંતાડેલી દોલત કાઢવા આવતા તે એક ચોરની પેઠે સંપૂર્ણ સાવચેતીથી

આવી ચોપડામાં લખેલાં ચોક્કશ નિશાનો પરથી તે સ્થળ શોધીને તે દોલત ગુપચુપ સાંઢીઆઓ ઉપર ઉપાડી જતા. જ્યાંથી તે દોલત કાઢતા ત્યાં તેઓ લક્ષ્મીપૂજન કરતા અને તે સ્થળપર એક નાની ખોભા (પતંગ) ના રંગની ચુંદડી અને પાંચ રૂપાના સિક્કા મુકી જતા. આવી નિશાનીઓ ઘણા લોકોના જોવામાં આવેલી છે. તે વિષયમાં એમ પણ ઘણી વખત બન્યું છે કે એક વખત હાલારમાં કોઈ કાઠીને ઘેર ચોપડામાં વંચાતી નોંધ બહારથી સાંભળી તેનું સ્થાન અને નિશાનીઓ ધ્યાનમાં રાખી લઇને તે જગોએથી બધી દોલત તે કાઠીને બદલે પેલો સાંભળનાર જ ખોદી લઈ ગયો હતો અને કાઠીઓને ત્યાંથી વીલે મ્હોંએ પાછા ફરવું પડયું હતું એવી વાતો પણ ઘણી સંભળાય છે.

કચ્છમાં સમા લોકોએ તેમને નસાડ્યા તે પહેલાં કેટલા સૈકાથી આ કાઠી લોકોનો અમલ હતો તે પણ કોઈ જાણતું નથી. અર્થાત્ કચ્છમાં કાઠીઓના રાજ્યનો ઇતિહાસ આ સુધારા અને શોધખોળના જમાનામાં પણ કેવળ અંધારામાં છે. તે વિષે તપાસ થવાની જરૂર છે.

સિંધમાંથી આવેલા બે સમા રાજકુમારો મોડ અને મનાઇએ કચ્છમાં રાજ્ય સ્થાપ્યાં. તેમાં મોડ અને તેના વંશવાળાઓએ અનુક્રમે પાટગઢ, ગુંતરી, કંથકોટ, બોતાડી, અંજાર, કેરા અને પદ્ધરગઢમાં રાજ્ય ગાદીઓ સ્થાપી ત્યાંજ રાજ્ય કર્યું. તે વંશના છેલ્લા રાજા જામ પુંઅરાને કચ્છમાં જખ્ખને નામે પ્રસિદ્ધિ પામેલા બૌતેર રૂમી (ઇટાલીયન કે તુરકી) લોકોએ મારી નાંખ્યો. તેથી સમાઓની એ શાખાની સમાપ્તી થઈ. વચ્ચે કેટલોક સમય ખાલી જવા બાદ નગર સામૈથી આવી, જામ ઉનડથી આઠમા પુરૂપ જામ લાખા જાડાણીએ કચ્છમાં લાખીઆવીઅરામાં રાજ્ય સ્થાપ્યું. આ રાજાના વખતથી આ સમા રાજવંશીઓ જાડેજા કહેવાયા. મનાઈના વંશજો " કેર " રજપૂતો કહેવાયા; તથાપિ તે બંને વંશવાળાઓએ " જામ "ની પદવી કાયમ રાખી. પરંતુ જયારે મોડનો પૌત્ર ફુલ્લ બોલાડી અણગોરના કિલ્લામાં રાજ્ય કરતો ત્યારે કચ્છના ઉત્તર ભાગમાં પચ્છમ નામે રણ-દ્વીપ (બેટ) માં સમા રાજવંશીઓની એક શાખાનું બળવાન રાજ્ય હતું. આ લોકોનો કયો પૂર્વજ, કયા સમયમાં સિંધથી ત્યાં

આવ્યો અને તેણે કોની પાસેથી તે બેટ જીતી લીધો અર્થાત્ તે પૂર્વે ત્યાં કોનું રાજ્ય હતું એ વિષયમાં પણ કચ્છના ઇતિહાસમાં કશોએ ઉલ્લેખ નથી.

આ સમાઓની રાજધાની પચ્છમના કુનરીઆ નામે ગામમાં હતી. હાલ તેને જામ "કુનરીઓ"[1] કહે છે. આ સમા ધર્મ કર્મે હિંદુ હતા. તેમને આજથી ત્રણસેંક વર્ષ પહેલાં કોઇ બાદ્દીન[2] નામના ઓલીયા-પીરે મુસલમાન કર્યા. તથાપિ હજુ તે લોકો પોતાનાં નામો તથા બીજી કેટલીક રીતભાત હિંદુઓના જેવીજ રાખે છે. તેમનો મુખ્ય 'જામોતર' "જામ" કહેવાય છે. તે લોકો લડાયક શૌર્ય ધરાવનારા અને કચ્છની ઉત્તર સરહદના બચાવ માટે કિલ્લા જેવા હતા. આ સમાઓની એક શાખા ઉગમણી કાંઠી (મુંદ્રા તાલુકા) ના ગોએર (ગોહેર) સમા નામે ગામમાં છે. તેઓ પોતાને હિંદુ કહેવડાવે છે. પરંતુ આચારાદિમાં તેઓ અર્દ્ધ મુસલમાન જેવા છે. તે ઉપરાંત પચ્છમથી આવેલા એક સમાને ભુજની વાયવ્યે ત્રણેક ગાઉ પર "બાઉખો" નામે ગામ આપી ભુજના આગલા કોઈ ગાદી પતિએ વસાવેલ છે. તેના વંશવાળાઓ હજુ ત્યાં વસે છે. તેઓ ધર્મે મુસલમાન છતાં તેમનાં નામો વગેરેમાં હિંદુપણું દેખાય છે. આ પ્રમાણે સમામાંથી થયેલા જાડેજા ઉપરાંત ત્રણ સ્થળે બીજા સમાઓ કચ્છમાં વસે છે. તેમના ઇતિહાસ સબંધી બધી હકીકત અંધારામાં છે. તે સમા લોકોના ભાટોના ચોપડામાંથી મળી શકે તેમ છે. તે વિષે અમારી કોશીષ

૧ કચ્છના રૂદ્રાણી માતાના સ્થાન નજીક બીજું એક "કુનરીઆ" નામે ગામ છે તેને ઉપલા જામ કુનરીઆથી જુદો પાડવા "કચ્છ કુનરીઓ" કહેવામાં આવે છે. જામ કુનરીઆમાં પણ પૂર્વની કશીયે જાહોજલાલી નહોતાં તે હાલ એક ગામડુંજ છે.

૨ આ પ્રખ્યાત પીરનું સ્થાન કચ્છના સૌથી વધારે ઉંચાઇ વાળા પર્વત "કાળા" ઉપર છે. તેથી પર્વતને પણ લોકો 'કારો બાદ્દીન' કહે છે. આ ઓલીયા પુરૂષનું પુરૂં નામ અમને જડયું નથી. પરંતુ તેઓ "બદ્દીના" ના રહીશ હોવાથી તેમની ઓળખ બાદ્દીન હશે એમ માની શકાય છે. સમા લોકોમાં આ પીરની ભારે માન્યતા છે.

જારી છે. પરંતુ સમય અને દ્રવ્યનો વિશેશ ભોગ આપ્યા સિવાય આવી હકીકતો મળવી દુર્લભ છે.

જ્યારે જામ ફુલ અણગોર અને બોલાડીના કિલ્લાઓમાં રહી આસપાસના પ્રદેશ પર અમલ કરતો હતો ત્યારે પચ્છમના કુનરીઆમાં જામ અભેરાજ નામે સમો રાજા ગાદી પર હતો. તેની ઉમ્મર પચાશ વર્ષ ઉપરાંત હતી. તેને બે પુત્રો હતા. તેમાં મોટાનું નામ ભોજરાજ અને નાનાને કારીયલનાં હુલામણાંના નામથીજ બોલાવતાં હતાં. મોટો ભોજરાજ શાન્ત સ્વભાવનો અને એક રજપૂતને શોભે તેવા ગુણોથી વિભુષિત હતો. નાનો કારાયલ કે જેની ઉમર વીશ વર્ષથી વધારે નહોતી. તે ઘણો કદાવર, જોરાવર, કસરતબાજ, અને અસાધારણ શૂરવીર હતો. ઈશ્વરે જેમ તેનામાં અસાધારણ વીર્ય અને બળ મુકેલાં હતાં તેમ તે એક નવયુવાનને શોભે તેવી ખૂબસૂરતીથી પણ ભરપૂર હતો. અમારા મતે વીરત્વ અને ઉદારતાને નિકટ સબંધ છે. બહુધા જે લોકો બહાદુર છે તે ઉદાર પણ હોય છેજ. અને જેઓ હિચકારા છે તે કંજુસ પણ હોય છેજ. વધારે સ્પષ્ટ રીતે કહેવામાં આવે તો બહાદુરી અને દિલાવરી એકજ વસ્તુ છે. જે લોકો શરીર જેવી અલભ્ય વસ્તુને આપી દેવા કે ખોઇ દેવાને માટે ઉદાર છે તેઓ દ્રવ્ય જેવી સુલભ વસ્તુને માટે કેમ અનુદાર થાય. ત્યારે " દૂધ ત્યાં સાકર ને છાશ ત્યાં મીઠું " એ કહેવત અનુસાર વિરૂદ્ધમાં કંજુસાઇ અને વીરતામાં ઉદારતા એ સામાન્ય રીતે પરોવાયલાં જ છે. એ દરેક મનુષ્ય પોતાની આસપાસ દ્રષ્ટી કરશે તો તેને પ્રત્યક્ષ જણાયા વિના નહિ રહે.

એ નિયમાનુસાર જામ અભેરાજનો નાનો કુંવર કારાયલ જેમ અસાધારણ પહેલવાન અને શૂરવીર હતો તેમ ઉદારતાનો ગુણ પણ તેનામાં હતો. તે ઉદારતા સબંધે એવાજ છેલ્લા સિદ્ધાંત ઉપર હતો કેઃ—

> દિલકે શોખકી ખાતર, ચખ માર ડાલ ધનકું;
> ગર મરદ હય આશક. તો કોડી ન રખ કફનકું;*

---

* પ્રખ્યાત મુસલમાન ફિલૉસોફર નઝીરની કવિતાનાં આ ચરણ છે.

કારાયલને તેના પિતા તરફથી જે દ્રવ્યાદિ મળતાં તેના ભોક્તા માગણ અને મોહતાજ લોકો થતા. સારામાં સારી વસ્તુ પછી તે ગમે તેવી કીંમતી હોય પરંતુ કોઇ યાચક મનુષ્યે તેની પાસે યાચના કરી તો તેને મળી જ ચુકી એમ સમજવું કારાયલને કવિતા સાંભળવાનો પણ ભારે શોખ હતો, તેથી ભાટ ચારણ મીર માગણ વગેરે યાચક લોકોની તેની પાસે ઠઠ જામતી. કારાયલે પોતાની અસામાન્ય ઉદારતાથી પોતાનું એક મજબુત મીત્રમંડળ બનાવ્યું હતું. જ્યારે તેના બાપ તરફથી મળતી સંપતિ યાચકોને દાનમાં આપવાને માટે બસ થઇ નહિ ત્યારે કારાયલે પોતાના સોબતિયો સહીત આસપાસના પ્રદેશોમાં ધાડ પાડવા માંડી અને તેમાં મળતા દ્રવ્ય વડે તે યાચકો અને દીનજનોને સંતોષવા લાગ્યો. જો કે લૂંટનું કામ નીતિના કાનુનથી વિરૂદ્ધ છે એ વાત કારાયલ જેવો સુજ્ઞ રાજકુમાર જાણતો નહોતો એમ નહોતું પરંતુ તેને ધનવાન કંજુસો તરફ તિરસ્કાર હતો. જેને પરમેશ્વરે ધન આપ્યું છે તેનો તેણે સદુપયોગ કરવો જ જોઇએ. તેમ ન કરતાં જેઓ માત્ર સંચય કરનારા છે તેમને તે લૂંટતો અને તે દોલત ગરીબોને અને હાઝતમંદોને વહેંચી આપતો ! આ સુધરેલા જમાનામાં પણ આ અભિપ્રાય ધરાવનારા અને તે પ્રમાણે અમલ કરનારા લોકોનો અમુક વર્ગ યુરોપમાં છે એમ સાંભળ્યું છે. ધીમે ધીમે કારાયલના નીતિ વીરૂદ્ધ વર્તનની વાત જામ અભેરાજના કાન સુધી પહોંચી ત્યારે તેણે પોતાના પુત્રને વારંવાર પાસે બોલાવી સમજણ આપી. પરંતુ કારાયલ પોતાના તે કામથી પાછો હઠયો નહિ. ત્યારે છેવટે તેને ઘણી દિલગિરીથી તેના પિતાએ પોતાનો મુલક છોડી જવાની આજ્ઞા આપી. તે આજ્ઞાને કારાયલે શિરતાજ કરી, સૌ વડીલો અને સ્નેહી સંબંધીઓને મળી ભેટી જ્યારે તે શહેર બહાર નીકળ્યો ત્યારે તેની સાથે ઘોડેસ્વાર સમા રજપૂત જવાનોનું એક નાનું સરખું લશ્કર હતું. આ સર્વ કારાયલના સહગામી મીત્ર-બંધુ હતા. તેઓ બધા કારાયલની સાથે દેશવટે જવાને માટે નીકળ્યા હતા.

કારાયલ કુનરીઆથી નીકળી પોતાના મીત્રો સહિત દર મજલ

કરતો 'માકપટ્ટ' અથવા હાલ જેને 'નખત્રાણા તાલુકો' કહે છે ત્યાં આવ્યો. આ ભાગમાં કાઠીઓનું રાજ્ય હતું. મુલક પહાડી છતાં ધ્રાગાઓની* જમીન ખેતીના ઉપયોગમાં આવતી હતી. તેમ છતાં લોકોનો મુખ્ય ઉદ્યોગ પશુ પાલનનો હતો અને સંપત્તિ પણ પશુઓની જ મુખ્યત્વે હતી. આજ જેમ અમુક માણસની મોટાઇ તેના દ્રવ્યની સંખ્યા–લાખ, કરોડ વગેરેથી થાય છે, તેમ તે કાળે મોટાઈની આંકણી પશુઓની સંખ્યાથી થતી. તથાપિ વ્યાપારી લોકો પાસે હાલનું સોનાં રૂપાના આકારનું દ્રવ્ય અને અનાજનો સંગ્રહ પણ રહેતો હતો. કારાયલે બાયાંણાં+ નામે ડુંગરમાં પોતાનું રહેઠાણ કર્યું. અને આસપાસના પ્રદેશમાંથી, તે પોતે અને તેના સાથીઓ લૂંટ કરીને દ્રવ્યાદિ લાવતા તે વડે કારાયલ પોતાના પ્રિય માગણો અને રંક લોકોને દાન કરતો. આવો વર્તાવ કરતાં કેટલોક સમય વીતી ગયો. કારાયલ સમાના અસીમ બળ તથા સાહસ અને ઉદારતાનાં ગીતો રાવણ હથ્થા વગાડનારા ભિક્ષુકો, ભાટ ચારણો, ઢાઢીઓ અને તેમની સ્ત્રીઓ ગાવા લાગી. વખતે વખતે આ નવીન બહારવટીઆને પકડવાને માટે આસપાસના રાજાઓ અને સરદારો યત્ન કરતા. પરંતુ કારાયલ પોતાના બળ, શૌર્ય અને ચતુરાઇથી દરેક વખતે છટકી જતો. તેમ

---

* બે પર્વતની ઘાટો વચ્ચે જે જમીનનો સપાટ અને રેતાળ, ખેતીને લાયકનો ભાગ હોય છે તેને કચ્છમાં ધ્રાગો કહે છે. આવી જમીનમાં ઘણું કરીને ખેતીના ઉપયોગ માટે કુવા ખોદતાં પાણી પુષ્કળ જથ્થામાં નીકળે છે. માકપટ્ટ એવી જમીનમાં છે.

+ આ "બાયાણાં"નો ડુંગર નખત્રાણાથી ઉત્તરે છે. તે પર્વતની પશ્ચિમ બાજુએ સાગ પત્થરમાં કોરેલું કારાયલ સમાનું ભોયરૂં હાલ પણ બતાવવામાં આવે છે. ૨૦૦ માણસો બેસી શકે એટલું તે મોટું છે. તેની લંબાઈ કરતાં આડી પહોળાઈ વધારે છે. ને બાજુના ભાગમાં અંધકાર રહે છે. આ ડુંગર સામાન્ય ઉંચાઇનો છે. એ ઉપરાંત ગરડા લખપત તાલુકાના ગામ અટડો, મુંધાન અને શિયોતની વચ્ચે એક નાની ટેકરીમાં ગુફા છે. તેને કેટલાક કારાયલ સમાની ગુફા કહે છે. અને કેટલાક તેને ખાંપરા–કોડીઆ નામે પ્રસિદ્ધ ચોરોની ગુફા પણ કહે છે. અમે નખત્રાણા પાસેના બાયાણાં ડુંગરની ગુફાને જ કારાયલની ગુફા માનવાનું યોગ્ય ગણીએ છીએ.

તે પ્રદેશમાં પણ તેના આભારી માગણાદિ મીત્રાની ફાજ એટલી બધી વિશાળ હતી કે રાજાઓના રાજમહેલોની બાતામીઓ તે પોતાની ગિરિ–કંદરામાં મેળવી શકતો. તેમ તે ગરીબોનો દાનવીર હોઇને માત્ર શ્રીમંત કંજુસોનો જ દુશ્મન હતો તેથી ત્યાં નિર્ભયતાથી વસતો હતો. તેની ઉદારતા સંબધમાં કહેવાયું છે કેઃ–

"ચડેં મેઘ મલાર નેં કુણકેં કારાયલ બ્યા;
તું કેમેં દાતાર, હજારેં હથ્થેં તો વસેં"

**અર્થઃ**–વાદળાંની ઘટા આકાશમાં ચડતાં જે કારાયલ (મોર) ટહુકાર કરે છે એ તો બીજા પણ તું કારાયલ તો કચ્છમાં **એક** જ દાતાર છે. જે હજારો હાથ વડે સદા વરસ્યા જ કરે છે.

કારાયલનું અજોડ દાનવીરપણું પુરવાર કરવાને માટે આ એક જ દુહો બસ છે. પરંતુ કારાયલ જેટલો ઉદાર હતો તેટલો શ્રીમંત ન હતો. એની શ્રીમંતાઈને હદ હતી. જ્યારે ઉદારતાને નહતી. જેથી તેના ધન ભંડારનું તળીયું વખતો વખત પાધરૂં થઈ જતું હતું. પરમ– કૃપાળુ પરમાત્માની એના પર અત્યંત કૃપા હતી અને તે જે દિશામાં જતો ત્યાંથી ધન અને ધાન્યના ઢગલાને ઢગલા તાણી લાવતો.

કારાયલ સમો જ્યારે આ પ્રદેશમાં બહારવટું અને લૂંટ કરતો હતો ત્યારે ત્યાં બીરૂ* નામે ગામમાં સારો સંધાર નામે એક મોટો માલધારી પશુપાલક રહેતો હતો. તેની પાસે સેંકડો ગાયો, ભેંસો, સાંઢો, બકરા અને ગાડરો હતી. સંધાર લોકોનો તે જામોત્તર એટલે સરદાર મનાતો અને તે પ્રદેશમાં તેની મોટી ઇજ્જત હતી. સારા સંધારને પુત્ર સંતતિ નહતી. પણ મોટી વયે તેને કોઈ દેવના પ્રસાદથી એક પુત્રી પ્રાપ્ત થઇ હતી. આ પુત્રીની ખુબસૂરતી વગેરે જોઇને તેનું નામ "કપુરી" પાડવામાં આવ્યું હતું. સમયના પ્રભાવે કપુરી કાંઇક મોટી ઉમરની થઈ ત્યારે ઠામ ઠામથી તેના સગપણનાં માગાં આવવા

---

* હાલ નખત્રાણા કસ્બાથી ગાઉ દોઢેક પર દક્ષિણે બીરૂ અને વ્યાર નામે જોડાજોડ બે નાનાં ગામો છે. તેમાં રબારી અને સંધાર લોકોની વસતી છે. સંધારો હિંદુ રજપૂત હતા. અને સમા રાજવંશીઓ સાથે તેમનો સગપણ સંબંધ હતો. લાખા ફુલાણીના ભત્રીજા જામ પુંઅરાની રાણી રાજૈં સંધારોની

લાગ્યાં. પરંતુ " મારી પુત્રી હજુ નાની વયની છે, લાયક ઉમરની થશે ત્યારે હું તેનું સગપણ કરીશ." એવા ઉત્તરથી સારો સંઘાર સૌને પાછા વાળતો.

સ્ત્રીઓની ખુબસૂરતીનો એકજ પ્રકારનો પાઠ ભણવાનો કવિઓ તથા ગ્રંથકારોનો એક રિવાજ થઇ ગયો છે. એવાં અતિશયોક્તિ ભરેલાં વર્ણનો વાંચવાથી વર્તમાનકાળમાં ચિત આનંદિત થતું નથી. આ જમાનાને જે જોઇએ છે તે સત્યતાની સાંકળથી સંકળાયલું સ્વાભાવિકપણું છે. "દાડમકળી જેવા દાંત અને તલના ફુલ જેવી નાશિકા." ઇત્યાદિ વર્ણનોનો જમાનો હવે વહી ગયો છે. ખુબસૂરતી એ ઇશ્વરી બક્ષીસ છે. જેના પર પરમેશ્વરની કૃપા છે તેજ માણસ સૌંદર્ય સહિત જન્મે છે. સામાન્ય શહેરી લોકો, ખુબસૂરતી તો માત્ર રાજાઓ અને શ્રીમંતોના મોટા ભભકાદાર મહેલોમાંજ હોય છે એમ માને છે. પરંતુ ઘણીવાર જંગલના ઝુંપડાઓમાં જે સુંદરતા દેખાય છે તે રાજમહેલોમાં હોતી નથી. અલબત્ત સૌંદર્ય અને શ્રીમંતાઇને કાંઇક સંબંધ છે ખરો. પરંતુ સુંદરતાનો સત્ય સબંધ તો વંશપરંપરાના ઉત્તમ ખોરાક સાથેજ છે. અચાનક-સંયોગવશાત-શ્રીમંત બનેલા ગરીબો, જેમનામાં ખુબસૂરતીનો અંશ પણ હોતો નથી તેમનાં સંતાનોમાં 'ત્રીજી પેઢીએ ખુબસૂરતી આવે છે.' એમ મુંબઇના લોકોના મોઢાથી સાંભળ્યું છે અને તે સત્ય જણાય છે. કેમકે શ્રીમંત થવાથી મનુષ્ય ઉત્તમખાન પાનાદિકનો ભોક્તા થાય છે. અને તેની અસર વીર્ય દ્વારા ઉત્પન્ન થતી સંતતિમાં આવે છે. એમ ક્રમે ક્રમે નવા થયેલા શ્રીમંતોમાં ખુબસૂરતી આવે એ વાસ્તવિક છે. ત્યારે કયા ખોરાકોમાં સૌંદર્ય આણવાનો વિશેશ ગુણ છે તે વિષે વિવેચન કરતાં લંબાણ થાય અને તેથી વિષયાંતરનો દોષ આવે. માટે ટુંકામાં હું એટલું જ કહીશ કે, શ્રીમંતોને પ્રાપ્ત થતા વિવિધ પ્રકારના મેવા, મીઠાઈ અને પકવાન્નોમાં પણ સૌંદર્ય આણવાનો ગુણ છે. પરંતુ તે સર્વ કરતાં દૂધમાં તે ગુણ વિશેશ રૂપે છે. દૂધનો ચાલુ ખોરાક સૌન્દર્ય અને બળ બંને વસ્તુઓને આપનાર છે. જંગલમાં રહેતા પશુપાલકોનો મુખ્ય ખોરાક દૂધ અને તેમાંથી થનારા પદાર્થોજ છે. ચોખા વિગેરે અના-

જનો તેઓ જુજ ઉપયોગ કરે છે. આ દૂધનો ખોરાક તેમનામાં બળીષ્ટ ખુબસુરતીને વસાવે છે. ત્યારે આપણા રાજાઓ અને શ્રીમંતોના મહેલોમાં જે ખુબસુરતી દેખાય છે તે બળ રહિત–કેવળ અશક્તિથી ભરપૂર નાજુક ખુબસૂરતી હોય છે. એવી અશક્તિવાળી ખુબસૂરતીવાળા મનુષ્યને કચ્છીમાં “ કાંગલ ” કહે છે. જેને હાથ લગાડતાં રંગ બદલીને કરમાઇ જાય તેને ખોટા રંગના ગુલાબના ફુલની ઉપમા આપી શકાય.

આપણી વાર્તાની નાયકા કપુરી સંધારની ઉમ્મર હવે ૧૬ વર્ષો ઉપરાંત થઇ છે. તેનું કદ સીધું ડોક ઉંચી અને મુખાકૃતિ વગેરેના અવયવો જોઈએ તેવા પ્રમાણમાં સુઘટ્ટ હતા. તેની આંખો કાળી અને તેજસ્વી હતી. તેની દૃષ્ટિ સૌમ્ય અને નિર્મળ હતી. તે શરીરે નહિ જાડી કે નહિ પાતળી એવી ભરેલા ઘાટની હતી. તેમ છતાં તેની ઊંચાઈ ખાસા સુતારી ત્રણ ગજની હોવાથી પહેલી નજરે જોનારને તે પાતળી જણાતી હતી. તેની ચામડીનો રંગ શુદ્ધ ગૌર નહિ પણ કાંઈક રતાશ પડતો હતો. આવા ખુબસુરત અવયવોવાળી આ સોળ વર્ષની સુંદરી જેનું કવિલોકોએ સામાન્ય “ અબળા ” એવું નામ આપ્યું છે તે એક શૂરવીર પહેલવાનના જેટલું બળ ધરાવતી હતી. તે કપુરી સંધારનું બળ નિરર્થક ન હતું પણ તેનો તે સદુપયોગ કરતી હતી. કપુરીનો પિતા સેંકડો પશુઓવાળો હતો. કચ્છના મધ્ય અને ઉત્તર ભાગના સૂકા અને નિર્જળ મુલકમાં વરસના પાછલા ભાગમાં નદીઓ અને તળાવોમાં પાણી ખુટી પડે છે. ત્યારે પશુ પાલકો માટીના મોટા હવાડા બાંધી ચડશી વતી કુવામાંથી પાણી કાઢીને પોતાના ઢોરોને પાય છે, આ ઢોરોને પાણી સીંચીને પાવાનું કામ કપુરીએ પોતાના બાપ પાસેથી માગી લીધું હતું. તેના માટે તેણે એક પાડાની આખી છાગર * નો મોટો ચડો બનાવ્યો હતો. અને તેમાં દશ બેડાં પાણી આવતું હતું. એવો ચડો સોળ વર્ષની વયની કપુરી બાળખેલની પેઠે કુવામાંથી કાઢતી, કહે છે કે તે ભરેલો ચડો કુવામાંથી કાઢવાને તે પ્રદેશનો કોઇ પુરૂષ પણ તાકાત ધરાવતો નહિ.

* મુવેલાં ઢોરના આખા ચામડાને છાગર કહે છે.

આ કપુરી સંધારના અદ્દ્ભુત બળની ખ્યાતિ આસપાસના પ્રદેશમાં સુવિદિત થઈ હતી.

કપુરી સંધારના અદ્દ્ભુત બળ અને ખુબસૂરતીને લીધે હવે તેના સંબંધ માટે સામાન્ય પુરૂષોને બદલે સારા રાજકુમારો અને સરદારોનાં માગાં આવવા લાગ્યાં. કપુરી હવે ઉમ્મરલાયક થયેલી હોવાથી તેનો પિતા આવતાં માગાંઓ વિષે તેને તેની માતા મારફત પુછતો. પરંતુ કપુરીએ પોતાને લાયક એવા બળવાન-પુરૂષની અર્ધાંગના થવાનો નિશ્ચય કરેલો હતો. અને તે વિષે તેણે પોતાની માતાને જણાવેલું હતું કે, "મારે પરણુવાયોગ્ય પુરૂષ મને જોવામાં આવશે ત્યારે હું તમોને કહીશ."

કપુરી સંધારે પોતાના લાયક પુરૂષની પરીક્ષા માટે એવો નિશ્ચય કર્યો હતો કે—"જે ખાનદાન અને લાયકીવાળો ખુબસૂરત પુરૂષ આ મારો આખો ભરેલો ચડો કોઇની મદદ વગર કુવામાંથી કાઢશે તેને હું પરણીશ.!" આ પ્રતિજ્ઞાની પ્રસિદ્ધી પણ આસપાસના પ્રદેશમાં થઇ હતી. પરંતુ કપુરીનો આ રાક્ષસી ચડો કાઢવા જેટલી શક્તિ ધરાવનાર કોઇ મર્દ અત્યાર સુધીમાં હાજર થયો નહતો. ઘણા બળવાન જુવાનો તે કાર્યને માટે ઇચ્છા કરતા પણ જાહેરમાં અપમાન થવાની બીકે કોઇ બહાર આવતો નહિ, તેમ પોતાના બળ માટે ગર્વ ધરાવનાર કોઇ નિઃશંક પહેલવાન કપુરીને અઢાર વર્ષ પુરાં થઇ ઓગણીશમું બેઠું ત્યાં સુધી આવ્યો નહિ. તેથી તેના વિવાહ માટે તેના માતપિતા ચિંતાયુક્ત થયાં. પણ કપુરી પોતાની પ્રતિજ્ઞા માટે અડગ હતી. કદાચ એવો બળીષ્ઠ પુરૂષ ન મળે ને તેની પ્રતિજ્ઞા પૂર્ણ ન થાય તો આ જન્મપર્યંત કુંવારિકા રહેવાનો તેણે નિશ્ચય કર્યો હતો. પરંતુ કોઈ નિર્બળ પુરૂષ સાથે લગ્ન કરી જીંદગી વ્યર્થ ગુમાવવાનો તેનો વિચાર ન હતો.

---

+ કેટલાકનું કહવું છે કે-કારાયલ સમાનો કોઇ મશીઆઈ ભાઇ 'ઓઝયેલ' નામે રજપૂત ઝાલાવાડથી તેની બહારવટીઆ તરીકેની બહાદૂરી સાંભળી તેની ટોળીમાં ભળવાને આવતો હતો. તેનું કપુરી સંધારે અપમાન કર્યું હતું. અર્થાત્ ઢોરોના હવાડામાંથી પાણી પીવાને તેને કહ્યું હતું. તે અપમાનનો બદલો લેવા તેણે પોતાના ભાઇ કારાયલને ઉશ્કેર્યો હતો.

કારાયલ સમાનો એક સોબતી+ એક વખત આ બીરૂ અને બ્યાર વચ્ચેના નેશ-જળાશય-ઉપર આવી ચડયો. તે વખત કપુરી પોતાના ચડા વડે પાણી કાઢી હવાડો ભરતી હતી. તેની પાસે તેણે પાણી પીવાની માગણી કરી. પરંતુ આવા ઢાલ તરવાર બાંધેલા અક્કડબાં પુરૂષને ચાનક લગાડવા માટે કપુરીએ કહ્યું કે, "પાણી પીવું હોય તો આ ભરેલો ચડો કુવામાંથી કાઢીને પીઓ. અગર તેવી તાકાત ન ધરાવતા હો તો આ પશુઓના પાણી પીવાના હવાડામાંથી તમારી તરસ મટાડો.!"

આ મેણું સાંભળી પેલો રજપૂત ઝંખવાણો પડયો. તેણે ચડા તરફ દૃષ્ટિ કરી તો તે કામ તેને મુસ્કેલ જણાયું. તેથી ગુપચુપ ત્યાંથી ઉઠીને ચાલતો થયો. અને બીજે સ્થળે જઇને તેણે પાણી પી પોતાની તરશ છીપાવી.

કારાયલના સોબતી જવાનોને કપુરીસંઘારે કરેલો કારી જખ્મ રૂઝાયો નહિ. તેથી તે જ્યારે પોતાના સરદાર પાસે પહોંચ્યો ત્યારે તેણે કપુરીની ખુબસુરતીનું તથા પોતાના (તથા તે સાથે કારાયલ સમાના) અપમાનનું અતિશયોક્તિથી વર્ણન કર્યું. કારાયલની ઉંમર પચીશેક વર્ષની થઇ હતી. તેમ છતાં રાજ અને પિતાથી તજાયલો તે એક લૂંટારો હોવાથી તેનાં લગ્ન થઈ શકયા નહોતાં. તેથી આ વાતમાં તેને કાંઈ રસ પડયો. તેથી ચોક્કસ દિવસે કેટલાક માણસો સહિત બીરૂ અને બ્યારના નેશ પર જવાનો તેણે નિશ્ચય કર્યો. અને નિમેલે દિવસે એક પહોર દિવસ ચડયે તેઓ બીરૂના નેશપર આવી ચડયા. તે વખતે કપુરી પોતાના નિત્યના પાણી કાઢવાના ઉદ્યોગમાં લાગેલી હતી. આ નવીન આવનારા ઘોડેસ્વારોના ટોળા પ્રત્યે સ્વભાવિક રીતે તેણે નજર કરી તો થોડા દિવસ પર આવેલો પેલો ઢાલ તરવાર બાંધેલો અક્કડ રજપૂત પણ તેમાં હતો. પરન્તુ તેનું વધારે ધ્યાન ખેંચનાર તો તે ટોળીના સરદાર જેવો જણાતો કદાવર અને મરોડદાર શરીરવાળો બળવાન કારાયલ સમો હતો. અત્યાર સુધી

+ આની સુચના બાજુને પાને ૧૪૪ નીચે આવા + વાળા નિશાનથી જે લખાયલી છે તે વાંચી લેવી.

આવેલા તમામ પુરૂષોમાંથી કોઇએ કપુરીને આવું આકર્ષણ કર્યું નહોતું. અત્યારસુધી જોએલા પુરૂષોમાં કોઇના પ્રત્યે તેણે આવી લગ્ન કરવાની દ્રષ્ટિથી જોયું નહોતું. તેની હમેશની વૃત્તિમાં આજ તેને અજબ ફેરફાર જણાયો. તે પોતાના ઇષ્ટદેવને સંભારીને "આ પુરૂષ મારી પ્રતિજ્ઞા પૂર્ણ કરે એમ ઇચ્છવા લાગી."

કારાયલને તેના સોબતીઓએ ઘોડાનો સામાન ઉતારી બિછાનું કરી આપ્યું. ત્યાં એક બાવળના ઝાડ નીચે તેની છાયામાં તે બેઠો. અને તેના માણસોમાંના ચાર જણ પ્રથમથી કરેલી ગોઠવણ મુજબ કપુરી સંધ્વાર પાસે ગયા. તેમના સભ્યતા ભરેલા સવાલના જવાબમાં તેણે પોતાની પ્રતિજ્ઞા વિદિત કરી ત્યારે તેઓએ એ વાતની ખાત્રી માગી. તે તેણે પોતાના ધણારો વડે* આપી. તો પણ કારાયલના માણસો કપુરીના પિતા પાસે પુછવાને ગયા. તેણે કપુરીની શરતમાં સંમતિ બતાવીને પ્રખ્યાત કારાયલ સમાને જોવા તથા મળવા તે નેશ પર આવ્યો. દૂરથી આવતા વૃદ્ધ રજપૂત–સારા સંધ્વારને ભેટવા માટે કારાયલ ઉભો થયો. ને કેટલાંક ડગલાં સામે ગયો. તેણે પણ તેને પચ્છમના જામના કુમાર તરીકે યોગ્ય માન આપ્યું. રજપૂતની રીતિ પ્રમાણે બંને જણ એક બીજાને મળ્યા બાદ કારાયલે તેની પુત્રીની દુશ્કર પ્રતિજ્ઞા પૂર્ણ કરવાની ઇચ્છા દર્શાવી. ત્યારે આ વૃદ્ધ રજપૂત ઘણો ખુશી થયો અને "જગદીશ્વર તમારો સહાયક થાય!" એમ આશિષ આપી. ત્યારબાદ સર્વે જણ નેશ પર ગયા. કપુરી તેના ચડાનું રાંઢવું મુકીને થોડે દૂર ઉભી રહી. કારાયલે પોતાનો કટીબંધ મજબુત કરી, અંગરખાની બાંહ્યો ચડાવી, ઇશ્વરનું નામ લઇને ચડો કુવામાં નાખ્યો. સૌ જોનારા આ સમારાજવીને સહાય થવા ઇશ્વરની પ્રાર્થના કરતા હતા. તેમાં ખુદ કપુરી પણ મુખ્ય હતી. કપુરી સામાન્ય રીતે અદબની ખાતર થોડે દૂર ઉભી રહી. બીજી દિશામાં જોવાનો જોકે તે દેખાવ કરતી હતી તોપણ તેનું બધું ધ્યાન પેલા ચડાના કાઢનાર રજપૂત જવાનમાં જ પરોવાયલું હતું. કપુરીને તે ચડો કાઢતાં પ્રથમ કારાયલે જોઇ હતી તેથી તે ચતુર મર્દ ચડો

---

* પશુઓને જંગલમાં ચરાવનાર અને તેની સંભાળ રાખનારા માણસોને ધણાર તથા ગોવાળો કહે છે.

કાઢવામાં અસીમ બળ ઉપરાંત જે થોડી કળની જરૂર હતી તેપણ ધ્યાનમાં રાખી લીધી હતી. તે મુજબ તેણે નવાણના થાળાની કોર-ણમાં કુવા તરફ એક પગ ટેકવી ગરગડી પરથી રાંઢવું ખેંચ્યું. ગર-ગડીના અવાજ સાથે ચડો અને કપુરીની ઉમેદ ઉંચે ચડવા લાગ્યાં ! કારાયલની વિલક્ષણતા અને ચાલાકી જોઈ કપુરી પણ ઘડી ભર થંભી ગઈ. કેટલીયે મુદતથી સુકાતી જતી તેના અંતરની આશાવલ્લીને કંઇક નવીન જલ બિંદુનું સિંચન થયું. વીર નરની શોધમાં ને શોધમાં નિરાશ બની છેવટે પાછી ફરેલી તેની હરિણી સમી કાળી અને ચપલી આંખો એક પલકારો પણ લીધા વિના કારાયલના વીર કાર્ય તરફ આશા ભરી નિહાળવા લાગી.

ચડસી નીચે ગઇ તેવી જ ભરાઈ અને તરત જ આ રજપૂત સરદારના વીર બાહુ વડે ખેંચાઇ એક ફુલના દડાની પેઠે જાણે કાંઇ પણ શ્રમ વગર ઉપર ચડતી હોય તેમ ચડવા લાગી. ચડસી ઉંચી ચડતી જાય છે અને આ તરફ કપુરીની કરમાઇ ગયેલી આશાઓ પાંગરતી જાય છે. સ્નેહ સાગરના ઓસરી ગયેલા પૂરથી તેટલા જ જોસથી ચડવા લાગે છે. જીવન ભરમાં જાણે આજે કોઇ નવીન જ સૃષ્ટિ તેને માટે રચાતી હોય એમ તેને લાગ્યું. વિધાતાએ કપુરીનો આજનો દિવસ સોનાનો નિર્મેલો હતો. આ હકીકત લખતાં જેટલો વખત લાગે છે તેથી પણ ઓછા સમયમાં કપુરીનો આખો ભરેલો ચડો એકલે હાથે કુવામાંથી ખેંચીને થાળામાં નાંખ્યો! છેલ્લી વધારે ખેંચથી ચડો વધારે ઉંચો જઇને થાળામાં પછડાયાથી તેમાંથી પુષ્કળ પાણી ઉડયું. તેથી કારાયલનો પાયજામો અને બીજાં લુગડાં પલળ્યાં. તોપણ એકંદર જોતાં ટેવ ન છતાં અદ્‌ભૂત બળથી તેણ તે અદ્‌-ભૂત ચડો કાઢયો. તે માટે સર્વ જોનારાઓએ મોટો હર્ષનાદ કર્યો. સારા સંધારે કારાયલને પોતાના જમાઇ તરીકેનો વિવેક સત્કાર કરી ઘેર આવવા માટે આમંત્રણ કર્યું ત્યારે કપુરી સહર્ષ લાજ કાઢીને ચુપ-ચુપ પોતાના ઘર તરફ રવાના થઈ ગઈ.

કારાયલને, તેના સોબતીઓ સહીત સારો સંધાર પોતાની ડેલીએ તેડી લાવ્યો. તેમને ઈલાયદો ઉતારો આપી તેમના ખાનપાનાદિકને માટે સારો બંદોબસ્ત કર્યો. ત્યારબાદ જયોતિષી બ્રાહ્મણોને તેડાવી

લગ્નનો શુભ દિવસ મુકરર કર્યો. એટલે કપુરીના વિવાહનાં ગીત ગવાવા લાગ્યાં. સારા સંધારે પોતાની એકની એક પુત્રીના વિવાહમાં પોતાના દૂર દૂરના સ્નેહી સબંધીઓને આમંત્રણ કરી લગ્ન પ્રસંગ માટે તેડાવ્યા. ને મોટા ખર્ચે અને ધામધૂમથી આર્ય રીતિ મુજબ "કારાયલ સમા અને કપુરી સંધાર"નાં લગ્ન કરી આપ્યાં. લગ્નની પહેરામણીમાં સારા સંધારે પોતાની પુત્રી તથા જમાઇને ઘણાં ધન માલ આપ્યાં. તેમાં ઉપયોગી પશુઓનો સમુદાય પણ ઘણો મોટો હતો. તે ઉપરાંત કારાયલના સોબતીઓને તથા પોતાના સગા સંબંધીઓને પણ તેમની લાયકાતથી વધારે પહેરામણીઓ આપી વિદાય કર્યા. આ સમારંભમાં કારાયલે માગણ લોકોને મોટું દાન આપ્યું ને તેમાં લગભગ પોતાનો ખજાનો ખાલી કરી નાંખ્યો. કારાયલ સમાએ પોતાના મીત્રોને કહ્યું કે, "હાલ થોડા દિવસ મને મારા સસરા બહાર જવાની રજા નહિ આપે, માટે તમો સર્વ જણ આપણા સ્વદેશ પચ્છમની એક સફર કરી આવો. મારા પિતા બન્ધુ અને બીજા સબંધીઓને મારા પ્રણામ કહેશો. અને મારા લગ્નની ખુશખબર તેમને જણાવશો." આમાંના કેટલાક જણ જવાને નારાજ હતા તેમ છતાં તેમને સમજાવીને કારાયલે દેશ મોકલ્યા. તેમની મીત્રતા તથા વફાદારી માટે ઉપકાર માન્યો. માંડ માંડ તેઓ તેને છોડીને સ્વદેશ પચ્છમ તરફ ગયા. ત્યારબાદ કારાયલ બીરૂમાં પોતાની મનોવાંછિત પત્ની સાથે ગૃહસ્થાશ્રમનું સુખ અનુભવવા લાગ્યો.

કારાયલને બીરૂમાં રહેતાં કેટલોક સમય વીત્યો. તે દરમ્યાન તેના પચ્છમનાં મીત્ર બન્ધુઓમાંના કેટલાક તેને પાછા આવી મળ્યા. તેમની મદદ વડે કારાયલ, શ્રીમંત કંજુસોને લુંટી ગરીબ અને માંગણીઆર લોકોની હાજતો પુરતો. અત્રે તેના બારેક માસના નિવાસ બાદ તેના ગૃહસ્થાશ્રમના પરિણામ રૂપ એક સુંદર પુત્ર રત્નની પ્રાપ્તી થઇ. જ્યોતિષ શાસ્ત્રીઓએ તેની જન્મ કુંડલીમાં તેને માટે રાજયોગ બનાવીને તેનું નામ 'વીંઝાર' પાડ્યું. આવા અસીમ બળવાળા* સ્ત્રીપુરૂ-

* મનુષ્યની ઉત્તમતા સબંધે પિતુપક્ષની જેમ શ્રેષ્ઠતા માની છે. તેમ માતુપક્ષની શ્રેષ્ઠતા પણ ઘણીજ ઉપયોગી છે. તે બાબતમાં પ્રખ્યાત "ઉઢા કેર અને હોથલ નિગામરી"ના પુત્ર જામ જખરા વિષે કાઠીયાવાડી

ષથી ઉત્પન્ન થયેલા પુત્રમાં ખુબસૂરની અને શાક્તિ હોય એ સ્વાભાવિક છે. કાળના વહન સાથે વીંઝારનું બળ, ખુબસૂરતી અને બુદ્ધિ કૌશલ્ય વધવા લાગ્યાં. તેને તે કાળમાં અપાતી જરૂર જોગી કેળવણી આપવામાં આવી હતી. પરંતુ પુત્ર એ પિતાનું પ્રતિરૂપ છે. જેનામાં તેના પિતાના સર્વ ગુણરૂપ સમાયલાં હોય તેજ તેનો પુત્ર છે. એ ન્યાયે વીંઝારમાં તેના પિતાની ચૌર કળા સર્વાશે ઉતરી હતી. કેટલીક વાતમાં તે પિતા કરતાં પણ સવાયો ચતુર હતો.

જ્યારે વીંઝારની ઉમ્મર સોળેક વર્ષની થઇ ત્યારે કચ્છમાં એક મોટો દુકાળ પડયો. દુષ્કાળ મનુષ્યો કરતાં પશુઓને માટે કેટલો દુ:સહ છે તેનો આપણને ગયા અણસઠા દુકાળમાં તેમજ તુરત ગયેલા હાલના દુકાળોથી પણ તાજો જ અનુભવ થયો છે. કારાયલના સસરા સારા–સંધાર પાસે સેંકડો પશુઓ હતાં. તેમને બચાવવાની ખાતર તેણે પૂર્વ દિશામાં આબુ પર્વત× તરફ પ્રયાણ કર્યું. કારાયલનાં ઢોરો પણ તે સાથે ગયાં. હવે કારાયલ કુટુંબ જંજાળથી વીંટાયલો હતો તેથી બહારવટું અને લૂટ કરી બાલબચ્ચાંઓને આફતમાં નાખવા તેનો વિચાર નહતો. તેથી પોલડીઆ+ ટાંકારના કાઠી રાજા હરસુર પાસે નોકરીમાં રહેવાની પોતાની

---

ભાટો એક મિશ્ર ભાષાના દુહો બોલે છે. તે ઉપયોગી જાણી અત્રે આપીએ છીએ:

"ધરા વિણ ધાન ન નિપજે. કુળ વિણ માડુ ન હોય;
ઉઠે ઘર જખરા જ. હોથલ પદ્મણી હોય;"

અર્થ:–કુળ વિણ માડુ-માણસ થતો નથી. તેમજ ઉત્તમ ધરતી વિના શ્રેષ્ટ અનાજ પાકતું નથી એ વાત પણ સિદ્ધ છે. ઉઠાંને ઘેર જખરા જેવો દાનેશ્વરી તથા બળવાન વીર પુત્ર જનમ્યો તે તેની અર્ધાંગના હોથલ પદ્મણીને લીધેજ. તે સિવાય–માતુ પક્ષની શ્રેષ્ટતા વિના એવા પુરૂષોની ઉત્પત્તિ થતી નથી,

× સારા સંધાર પોતાની આથ–પશુસમુદાય સહિત આબુના પહાડમાં ગયો. અને પછી ત્યાં તેનો દેહાંત થયો. તેથી તેના પશુ સમુદાય ત્યાં જ રહ્યો. ધાણેધરી લોકો કહે છે કે સારા સંધારની ઉભા શીંગડાવાળી ભેંસોની તથા કુકડીઓની ઓલાદ આજ પણ આ પ્રદેશમાં છે.

\+ હાલ અબડાસામાં પોલડીઆ નામે ગામ જે નદીને કાંઠે છે તેની આથમણી કોર સામેપાર પ્રાચીન પોલડીઆ ટાંકાર શહેરનાં ખંડેરો દેખાય છે. આ ગામ માંડવી તાલુકામાં મઉથી બે ગાઉ ઉપર નાગ્રેચાની ઉત્તરે છે.

ઇચ્છા તેણે વીંઝાર તથા પોતાના સોબતીઓને જણાવી. તેમણે તે વાતમાં સંમતિ આપી એટલે કુંવર વીંઝાર સહિત પચીશેક સમા ઘોડેસ્વારો કારાયલની સરદારી નીચે પોલડીઆને રસ્તે પડયા.

પોલડીઆ ટાંકારાના કાઠી રાજવંશ વિષે કશી સત્તાવાર હકીકત મળી નથી. ભાટ ચારણો અને મુસલમાન વાર્તા કહેનારા તેની દિશા માત્ર બતાવે છે. તેઓ તેનું જે વર્ણન આપે છે તેમાંથી એટલું જ જણાય છે કે કચ્છના પાવર અને મિયાંણીના ભાગોમાં જ્યારે સમા જામ ફુલની સત્તા ચાલતી હતી ત્યારે અબડાસા અને માકપટ્ટના ભાગમાં કાઠીનાં કેટલાંક રાજ્યો હતાં. તેમ પોલડીઆ ટાંકાનો કાઠી રાજા હરસુર* સૌથી વધારે બળવાન અને સમૃદ્ધિમાન હતો. તેની પાસે પુષ્કળ પશુઓ અને મોટું લશ્કર હતું. ધન ધાન્ય સમૃદ્ધિથી તેના ભંડારો ભરપૂર હતા. તેના કદાવર ઘોડાઓ ઉપર સોનેરી સાજ મંડાતા, તે સોનાના રત્નજડીત પલંગપર પોઢતો અને સોનાના વાસણોમાં જમતો હતો. તેના લશ્કરમાં કાઠીઓ અને રજપૂત સારૂં લડાયક બળ ધરાવતા હતા. શહેરની વસ્તીમાં કચ્છી ઝાલોરા વાણીઆ, બ્રાહ્મણો અને ચારણાદિક માગણ લોકો હતા. ખેતીનું કામ કરનારા મુખ્ય લોકો વેગઉ ભણશાળી અને રજપૂતો હતા. કણબીઓ અને ઓશવાળ વાણીઆ આ સમયમાં કચ્છમાં આવી વસ્યા નહોતા. કારાયલ સમો પોલડીઆ શહેર નજીક પહોંચ્યો ત્યારે સૂર્ય અસ્ત થવાને થોડો જ સમય બાકી હતો. ત્યાં શહેર બહાર નદી કીનારે ઉતારો કરી કારાયલ સમો પોતાના સાથીઓ સહિત રાજદરબારમાં ગયો. રાજા હરસુર પોતાની કચેરીમાં બેઠો હતો. ત્યારે તેને કારાયલના આગમનની ખબર પહોંચાડવામાં આવી. તેણે કારાયલના બળ પરાક્રમની અતિશયોક્તિથી ભરેલી વાર્તાઓ ભાટ ચારણો દ્વારા સાંભળી હતી. તે પુરૂષ ચાલી ચલાવીને તેની પાસે આવ્યો છે એ જાણી તે કાંઇ ભયસહિત આશ્ચર્ય પામ્યો. તોપણ તેણે પોતાનો મનોભાવ છુપાવી કારાયલને તુરત પોતાની હજુરમાં બોલાવવા આજ્ઞા આપી.

---

* કાઠીહરસુરનું રાજ્ય, કાઠીના રાજના ભાગ પાડવાના રિવાજથી નબળું પડવા બાદ લાખા ફુલાણીએ તેનો નાશ કર્યો કહેવાય છે.

કારાયલ સમો હરસુર રાજાની કચેરીમાં દાખલ થયો તે વખતનો દેખાવ અદ્ભૂત હતો. તેનું અસાધારણ ઉંચું કદ, ભરાવદાર શરીરનો મજબૂત બાંધો, ઘઉંલો વર્ણ, દાઢી* અને મુછોના કાળા અને ઘટ બાલ, માથા પર અર્ધ તાકાની લંબાઇનો ગોળ સિધો મોટો ફેંટો નીચે ઘેરદાર પાયજામો અને તેની ઉપલી બાજુના કેટલાક ભાગને ટાંક તો કેટલાકને ચુડ ચડાવેલી બાંહ્યોનું અંગરખું. ડાબી બગલમાં રૂપેરી મૂંઠની પાણીદાર તરવાર, વાંસા પર રૂપાના ચકચકીત ફુલોવાળી ઢાલ ઇત્યાદિ રજપૂતાઇનો પ્રત્યક્ષ દેખાવ સહિત કારાયલ સમાએ પોતાના પચીશ બળવાન, અને એક સરખા કદ તથા પોશાકવાળા શૂરવીર સાથીઓ સહિત હરસુર કાઠીરાજાની અદબથી કુર્નિશ બજાવી. કાઠી રાજાએ કારાયલની જે તારીફ સાંભળી હતી તે આજ તેને પ્રત્યક્ષ જોવાથી સત્ય ભાસી. તેણે તેનો એક રાજકુમારના જેવો સત્કાર કર્યો તથા તેની કુશળતા પુછી. કારાયલે તેને કહેવા યોગ્ય સામાન્ય સર્વ હકીકત કહી. અને પોતે કોઇ લાયક રાજાની નોકરી કરવાને ઉમેદવાર છે એમ તે સાથે જણાવ્યું.

કાઠી રાજા હરસુરે તેની માગણી ખુશીથી સ્વીકારીને તેને શહેરનું રક્ષણ કરવાનું–કોટવાલનું કામ સોંપ્યું અને તેને તથા તેના સાથીઓને તેમની લાયકાત મુજબ સારા મુસારા બાંધી આપ્યા. કારાયલે પોતાનો ઉતારો શહેર બહાર રાખ્યો અને ત્યાં પોતાના જનાનખાનાને તેડાવી લીધું. એ પ્રમાણે એક વખતની લૂંટારૂ ટોળી, પોલડીઆ ટાંકારમાં હોદ્દેદાર બની શાંતિથી રહેવા લાગી.

કારાયલ સમો પોલડીઆ ટાંકારમાં એક અમલદાર થયો એ વાત સાંભળી ઘણા માગણ લોકો તેની પાસે યાચવા આવવા લાગ્યા તેમને તે યથા શકિત દાન આપતો. પણ કયાં અગણિત લૂંટની દોલત અને કયાં બાંધેલો પગાર ! કારાયલના ઘરનો ખર્ચ પણ એક રાજવંશીને છાજતી ઉદારતાયુક્ત હતો તેમાં માગણોની ભીડ વધવાથી

---

* આ પ્રદેશમાં ઘણા રજપૂતો દાઢી રાખે છે. મુસલમાનોની દાઢી અને તેમાં એવો ખાસ તફાવત છે કે, રજપૂતો હડપચી ઉપર ઉભો કાપો રખાવી, તેના સ્પષ્ટ બેભાગ બનાવે છે. રજપૂતો જે એવી દાઢી રખાવે છે તેને કચ્છીઓ કાતરાપણ કહે છે.

ઘટાડો આવવા લાગ્યો. વરસ દુષ્કાળનું હતું. માગણોની આજીજી અને દીન યાચનાથી કારાયલ કરતાં વીંઝારનું દિલ વધારે ભીંજાયું. તેણે તેમને દિલાસો આપ્યો અને દુષ્ટ કાળમાં તેમને પાળવાની પિતા પાસે રજા માગી. કેટલીક આનાકાની પછી કારાયલે તેને ચોરી દ્વારા દ્રવ્ય લાવવાની રજા આપી પણ તે પહેલાં તેની પરીક્ષા કરવાનું ઠરાવ્યું. તેમાં એવું ઠર્યું કે; "આ નાળીએરીના ઉંચા ઝાડ પર કાગડીના માળામાં ઇંડાં છે. તે કાગડી ન જાણે તેમ લઇ આવવાં." વીંઝારે કહ્યું; "બાવા ! પ્રથમ તમે મને તે કાર્ય કરી બતાવો. તે હું જોઉં અને તે પછી તેથી સવાયું કરી બતાવું" કારાયલે તે વાતની હા કહીને પોતે નાળીએરીના ઝાડ પર ચડ્યો. વીંઝાર નીચે ઉભો હતો. વૃક્ષપર ચડનારની નજર હમેશાં ઉંચી હોય છે. તેનો લાભ લઈ વીંઝાર પણ બાપની પાછળ વૃક્ષ પર ધીમે ધીમે ચઢવા લાગ્યો કાગડી આ વખતે પોતાના ઇંડા ઉપર સેવવા બેઠી હતી. આ કારાયલે એવી ચતુરાઇથી માળાના તળીઆમાંથી માર્ગ કર્યો કે, કાગડી ચેતી શકી નહિ. તેણે તેમાંથી એકેકું ઈંડું લઇને પોતાના અંગરખાના ગજવામાં મૂકવા માંડ્યું. વીંઝાર જે તેની નીચે જ હતો તેણે ગજવાને આડું બીજું લૂગડું ધરીને તે બંને ઇંડાં લઇ લીધાં અને પાછો સપાટાબંધ નીચે ઉતરી ઝાડ નીચે ઉભો રહ્યો. કારાયલ નીચે ઉતર્યો ત્યારે વીંઝારે પુછ્યું કેઃ—"બાવા ! ઈંડાં લીધાં ?" કારાયલે ડોકથી હા કહી અને પોતાના ગજવામાં હાથ નાખ્યો તો ઇંડાં ન મળે ! તેથી આશ્ચર્ય ચકિત થઇ વીંઝારના મ્હોં સામું જોવા લાગ્યો. ત્યારે વીંઝારે પોતાના ગજવામાંથી બે ઈંડાં કાઢી પોતાની હથેલીમાં મુકયાં. અને તે શી રીતે થયું તે સમજાવ્યું. ત્યારે કારાયલ પુત્રની ચોર વિદ્યાની ચતુરાઇથી સંતોષ પામ્યો. પછી તેણે વીંઝારને આજ્ઞા કરી. હવે તું પાછો આ બંને ઇંડાં કાગડીને ખબર ન પડે તેમ માળામાં મૂકીને તેનો નીચલો માર્ગ બંધ કરી આવ. વીંઝારે તે પ્રમાણે કર્યું. આ પ્રમાણે કાગડા જેવી ચતુર જાતિને કળ ન પડવા દેવાની ચતુરાઈ તે ચોર વિદ્યાની અવધિ છે. તેમાં વીંઝારને પાસ થયેલો જોઇને કારાયલ સંતોષ પામ્યો. અને દીન તથા માગણ લોકોને દાનમાં દેવા માટે શહેરના દ્રવ્ય સંચય કરનારા મખ્ખીચુસોની લક્ષ્મી હરી લાવવા માટે તેને રજા

આપી ત્યારથી વીંઝારે પોતાની ચોર વિદ્યાના પ્રભાવે યાચકોને વિશેષ રૂપમાં સંતોષવા માંડયા. શહેરમાં કયારે કયારે ચોરીની બૂમ પડતી, તેની તપાસ કરવાનું કામ રાજા કારાયલને કહેતો હતો; કારાયલ તેની તપાસ કરવાનું કહેતો પણ તેને તો તપાસ કરવાનું કારણ જ નહતું. કેટલીક ચોરીઓની વાત કારાયલના રૂવાબને લીધે જાહેરમાં આવતીજ નહતી. અને કયારેક આવતી ત્યારે પગ વગેરેની ઉપલક તપાસ કરી સૌ વિરામ પામતા. કેમકે સમા સૈનિકો સિવાય બીજા કેટલાક માણસો પણ આ ચોરીઓમાં કારાયલનો હાથ યાને સંમતિ છે, એમ જાણતા હતા; પણ તેની બીકથી એ વાત પ્રસિદ્ધિમાં આવતી નહતી. બીજી બાજુએ જોઇએ તો દુષ્કાળમાં ગરીબો અને યાચકોને માટે કારાયલ સમાની ડેલીએ અન્નદાનની નદી વહેતી હતી.

વીંઝારનો આ વર્તાવ કેટલાક મહીનાઓ સુધી ચાલ્યો. માગણોની સંખ્યા દિન પ્રતિદિન વધવા લાગી. તેની જરૂરીઆતને પહોંચી વળવાને પુરતું દ્રવ્ય તે હવે શહેરમાંથી મેળવી શકતો નહિ; તેથી હવે શો ઉપાય કરવો તે બાબત બાપ દીકરો એક દીવસ વિચાર કરવાને બેઠા. વીંઝારે કહ્યું "બાવા! આપે મને કંજુસ શ્રીમંતોની દોલત લૂંટવાનો હુકમ કર્યો છે, પરંતુ મારા મતે તો આપણો રાજા હરસુર કાઠી કંજુસોનો મોટો સરદાર છે. તે હર બહાને પ્રજાનું દ્રવ્ય હરીને પોતાના ખજાના ભરે છે. જો કે તેનું સામાન્ય વર્તન જુલમ ભરેલું કે, અનીતિવાળું નથી; પણ પ્રજાના ખરા પસીનાના પૈસા જે તેના ભલા માટે ખર્ચવાની રાજાની ફરજ છે તે ફરજ તે અદા કરતો નથી. તેણે રોકડ નાણાં તથા ઝવેરાતથી પોતાના ખજાના ખીચોખીચ ભરેલા છે. આવા દુષ્કાળ જેવા વિષમ સમયમાં તે પોતાની પ્રજાને અન્નવડે પોષવાનો પોતાનો ધર્મ બજાવતો નથી. ધર્મશાસ્ત્રમાં કહ્યું છે કે: "જે રાજા પોતાની પ્રજા પાસેથી કરદ્વારા દ્રવ્ય લઇને તેનો ઉપયોગ પ્રજાના કલ્યાણમાં ન કરતાં કેવળ પોતાની મોજશોખમાં કરે છે, અર્થાત તેનો સદ્‌ઉપયોગ કરતો નથી તે રાજા નથી પણ રાક્ષસ છે, તો આવા કંજુસ રાજાના ખજાનામાંથી પૈસો લઇને તેનીજ દીન પ્રજાને વ્હેંચી દેવો એ શું ગેરવ્યાજબી છે?

વીંઝારની આ ન્યાયયુક્ત દલીલ સાંભળી કારાયલ વિચારમાં પડયો. પોતે જેનો નોકર હતો તેના ઘરમાં ખાતર પડાવવું તે એને યોગ્ય જણાયું નહિ. પરંતુ યાચક જનોને દુષ્કાળના વર્ષમાં પાળવાને માટે તે બંને જણાએ નિશ્ચય કર્યો હતો. તેથી છેવટ તેઓ બંને રાજાનો ખજાનો લૂટવામાં સંમત થયા. વાર્તાકારો કહે છે કે :–

" પે'ને પુતર પાણમેં, વિઈ કયોં પરિયાણ;
માણક સુજેં મોલમેં, સે પિટ્ટી અચોં પાણ;
પો રાતોય'ડીં રેંઆણ, મર યાચક જકોરૂં કરીં."

**અર્થઃ**—બાપ દીકરાએ બેસીને પોતામાં સલાહ, મનસુબો કર્યો કે, રાજાના મહેલમાં માણેક–ઝવેરાત–સુજે છે તે આપણે ઉપાડી લાવીએ, તો આપણી રાત દિવસની નિરંતર રેયાણ–મેળાવો થાય. પછી યાચક લોકો ભલે જકોર–આનંદથી કલોલ કર્યા કરે! અર્થાત, પોતાની કવિતાની કળાનો વિસ્તાર કરીને ભલે ગાયા કરે!

આ નિશ્ચય કર્યા છતાં પણ વીંઝાર જેવા ગબરૂ જવાનને રાજ-મહેલમાં એકલા મુકવાની કારાયલની હીંમત ચાલી નહિ. તેથી શુભ શુકન જોઇને બંને બાપ દીકરો ગયા, ને કાઢી રાજાના ખાનગી ખજા-નામાંથી પુષ્કળ દોલત ઉપાડી લાવ્યા. તે ચોરીની વાત જાહેર થતાં ભારે ચકચાર થઇ. રાજા ક્રોધે ભરાયો, અને ચોરને પકડવા માટે ચાંપતા ઇલાજ લેવરાવ્યા. પણ તે સઘળા વ્યર્થ હતા. કેટલાક દિવસ પછી એ વાતની ચકચાર નરમ પડી; અને વીંઝારે પણ પોતાની પાસેની દોલત વાપરી દીધી. એટલે ફરી તેણે રાજાના મહેલની દિશા લીધી. એ રાત્રે તેણે ખુદ રાજાના સુવાના ઓરડામાંથી પુષ્કળ દોલત હાથ કીધી. વિશેષ રાજાનો સુવાનો રત્નજડિત પલંગ હતો કે જેનાપર રાજા સુતો હતો તેની પાટી તદબીરથી એકત્ર છોડીને કાપી; એથી તે રાજા જમીનપર જેમનો તેમ પલંગની પથારી ને પાટી સહિત સુઇ રહ્યો. તે પલંગ ઉપાડી તેમાંથી સોનું અને રત્નો હથિયારની મદદથી કાઢી કિલ્લા પરથી ચંદનઘોની સીડીના સાધનો વડે બહાર નીકળ્યો. વીંઝારનું આ પરાક્રમ અદ્દભૂત હતું. હવે રાજા તથા તેના વણીક મંત્રી ઓધવશાને કારાયલ સમો અને તેના

માણસો પર શક આવ્યો. તેમણે ખાનગી ઘણીજ તજવીજ કરાવી પણ કશી સાબીતી કે મુદામાલ મળી શકયો નહિ. દરવાજા પર રાત દિવસ ખડી ચોકી રહેતી હતી. તેમ છતાં ત્યાં વધારાના માણસો રાખી પક્કો બંદોબસ્ત કર્યો. વિશેષમાં મંત્રી ઓધવશાએ ચોર કયાંથી આવે છે તે સ્થળ શોધી કાઢયું. કિલ્લાની બહાર ખાઇમાં પુષ્કળ વૃક્ષ ઘટા હતી તેમાંથી જવા આવવાનો એકજ સુલભ માર્ગ હતો. ખાઇ પણ ઠીક ઉંડી પહોળી હતી. તે સ્થળેથી ચોર આવજા કરે છે એ નક્કી કરીને તેણે ખાઇના તેટલા ભાગમાં કીલ ભરાવ્યો. તે સ્થળ એવું ગુપ્ત હતું કે, ત્યાં કોઈ મનુષ્ય જતું આવતું નહતું.

વળી વીંઝારનું દ્રવ્ય ખતમ થતાં તેણે રાજમહેલ તરફ દ્રષ્ટિ દોડાવી. આગલા બનાવની ચકચારથી કારાયલે વીંઝારને હવે સાહસ ન કરવા કહ્યું. તેની માતા કપુરીએ "મને અપશુકન થાય છે" એમ કહી તેને ચોરી કરવા જવાની ના પાડી. પણ વીંઝારે યાચકોને શું આપવું એ કથનથી પોતાનો નિશ્ચય કાયમ રાખ્યો. છેવટ જ્યારે વીંઝારે જવું જ એ વાત નકી થઇ ત્યારે કપુરી સંધારે કારાયલને સાથે જવાને સુચવ્યું. કેમકે વીંઝાર ચડતા લોહીનો જવાનીઓ છે. તે પોતાના ઉછાંછળાપણાથી ફસાઇ જાય એ બનવા જોગ છે. તેથી તે બાપ દીકરો બંને સવેળા વેશ બદલી સામાન્ય રસ્તે શહેરમાં દાખલ થઇ ગયા. દુષ્કાળનો હવે થોડો જ ભાગ શેષ હતો. વૈશાખ માસ ચાલતો હતો. દીન અને દુઃખીત માગણ લોકોના નિભાવ અર્થે આ છેલ્લું સાહસ છે એમ કારાયલ અને વીંઝાર માનતા હતા; માટે આ ફેરે તેમણે સજ્જડ તડાકો પાડવા વિચાર કર્યો. તેમણે પોતાની ચોર વિદ્યાનો સંપૂર્ણ ઉપયોગ કરીને રાજાના વડીલોએ રાજ-મહેલના ભૂગર્ભમાં સંચય કરેલો ખજાનો શોધી કાઢયો, અને તેમાંથી તે બંને પહેલવાન--પિતાપુત્ર--થી ઉપાડી શકાય તેટલો કીંમતી ખજાનો લીધો. ત્યારબાદ જેવી ચતુરાઇથી તેઓ રાજમહેલમાં દાખલ થયા હતા. તેવી જ ચતુરાઇથી બહાર નીકળ્યા. મધ્ય નિશા નો સમય વીતી ગયો હતો. શહેરમાં સર્વત્ર શાંતિનું રાજ્ય પ્રસરેલું હતું. માત્ર પહેરે-ગીરો રહી રહીને પોતાની હયાતી સુચવતા ખાલી બૂમો પાડી પ્રજાની

નિદ્રામાં ખલેલ કરતા હતા. એવે સમય કારાયલ અને વીંઝાર પોતાના કીમતી બોજા સહિત શહેરના સુનકારમય ભાગમાંથી પસાર થઇ કિલ્લાની દીવાલ ઉપર ચડયા. હમેશના ઉતરવાના માર્ગપર ચંદન-ઘોમાં બાંધેલી રેશમની સીડી લટકાવીને બીજા દોરડા વતી દ્રવ્યનાં ગાંસડા ઉતાર્યા, અને પછી બંને જણા એક પછી એક ઉતર્યા; ત્યારે નક્ષત્રોના સહજ પ્રકાશથી ખાઈમાં કીલ ભરેલો હતો તે જોઇ શકયા. તેમના દુશ્મન ઓધવશાએ પાથરેલી જાળનું તેમને આ વખતે જ ભાન થયું. હવે તેઓ દ્રવ્યના ગાંસડાં સહિત પાછા ગઢપર ચડી બીજો રસ્તો શોધી કાઢે ત્યાં સુધી રાત વીતી જાય અને તેથી પકડાઈ જવાનો સંભવ ઉત્પન્ન થાય. માટે, પ્રથમ તેમણે ખાઇ પરથી દ્રવ્યના થેલા ખાઇની પેલી બાજુએ ફેંકયા; અને વીંઝાર પોતાના સંપૂર્ણ બળથી ખાઇની એક પારેથી કૂદકો મારી,બીજી પારે કુદી આવ્યો. કારાયલ સમાની ઉમ્મર પચાસ વર્ષની લગભગ હતી. તેનું શરીર પણ વધારે વજનદાર હતું. તેથી તે સહેલાઇથી ખાઇ કૂદી શકે તેમ ન હતું. પરંતુ કુદયા વિના બીજો ઇલાજ ન હોવાથી, છેવટે તે પણ કુદયો, પણ ખાઇમાં પડયો; પડવા સાથે નીકળવા માટે જોર કરતાં તેનું તોલદાર શરીર કીલમાં નીચે ઉતરતું ગયું. તેણે બહાર નીકળવાની આશા છોડી.

“કામલ કીલ પથર્યો તેમેં રેઓ કારાયલ અડી;
ઓધે અદાવત સેં મું'લા એડી વટેં વડી;
વઞ વીંઝાર તુંવરી, અસાં અચણ ઇતરો.”

**અર્થ:** કોઈ–કામીલ–ઉસ્તાદે કીલ પાથર્યો તેમાં કારાયલ અડી જકડાઈ રહ્યો ત્યારે તેણે પોતાના પુત્રને કહ્યું કે, હવે વીંઝાર! તું ઘેર વળીજા; અમારૂં આવવું આટલું જ હતું.

વિશેષમાં વીંઝારને કારાયલે કહ્યું, આપણે ઘણા સમયથી જાળ-વેલી આબરૂ આજ જવાનો સમય આવી લાગ્યો છે. બુદ્ધિમાન, શૂર-વીર અને પ્રતિષ્ઠિત પુરૂષો શરીર કરતાં આબરૂને વધારે કીમતી ગણે-છે. મેં સંસારમાં સર્વ વૈભવો ભોગવ્યા છે. માટે તું મારૂં માથું કાપી લે. અને આપણને ફસાવનાર દુશ્મન ઓધવશાનું વેર લેજે. તથા મારા મરણની વાત હાલ ગુપ્ત રાખવા તારી જનેતાને સમજૂતી

આપજે. અને જન્મ પર્યંત મારી તથા તારી શૂરવીર સમાવંશની આબરૂને જાળવજે. અર્થાત હિચકારો કે કંજુસ ન થઇશ.

આ કારાયલની છેલ્લી વસિયત હતી. વીંઝારને પોતાનું માથું કાપવાની આનાકાની કરતો જોઇને, કારાયલે તેને પોતાના કર્તવ્યથી પાછો હઠતો જોઇને કેટલુંક કહ્યું. કે, કુરૂક્ષેત્રમાં આત્મીય જનોના દારૂણ સંહારથી દુઃખિત થઇ હથિયાર ફેંકવા તૈયાર થયેલા ગાંડીવ ધન્વાના અંતરપટ ઉપર જે અસર શ્રી કૃષ્ણ પરમાત્માના અમર વચનોએ કરી હતી તે જ અસર કારાયલના સ્નેહ અને શૌર્યથી નિતરતા વચનોએ વીંઝાર પર કરી. પોતાના કર્તવ્યનું વીંઝારને ભાન થયું અને જવલંત જુસ્સાએ જીગરમાં સ્થાન લીધું. વીંઝાર સુદ્રઢ થયો. તલવારની મૂંઠ પર હાથ નાંખ્યો. હાથ પાછો ખેંચાયો; વીંઝારને પોતાની નિર્બળતા પર ક્રોધ ચડયો; તરત જ તેના હાથે મ્યાનમાંથી જળહળતી યોગીની ખેંચાઇ આવી.

ભોર ભમંધો આયો, ફાંસી અડઇસપેર,
ઉખેડીઆંત ન ઉખડે સે જીણું થેઓ ઝેર,
સમેં જેડા સિપરીં અજવોરાઇતા વીંઝારકે.

**અર્થઃ**—ભમરો ભમતો ભમતો આવ્યો પણ પગમાં ફાંસી આવી ગઇ તે ઉખેડવા છતાં ઉખડતી નથી. જેથી હવે મારૂં જીવવું ઝેર સમાન થયું. કારાયલ સમા જેવા મારા વ્હાલા પિતા આજ મને વળાવતા ચાલ્યા જાય છે.

વીંઝારનો હાથ તરવાર ઉપરથી પાછો ઉપડતો જોઇ કારાયલે તેને સખ્ત આજ્ઞા કરી કે, "તું શૂરવીર ક્ષત્રીય પુત્ર છે. અને પિતાની આજ્ઞા પાળવી એ પુત્રનો ધર્મ છે. પછી તે આજ્ઞા ગમે તેવી દુઃસહ હોય !" કારાયલના આ છેલ્લા શબ્દો હતા. વીંઝારે પોતાની પાણીદાર તરવારથી પિતાનું માથું કાપી પોતાના રૂમાલમાં નાખ્યું. અને દ્રવ્યના બંને થેલા વાંસા પર લઇ ગુપ્ત સ્થાને મુકયાં, તેની સાથે તે માથું પણ તત્કાળ ત્યાં જ સંતાડી રાખ્યું અને ફરી તે જ રસ્તે શહેરમાં દાખલ થઇ ઓધા મંત્રીના ઘરમાં બારીવાટે દાખલ થયો. બિચારો પ્રપંચ કુશળ વાણીઓ મીઠી નિંદ્રામાં સુતેલો હતો. તેનું માથું વીંઝારે પોતાના બાપના લોહીથી તાજી ખરડાયલી

તલવારથી તે જાગીને બૂમ પાડે તે પહેલાં એક ઝટકાથી ધડથી જુદું કરી નાખ્યું. તરત જ તે બારીવાટે પાછો ઉતરી કિલ્લો ઓળંગી ખાઇને આપાર આવ્યો. ત્યાં પિતાના ધડ પર તે માથું મુકી તેની સાંધો કીલથી ઢાંકી દીધી! આ સર્વ કાર્ય આટોપતાં પો ફાટવાની વેળા થવા આવી. વીંઝારે દ્રવ્યને તે જ ગુપ્ત સ્થાનમાં રહેવા દઇ, માત્ર પિતાનું માથું લઇ ઘેર ગયો. ભવિષ્યના થનારા અનિષ્ટને લીધે આખી રાત કપુરી સંધ્રારને નિંદ્રા આવી નહોતી. વારંવાર તે અમંગલ સ્વપ્નાંઓથી ઝબકી ઉઠતી અને આજ નક્કી કાંઇ માઠું થશે એમ તે ધારતી હતી. તેમ ન થાય તે માટે દેવ દેવીઓની માનતા માનતી હતી. વીંઝારે પોતાની ડેલીમાં પગ મૂકયો, તે વખતે દરબાર ગઢમાં ચોઘડીઆની નોબતનો ડંકો વાગ્યો. કોઇ આવ્યું એમ ધારી કપુરી સામે ગઇ. ચોકમાં તેણે કારાયલને ન જોતાં એકલા વીંઝારને જોયો. ત્યારે જ તેના મનમાં ધ્રાસ્કો પડયો. તેણે રૂંધાયલા સ્વરથી પુછ્યું: "વીંઝાર! તારા બાવા કયાં?" તેને તત્કાળ તો વીંઝારે એટલો જ ઉત્તર આપ્યો કે, "અમ્મા! તેઓ પાછળ છે. હમણા તેને તમે આવેલા જોશો" એમ બોલતો તે ઘરની અંદરના ભાગમાં ગયો, ને માતાને પણ ત્યાં એકાંતમાં બોલાવી. દીવાના પ્રકાશથી પિતાનું માથું બતાવી તેણે કહ્યું કે: "જો કશો પણ ઘોંઘાટ કે કલ્પાંત કરશો તો હમણાજ, મારા પિતા તથા તેના મરાવનાર દુશ્મનનું માથું કાપી આવ્યો છું તે જ તલવારથી તમારૂં માથું કાપતાં પણ મને તેટલો જ વખત લાગશે. હવે હું જે હકીકત કહું છું તે એક ધ્યાનથી સાંભળો."

કપુરી આ જાદુઇ ખેલ જેવો અદ્દભૂત બનાવ જોઇને હેબતાઇ ગઇ. તેણે પુત્રને કહ્યું કે: "તું મારો પુત્ર છતાં તેં મારૂં સૌભાગ્ય નષ્ટ કેમ કર્યું? તું એક રાજપુત્ર થઇને પિતાને મારી જીવતો કેમ ઘેર આવ્યો?"

વળી તેણે વીંઝારને કહ્યું કે:

"ખાતર ડીંધે ખુડકે, તોજા ખભા બે ભર્યા
શિર વઢીંધે પેં'જો; તોજા હથડા કીં વરેઆ."

**અર્થ:** ખુડ એટલે, એક જાતના નળીઆ વગરના અગાસી જેવા માટીના ઘર, તેમાં ખાતર દેતાં તારા ખભા ધૂળથી ભરેલા છે. પણ તારા બાપનું માથું વાઢતાં તારા હાથ કેમ વર્યા? હથડાઓ, હથ-હાથનું તિરસ્કાર દર્શક રૂપ છે.

આના ઉત્તરમાં વીંઝારે પિતાની આજ્ઞા અને વસીયત સમજાવીને માતાને કહ્યું કે, માતાજી! હવે અત્યારે રોવા કુટવાનો સમય નથી, રડવાનો સમય તો આપણી પાસે પુષ્કળ પડેલો છે; એટલું જ નહિ પણ આપના એકે એક સૌભાગ્ય ચિન્હો પણ અખંડિત રાખવાનાં છે. કેમકે, જો કોઇ કળી જાય તો આપણી કરી કમાણી બધી ધૂળ મળી જાય. જે ટેકને માટે મારા અવટંકી પિતાએ હસતાં હસતાં શિશ સમર્પણ કર્યું તે ટેક આપણે મરણાંતે પણ જાળવવીજ જોઇએ. અને એમ થશે ત્યારે જ મારા શૂરવીર પિતાના વીર આત્માને સાચી શાંતિ મળશે. એ કાર્ય પાર પાડવાને માટે જ મારા પિતાની પાછળ હું જીવતો રહેલો છું.

"પે'મરંઘે આઉમરાં, મું મરંઘે વંશ જાય
શિર હી સમેં જામજો, તું કપુરી પીંગે પાય."

**અર્થ**:-મારા બાપના મરવા સાથે હું મરૂં તો મારા મરવાથી તેનો વંશ નષ્ટ થાય અને તેનું વેર ન લેવાય માટે તેની આજ્ઞાથી જ હું જીવતો રહ્યો છું; કિંતુ જીવવાના લોભથી નહિ.

માટે હે માતા કપુરી! તું આ સમાજામ-સરદારનું માથું પારણામાં નાખ, તે હીંચોળ; ને રોવાને બદલે હાલરડાં ગા.

કપુરી રજપુતની પુત્રી હતી. તે સર્વ હકીકત સમજી ગઈ અને તત્કાળ આંખમાંનાં આંસુઓ લુછી નાંખી પુત્રને ઉદ્દેશી બોલી: "બેટા, મનમાં હોળી ને બહાર દીવાળી કેમ દેખાડી શકાશે?"

આના ઉત્તરમાં વીંઝારે તેને યુક્તિથી દિલાસો આપતાં સમજાવ્યું કે, "માતા! અનેકાનેક વીર મર્દોના મદને દળનારી મહા સામર્થ્યશાળી મારી માતાનું હૃદય આટલું નબળું હોય તે હું સ્વપ્ને પણ માનું નહિ. વીર માતા? વિચાર કરો, ધર્મયોગી શેઠ સગાળશા અને

સતિ ચંગાવતી પોતાના કુંવર ચેલઇયાનું મસ્તક જે શક્તિથી હસતાં હસતાં ખાંડણીમાં ખાંડી શકયા હતા, તે જ શક્તિ, માતા ? આપણને કેળવવાની રહી છે ! ઘરના ખુણામાં આપને જેમ કરવું હોય તેમ કરો. પરંતુ આંખનું એક પણ આંસુ આંગણું ન જોઇ જાય તેની જ ખાસ કાળજી રાખજો. "

વીંઝારના દિલાસાના આ શબ્દોવડે કંઇક અસર કપુરી ઉપર થઇ, તેથી તે તેના કામમાં મદદરૂપ તો થઇ શકી નહિ પણ પુત્રને, તરત સ્નાન શૌચઆદિ કરી રાજકચેરીમાં જવા માટે સોઇ કરી આપી; અને પતિના મસ્તકને ધોઇ સાફ કરી તેમાં સુગંધી દ્રવ્યો ભરી રેશમી વસ્ત્રથી ઢાંકી પારણાંમાં સુવાડયું. જ્યારે તેને રોવાની ઇચ્છા થતી ત્યારે તે હાલરડાંના રાગમાં પોતાના શોકનો ઉભરો ખાલી કરતી; રાત દિવસ કપુરી કારાયલના નામનું અખંડ રટન કરવા લાગી. અનેક સંબોધનોથી, અનેક સ્મરણોથી, અનેક હુલામણાથી અને અનેક રીસામણા મનાવણાથી આ પતિ પ્રેમી સતિ " કારાયલ કારાયલ " એમ પોકાર કર્યા કરતી. મહા સામર્થ્યશાળી કપુરી આજે દીન-લાચાર બની હતી. કારાઇસુરના કપુરીના બેતો સાંભળી પત્થર હૃદયો પણ પીગળી જાય એવું સામર્થ્ય એ બેતોમાં આજ પણ છે. તે તેના નીચેના દુહાઓથી જણાશે.

સિજ ઉલથો સાંજી થઇ વણે વિઠા કાગ
સુણી સાંજી બાંગ અજપિરિયન પેઆ પંધમેં.

**અર્થ**:-દિવસ આથમ્યો સાંજ પડી ઝાડ પર પક્ષીઓ બેઠાં અને સાંજની બાંગ મસજીદમાં સાંભળી મારા પ્રિયતમ પંથે પડયા.

સાંયરજેં સેલા સિપરિ, ઉના જલ અથાગ,
માણક તિનીમથા ફાંટું જલે ફિઆઇઆં.

**અર્થ**:-સમુદ્ર જેવા ગંભીર અને વિશાળ હૃદયવાળા મારા વ્હાલા પરથી હું હીરા માણેકની ફાંટોને ફાંટો ઓવાળી દઉં.

" સાંયરજેં સેલાસિપરી નય જીંય લંમી પાર.
ગુજ ગિરાઇઆં ઉનીસેં ભુંયજી જલે ભાર.

**અર્થ**:-સમુદ્ર જેવા ગંભીર અને વિશાળ હૃદયવાળાજેવા,

નદીની લાંબી પાળજેવા વિશાળ તો તેજ હતા કે, હું મારો ગુજ-
મારા દુઃખ તેનેજ કહેતી કે જે ધરતી માતાની માફક ભાર
ઝીલી શકતા.

સર શુકો ને સાલ થેઓ, વરી હંજે હયોં પેર;
કગ વિચાડો કેર, જુકો રસે હિન રમુજકે.

અર્થ:-હંસલા ઉડી જતાં સરોવર સુકાઈ ઉજ્જડ બની ગયું.
એવા આનંદને બિચારા કાગડા કયાં પોંચી શકે એમ છે.

અછો પાણી લુડ થેઓ સે કારો કેંઓં કગન
કાકા કંધા કુડીઆ, આંટા દઇ ઉડન.
વિહા ઉંઝ મરન સર મથે હંજડા.

અર્થ:-મારા સરોવરનું સ્વચ્છ પાણી કાગડાઓએ ડોળી નાંખ્યું.
અને એ કુડા કાગડા કાકા કરતાં આંટા મારતા ઉડે છે. એવા સરો-
વર પર બેસી આજ હંસલા તરશથી મરી જાય છે.

હંજન સેં હિકિયાર, જે ગુણ કરીં ન્યારીઆં.
બગન સેં બિઇયાર બોલી બુઝે કિંન કિય.

અર્થ:-હંસથી એક વખત ગુણ કરતાં જ તેની કીંમત જણાઇ
રહે છે. પણ બિચારા બગલા તો બીજી બોલી જ જાણતા નથી.

"બાબીડે જેડા બોલકા, સેંણ સટુકે ઘાટ;"
કુછે કોયલ કેંઠજી, ભુણકે ભિનિ રાત;
તેંજી કેડી પુછાં જાત, જુકો સીંભાણાં હિન શરીરકે.

અર્થ:—ઘોર રાત્રીમાં પણ મયુરને કોયલ જેવા કંઠથી બોલનાર
નાજુક ઘાટના મારા પ્રિયતમ જે અમને સોહાઇ ગયા છે. તેની જાત
પણ શું પુછવી હોય.

બોય બોંભેજો રંગ, ચઇ દીએંજો ચટકો,
તેંજો કેડો કજે સંગ, જુકો ધૂતેતાં ધોરો થીએ.

અર્થ:—ચાર દિવસના ચટકાવાળા પતંગના રંગને ધિક્કાર
છે. ધોવાતાં ધોળા થાય એવાના સંગ કેવા.

કારાયલ જો નાં મુંકે રેઓ, રિડે મેં રિઇ,
વિસારિઆં તાં નવિસરે, મુંકે સજો ડિંસઇ.

પિરિયન ધારાં પેઓ, મુંજો પચે વિલ પઇ,
વેંધા ગુંધ્રર લઇ, જડેં કુણું કધો કચ્છમેં કારાઇડો.

અર્થ:—કારાયલનું નામ મારા અંતરમાં રહી ગયું છે. તે આખો દિવસ વિસાર્યા છતાં વિસરતું નથી. વ્હાલા વિના મારૂં હૃદય બળ્યા કરે છે. કચ્છમાં જ્યારે કારાયલ ટૌકાર કરશે ત્યારે મારાં બધાં દુઃખ દૂર થશે.

સેંણુ સોજીલા સિપરિં, મુંકે વિસરેં કીં વલા.
અઇં આગાતરા ઉરમેં, મુંઝા ભારી ભાર જલા.
રમેં ધિલ ભરા, નિતપ્યા મુંગુકેં ચિતમેં.

અર્થ:—વ્હાલા સોજીલા સ્નેહી મને કેમ વીસરે. એ મહાન સહનશીલ પ્રિય તમે મારા હૃદયમાં પહેલેથી જ ઘર કર્યું. તે જ મારા મનમાં રમ્યા કરે છે. અને મારા ચિતમાં તેઓ રાત દિવસ ખટકયા જ કરે છે.

મિઠા વડર વસેં વિઠા, નિત નિત છાંયું કન,
ઉલેં આસાઢ મિંયજીં, જુડીઉં કેઆ જુકન;
અસીં ઉનીં મિંજ, ઇંધિર લટજીં ઉભરોં.

અર્થ:—મારા પ્રિયતમ આષાઢ માસનાં વાદળાં પેઠે હમેશાં છાંયડો કરી જડીઓથી વરસતાં હતાં અને અમે તેમાં મેઘ ધનુષ્યની માફક શોભી રહ્યાં હતાં.

ભલા ભવેંન વિસરેં, ન ગુણા ન ચડેં ચિત્ત
અગીઆ ઉનીંજો ઓટંગો. પોઠીઆ છો બંધ ભિત
હેણા સજણુ કિત, લજેં નતા હિન લોકમેં.

અર્થ:—ભલા ભવે પણ ન વીસરે અને નગુણા હોય તે ચિત્તે પણ ન ચઢે, અમને ચોતરફથી એમનો જ આધાર હતો. મારા એવા સાચા સ્નેહી મને આખા જગતમાં મળતા નથી.

મોર વેઆ મરી, હંજ ન રેઓ હિકડો,
વતન થેઓ વરી, કુણેં હિની કાગડનંજો.

અર્થ:—મોરલા મરી ગયા અને હંસતો એક પણ રહ્યો નહિં. હવે તો કુડા કાગડાઓનું જ વતન બની ગયું.

તે પછી તુરત કપુરીએ વીંઝારેને સ્નાન શૌર્ય આદિ કરી રાજ-કચેરીમાં જવા માટે તેને સોઇ કરી આપી અને પતિના મસ્તકને ધોઇ સાફ કરી તેમાં સુગંધી દ્રવ્યો ભરી રેશમી વસ્ત્રથી ઢાંકી પારણામાં સુવાડયું. જ્યારે તેને રોવાની ઇચ્છા થતી ત્યારે તે હાલરડાંના રાગમાં પોતાના શોકનો ઉભરો ખાલી કરતી.

બીજી બાજુએ અરૂણ દેવનો પ્રકાશ થતાં રાજમહેલમાં અને મંત્રી ઓધવના ઘરમાં કોલાહલ અને કલ્પાંત થવા લાગ્યાં. ખજાનામાં ખાતર પડવાની અને મંત્રીનું મસ્તક કપાયાની ખબર પડતાં રાજા **હરસુર** કાઠી શોકગ્રસ્ત થયો. તરત તેણે શહેરનું રક્ષણ કરનાર સૈનિકોને બોલાવ્યા. તેમાં વીંઝાર પણ હાજર થયો. તેને રાજાએ "કારાયલ સમો કયાં છે ?" એમ પુછતાં વીંઝારે જવાબ આપ્યો કે–"મારા દાદા જામ અભેરાજનું ખાસ તેડું આવતાં મારા સગપણના કામ માટે મારા પિતા પરમ દિવસે રાતે કુનરીએ સિધાવ્યા છે; અને આપને એ હકીકત જાહેર કરવા તેમણે મને આજ્ઞા કરેલી છે." આ જવાબ સાંભળી રાજા ચૂપ રહ્યો. તેનો મનોભાવ તેણે વ્યક્ત કર્યો નહિ. પછી તરત તેને કાંઇ યાદ આવ્યું હોય તેમ તેણે પોતાના હજુરીઓને ફરમાવ્યું કે–"શહેર ગઢની ખાઇમાં મંત્રી ઓધવે કીલ ભરાવ્યું છે. તેમાં કોઈ ચોર સપડાયો છે કે નહિ તેની તપાસ કરો." આજ્ઞા મળતાંની સાથેજ કેટલાક પદાતિઓ દોડયાઃ અને તરત ખબર લાવ્યા કે "ખાઇની કીલમાં **મંત્રી ઓધવ** પોતે જ સપડાયલો છે!" રાજાએ તે સ્થળે જાતે જોવા જવાની ઇચ્છા બતાવી અને પોતાની સાથે કેટલાક અનુભવી અને ખબરદાર પગીઓને બોલાવ્યા. તેમનાથી ખજાનાંનાં છેદ પર અને મંત્રીના મહેલ પર પગની તપાસ કરાવી. પણ કારાયલ અને વીંઝાર એવી જાતનો લેપ પગે લગાડીને ચોરી કરવા નીકળતા કે તેમના પગનો પત્તોજ ન લાગે. એટલે તે તપાસ નિરર્થક થઈ. રાજાએ ખાઈ પર આવી જોયું તો મંત્રી ઓધવનું માથું દેખાયું. તેને ખેંચતાં એકલું માથું જ હાથમાં આવ્યું. અને ધડ કીલમાં જ રહ્યું. તેને મહા મહેનતે બહાર કઢાવી તપાસ કરાવી. પણ આ કોનું ધડ છે તે વાત નિશ્ચય ન થઇ; ત્યારે રાજાએ તે ધડને રાજમહેલના

દરવાજા નજીક મુકવા આજ્ઞા કરી; અને તે સાથે એમ જાહેર કર્યું કે—આ બહાદુર ચોરનું વારસ યા સોબતી જો ખરો મર્દ બચ્ચો હશે તો તેને અગ્નિ સંસ્કાર કરી જશે. આ યુક્તિથી ખરો ચોર પકડાઈ જશે, એમ સૌએ માન્યું. આ સર્વ હકીકત જાણી વીંઝાર પોતાને ઘેર આવ્યો ને તેણે પોતાના પિતાને અગ્નિ સંસ્કાર કરવાની સર્વ ગુપ્ત તૈયારી કરી રાખી.

કપુરી સંધાર પતિના અવસાનથી મહાન કષ્ટ ભોગવવા લાગી. તેને પતિ વિનાની જીંદગી કારમી ભાસવા લાગી. એકવાર તેણે પતિનું માથું ખોળામાં લઇ સતિ થવાનો વિચાર કર્યો. પણ જ્યાં પતિની પાછળ એક આંસુ પાડવાનો કે રોવાનો એક શબ્દ પણ બોલવાની આજ્ઞા નથી ત્યાં બીજી વાત જ કેમ થાય. આ તો ચૂપ ચાપ રહી સૌભાગ્યનાં ચિન્હ કાયમ રાખી વૈધવ્યનું કષ્ટ ભોગવવાનું હતું. એકવાર તેને મોતની ક્રુરતાનો ખ્યાલ આવતાં તે બોલી કે,

જોરાણું જડધાર ! તું, નિંદ વડાઇયું ન ન્યારિયેં;
હિકડા મોસર ફુટા મારિયેં, બ્યા પિંગે લુડંધા બાર.
છડે ને થુડ ડાર, તું કચ્ચા કુંપર કપીયેં.

**અર્થ**:—હે જાલિમ મોત. તું નાનપણ કે મોટાઈને જોતો નથી. એક મોસર ફુટતા નવ જવાનોને મારે છે. બીજા પારણામાં ઝુલતા બાળકોને સપાટામાં લે છે. એ તારો અતિ જુલ્મ છે, કે તું વંશ વૃક્ષના થડ અને ડાળાંને મુકીને કાચી કુંપળોને કાપે છે.

કારાયલનો વૃદ્ધ પિતા જામ અભેરાજ હજુ હયાત હતો. તે સંબંધી કપુરીનું કથન હોય એમ ભાસે છે.

એક વખત ઘરમાં બેઠાં મન મુંઝાયાથી કપુરી પોતાના ઘરની ઝીણાં છિદ્રોવાળી પત્થરની જાળીમાંથી રસ્તા પરથી જતા મનુષ્યોને જોતી હતી. ત્યારે તેને એમ તર્ક આવ્યો કે આમાંથી મારો કારાયલ ચાલ્યો આવે તો કેવું સારૂં. પણ તેને તો તે ક્યાંથી જ જુએ; છેવટે નિરાશ થઈ તેણે કહ્યું કે:—

ગુરાં સે ઘર નાંય, અણ ગુરંધા લોક ઘણા;
શહેર ભર્યો માડુએં, તેં કે આઉ કુરો કરિયાં ?"

અર્થઃ—જે પુરૂષ હું માગું છું તે ઘેર આવતો નથી. વગર ખપનાં—જેને હું માગતી નથી તેવા ઘણાય લોકો રખડે છે. આ શહેર આખું મનુષ્યોથી ભરેલું છે. તેને હું શું કરૂં?

"લડે દૂર મ વિંઝણા, મરી મ ફોડાઇ;
સજ્જણ હિકડે રાજમેં, રૂઠા તય મર રેઆ આંઈ."

અર્થઃ—પ્રીતમ ચાલીને દૂર ન જાય. તેમ મરીને જુદાઇ પણ ન કરે; ભલે તમારાથી રૂઠેલા—રિસાયલા હોય તોપણ એક રાજ—શહેર કે ગામમાં રહ્યા હોય, કે જેથી તેના દર્શનનો લાભ થાય.

"સુંઝું તમ સાંણે, વઈ યેં કના વિતરો;
જ છિન્યોં તાણેં ત, ચિણકેં પ્યાચિત મેં"

અર્થઃ—પ્રીતમ વગરનું સુનુ વતન દિલથી વિતરો—અપ્રિય લાગે છે. તે દિલમાથી પ્રીતમની યાદ તાણીને તોડી નાખું છું. બહાર દેખાઇ જવાની બીકે શોક ન કરવાનું ઇચ્છું છું. તો તે પણ પ્રીતમ ચિતમાં ચિણકયાં કરે છે. અર્થાત તેના વિરહનો અગ્નિ ચડચડાટ કરે છે. ભડકા બાળે છે.

"સર સુકાને ખડી થઇ, ઉડામણ લગી ખેં;
હીમાણાં સરજેં હંજડેં, સે લડે ચડે ઓં ડે;"

અર્થઃ—તળાવ સુકાયું અને કોરી સુકી માટી થઇ. તેમાંથી રજ ઉડવા લાગી તેથી આ માન સરોવરના હંસોએ પોતાનું વતન ઉપાડીને દેશને છોડયો. (કપુરીના પ્રીતમ કારાયલના પ્રેમનું તળાવ સુકાયું. પતિના પાણીને સ્થાને હવે વિયોગની રજ ઉડવા લાગી.) તેથી જ માન સરોવરના હંસોએ પોતાના વતન રૂપી અને છોડીને દેશ રૂપ દુનિયાનો ત્યાગ કર્યો.

કારાયલ સમાના કીલથી ખરડાયલા શબને દરબારના ગઢના દરવાજા બહારના ચોગાનમાં મુકેલું હતું. તેના પર ચાર સિપાઈઓ ચોકીખાન તરીકે ધૂણી સળગાવી બેઠા હતા. સમય સવા પહોર રાત્રિ વીતી જવાનો હતો પ્રકાશ વડે થોડે દૂરની વસ્તુઓ જોઈ શકાતી હતી. સિપાઇઓ ચોરની બાતમી સંબંધી તથા બીજી ગામ ગપાટાની વાતો કરતા હતા. એટલામાં એક અજાણ્યો વાણિયો આવ્યો ને

રસ્તાની માહિતી પુછવા લાગ્યો. તેનો દેખાવ બહાર ગામથી આવતો હોય તેવો હતો. તેની બોલવા ચાલવાની રીતભાત અર્ધા ગાંડા જેવી હતી. તેણે સિપાઇઓથી ઓળખાણ પાડવા માંડી; છેવટ પરસ્પરનો વિશ્વાસ પડતાં વાણીઆએ પોતાના ખડીઆમાંથી કાંઇ ટીમણ–નાસ્તો કાઢીને તે લોકોને આપ્યો. બુભુક્ષિત સિપાઇઓ ઘણાં આનંદથી તે ખાવા લાગ્યા. વાણીએ તેમને તે ખાધા બાદ સોપરીનો ભુકો કરી આપ્યો; એટલામાં તે ચોકમાં એક લાકડાના ગાડાવાળો આવ્યો ને તે બહાર ગામનો છે તથા લાકડાનો ગાડો ન વેચાયાથી પોતાને ગામ ન જઈ શકયો તેથી હેરાન થઈ ગયો; ઇત્યાદિ કાકલૂદી કરવા લાગ્યો. તેને પેલા વાણીઆએ લાકડાના ભારની કીંમત પુછી. તેની રકજક થતાં છેવટે ગાડાવાળો ગાડા પરનાં લાકડાં ગુસ્સામાં ત્યાંને ત્યાંજ નાંખીને પોતાના બળદ ગાડું લઇ વાણીઆને ગાળો દેતો દેતો ચાલ્યો ગયો. આ વખતે ચોકીદાર સિપાઈઓની આંખો વાણીઆએ ખવરાવેલી નાસ્તાના કેફથી મિંચાવાની તૈયારીમાં હતી. લાકડાનું ગાડું બરાબર કારાયલના ઉપરજ સાવચેતીથી નંખાયલું હતું. વાણીઆએ સિપાઇઓની ધૂણીમાંથી પુષ્કળ દેવતા લઈ તે લાકડાના ઢગલામાં નાંખ્યો. સિપાઈઓ આંખો મીંચીને બકવાદ કરતા પડયાજ હતા. જ્યારે અગ્નિ બરાબર પ્રદીપ્ત થયો ત્યારે વાણીએ ત્યાંથી રસ્તો માપ્યો. જ્યારે કારાયલની ચેહ બળતી હતી ત્યારે સર્વત્ર શાંતિ પથરાયલી હતી. સિપાઈઓ જ્યારે જાગ્યા ત્યારે પરોડિયે ચોકી માટે ફરનાર બીજા સિપાઈઓએ તેમને દંડુકા માર્યા ! અરૂણના પ્રકાશથી તેમણે જોયું તો કારાયલની લાશ અને લાકડાના ગાડાને બદલે અગ્નિ તથા રાખનો ઢગલો ત્યાં પડેલો હતો ! આ વાતની ખબર પડતાં રાજા બહુ ગુસ્સે થયો, ને ગાફલ સિપાઇઓને બર તરફ કર્યા. હવે ચોરને બાળનાર તેની રાખ ઠારવા આવશેજ, માટે નવા હુશિયાર માણસો ચોકી કરવા બેસાડયા. વાંચનારને કહેવાની જરૂર નથી કે, વણિક વેષે આવી સિપાઇઓને મિષ્ટાન્ન આપનાર તથા લાકડાના ગાડાવાળા સાથે સંકેત કરનાર કારાયલનો પુત્ર વીંઝાર હતો, કે જેણે પ્રથમથી કરેલી ગોઠવણ મુજબ પિતાને અગ્નિ સંસ્કાર કર્યો હતો.

પાછો સવા પહોર રાત્રિનો સમય થયો, ને જગત્ નિદ્રાધિન થયું ત્યારે કારાયલ સમાની રાખની ચોકી કરનારા સિપાઇઓ ઘણી સાવચેતીમાં બેઠા હતા. તે વખતે દૂધ દહીંની મટૂકી માથે મુકેલી એક નવ જુવાન ભરવાડણ " કોઈ દૂધ લ્યો રે ! " એવા ટૌકા કરતી તે તેમની પાસેથી નીકળી. રાત્રિનો સમય; એકલી નવજોબનવાળી સ્ત્રી અને તે પણ ચાલી ચાલીને સમિપમાં આવેલી. તેના પ્રત્યે વિવેક-હીન નર પશુ જેવા સિપાહીઓનું કુદ્રષ્ટિ યુક્ત ધ્યાન ખેંચાય એ સ્વભાવિકજ છે. તુરતજ એકે તેને બોલાવી. બીજાએ રાત્રીએ આવે સમયે નીકળવાનું કારણ પૂછ્યું. ત્રીજાએ નેત્ર કટાક્ષ માર્યા; અને ચોથાએ તેની મશ્કરી કરી. ભરવાડણે પ્રથમ તેમની ઇચ્છાને અનુકુળ કાંઇક નરમ વાક્યો કહ્યાં. એક સિપાઇએ જરા આગળ વધીને તેનો હાથ પકડી બેસાડવાનો ઇરાદો કર્યો તેવોજ છણકો કરીને તે સ્ત્રીએ મોટી ચીચીઆરી પાડી. પોતાના માથા પરની દૂધ દહીંની બંને મટુકીઓ જમીન પર પટકીને ફોડી નાખી. પછી તે બૂમો પાડતી લોકોની સહાયતા માગતી સિપાઇઓને ગાળો દેતી ચાલતી થઈ.

આ પ્રમાણે એકદમ મામલો બદલી જવાથી ઝંખવાણા પડેલા સિપાઇઓ તો આભાજ બની ગયા. તેમને એ બીક હતી કે રાજ-મહેલ સમિપમાં હોવાથી ત્યાં આ રાંડનો પોકાર પહોંચશે, અથવા ચોકી ફરનાર અમલદાર નજીકમાં હશે ને આ ઓરતની બુમ સાંભળી દોડી આવશે તો અમારી પૂરી ફજેતી થતાં અમને શીક્ષા કરશે. આવી બીકથી તેમણે તે સ્ત્રીને અટકાવી નહિ. કેટલીકવાર પછી જ્યારે તેમના મનનો ભય દૂર થયો ત્યારે તેમની શુદ્ધિ ઠેકાણે આવતાં તેમણે જોયું તો દૂધની મટુકીઓ બરાબર ચોરની રાખના ઢગલા પર જ ફુટેલી હતી ને રાખ તેથી તરબોળ થયેલી હતી; ત્યારે જ તેમને ભાન આવ્યું કે ચોરનો વારસ ભરવાડણના વેશથી આવી પોતાના સોબતીની રાખ પાણીના બદલે દૂધ દહીંથી ઠારી ગયો !

આ હકીકત જ્યારે રાજાએ સાંભળી ત્યારે તે ચોરની ચતુરાઈ અને કળાથી હેરત પામ્યો. અને સચિંત થયો. તેણે કહ્યું કે–" જે માણસ પોતાના સોબતી યા વડીલને અગ્નિ સંસ્કાર કરી ગયો, ને તેની

રાખ પણ ઠારી ગયો, તે તેની રાખ ઉપાડી પવિત્ર જળમાં નાંખી આવશેજ; કેમકે તે આર્ય ધર્મને અનુસરનારો જણાય છે. માટે તેનો પાકો અને પૂર્ણ બંદોબસ્ત કરો."

તે પ્રમાણે ચાલાક અને બળવાન સિપાઇઓને વધારે સંખ્યામાં રાખ્યા. તે રાત્રે તે સ્થાને સિપાઇઓની એક મોટી મંડળી જામી હતી. એવે સમયે એક જુવાન અને સુંદર ગુણીકાએ પોતાના તાયફાથી આવી નાચ મુજરો કરવાની ઘણી સભ્યતાથી માગણી કરી. રજવાડી, વગર કેળવાયલા સિપાઇઓ ખુશ થયા. મોડી રાત સુધી તે સિપાઈ-ઓની ફોજને ગાનતાન અને નેત્રકટાક્ષમાં તે વેશ્યાએ લુબ્ધ કર્યાં. સર્વ સિપાઇઓ તે વર્તાવમાં એટલા બધા તલ્લીન થયા કે આખી રાત વીતી ગઈ તેનું ભાન પણ તેમને ન રહ્યું. પરોડીએ સૌ પોત-પોતાના શસ્ત્રાસ્ત્ર સંભાળવા લાગ્યા. ગુણીકાએ રાત્રીની પોતાની મેહે-નત માટે તે સિપાઇઓનાં ગજવાં ખાલી કરવાની વાકચાતુરી ચલાવી. નિર્ધન સિપાઇઓ આપી ન શકવાની શરમથી આઘા પાછા થઈ મોઢાં સંતાડવા મંડયા. તબલચી અને સારંગીવાળા પોતાનો સાજ સમેટવા મંડયા. તેમાંના એક જણે આ ગડબડનો લાભ લઈ પેલી પલળેલી રાખનો પોટલો બાંધી પલાયન કર્યું. ગુણિકા પણ જાણે નિરાશ થઈ હોય, તેમ પેલા સિપાઈ ખાં સાહેબોનો તિરસ્કાર કરી પોતાના માણસો સહિત ચાલી ગઈ. તરત પ્રભાતનો પ્રકાશવા માંડયો. એકાદ સાવચેત સિપાઇએ ચોરની રાખના ઢગલા તરફ નજર કરી તો સફા-ચટ્ટ મેદાન! કાંઈજ ન મળે! તેણે બીજા સિપાઇઓને સંબોધીને કહ્યું કે–" જુઓ, યારો! પેલી ઠગારી નાયિકા તમારૂં નાક કાપી ગઈ!" સૌ એક બીજાના મ્હોં સામે જોવા લાગ્યા. એટલામાં ખુદ રાજા પોતાના ઝુરીઆઓ અને અંગ રક્ષકો સહિત ત્યાં આવી પહોંચ્યો. તેણે રાત્રિની હકીકત સાંભળી. પેલા બેવકુફ સિપાઈઓને કેદ કરવાનો હુકમ આપ્યો. તરત રાજમહેલમાં જઈ રાજના તમામ અમલદાર અને નોકરોને બોલાવી કચેરી ભરી. તેમાં આ પરાક્રમી ચોરને જીવતો પકડી લાવનાર અથવા પુરી સાબિતી સહિત તેનું માથું લાવનારને માટે મોટી રકમનું ઈનામ જાહેર કર્યું. પરંતુ કોઈ રાજના

અમલદારે તે વાતનું બીડું ઝડપ્યું નહિ. છેવટ એક ફાપુ નામે પ્રસિદ્ધ ગુણિકાએ તે સાહસ માથે ઉઠાવ્યું; અને ત્રણ દીવસની મ્હેતલ લીધી. ત્રીજે દિવસે સવારે તે ગુણિકાએ એક માણુસનો કાપેલો હાથ લઇને રાજાની હઝુરમાં આવીને તે હાથ ચોરનો છે એમ જાહેર કર્યું. હજુ ગુણિકા પોતાની વિતક વાત કહેતી જ હતી ત્યાં સિપાઇઓએ એક કાપેલા હાથવાળા કંદોઇને રજુ કર્યો. હકીકત એમ સમજાઈ કે ચોર કંદોઇને ત્યાંથી મીઠાઇ લેવાને બહાને તેનો હાથ કાપી લઈ ગયો, ને વેશ્યાને ત્યાં જઈ તેને છેતરી હાથમાં ચોદોરી બંધાવી ચોકમાં હાજતે જવાનું બહાનું કરી નાશી ગયો. આ બનાવથી રાજાએ તે રાંડને "જશને બદલે જુતીઆ"નો શિરપાવ આપી રવાને કરી. હવે રાજા ચોરના સાહસથી હાર્યો. તેણે પોતાના કોઈ અમલદાર કે નોકરમાં ચોરને પકડવાની શક્તિ કે હિંમત ન જોઈ, ત્યારે આજરાત્રે પોતે ચોરને પકડવા જવાનું જાહેર કર્યું; અને તે માટેની તૈયારી કરવા માંડી. કારાયલનો પુત્ર વીંઝાર દરેક વખતે રાજ કચેરીમાં પોતાના બાપની વતી હાજર રહી સર્વ બાતમી મેળવતો અને સમય આવે તેનો ઉપયોગ પણ કરતો.

હવે આપણે પતિ વિયોગથી મહા કષ્ટમાં પડેલી કપુરી તરફ નજર કરીએ. તે પોતાના મૃત પતિનું માથું પારણામાં નાખી હાલ-રડાના સ્વરમાં વિલાપ કરતી હતી. અને પૂર્વના પતિ સહવાસના સુખોને સંભારી સંભારીને ગુપ્તપણે વિલાપ કરતાં દિવસ ગત કરતી હતી. કપુરી હાલરડાં ગાય છે.

"હાલો કરિયાં હીલો કરિયાં ટપોરિયાં તય રોય;
શિર હી સમેં જામજો, તેં કે માઠ ન કરાય કોય !"

અર્થઃ—હું હાલરડાં ગાઉં, હીંચોળું, અને હાથથી થાપડું, તેમ છતાં પણ તે તો રોયાજ કરે. આ સમા સરદારના મસ્તકને કોઈ છાનું રાખતું નથી. અર્થાત આ મારી નિત્યની કૃત્રિમ કાર્યવાહિ બંધ પડતી નથી; અને જાહેરમાં સૌભાગ્ય ચિન્હોને તિલાંજલી આપી પતિનો શોક જણાવવાની મને તક મલતી નથી એ અસહય છે.

વળી કપુરીને પોતાના પૂર્વ સુખોની સ્થીતિ યાદ આવતાં બોલી.

" કડેંક બેરીં મેં બૂર કડેંક પન હિકડો;
કડેંક પિરિયન જો પૂર અજ સકાં ઉનીંજે સડેંકે!"

**અર્થઃ**—જેમ કયારેક બોરડીઓમાં બોર-ફળ આવવા માટે નવીન ફુલ આવે છે; કે કયારેક તેમાં એકાદ પાંદડુંજ હોય છે; તેમ કયારેક મારા પ્રીતમ—કારાયલનાં પૂર હતાં. આજ હું તેના સાદ-અવાજને પણ તલખું છું. એ સમયનો ફેરફાર છે.

આ વખતે સાંજ પડી હતી. આગલી રાતે વીંઝાર પોતાના પિતાના ધડ શબને અગ્નિદાહ કરી આવ્યો હતો. રજપૂતોના રિવાજ પ્રમાણે આજ ત્રીજે દિવસે તેની ટાઢી (રાખ) ઠારવાની હતી. તે વાતનું સ્મરણ આવતાં કપુરી સ્વગત કહેવા લાગી.

" સિજ ઉલથોને સાંજી પઈ, વણેં વિઠા કાંગ;
પો સુણી સાંજિય-બાંગ, પિરિયંન થ્યા પંધમેં!"

**અર્થ**:—સૂર્ય આથમ્યો. સાંજ પડીને વડના ઝાડો પર કાગડાઓ રાત્રિની વિશ્રાંતિ લેવા માટે આવી બેઠા. પછી સાંજ વખતની મસજીદમાંની મુલ્લાંની બાંગ સાંભળીને મારા પ્રીતમ પંથે પડયા.

વળી અસ્ત પામેલા સૂર્યને ઉદ્દેશીને કપુરીએ કહ્યું કેઃ—

" સિજ સુંવારે રભજા, તું ઉલઈ મકર અવેર;
તેસીં તાંઈ તગજ, જેસીં પિરિં પંધમેં!"

**અર્થ**:—હે ઇશ્વરના ઉત્પન્ન કરેલા સૂર્ય, તું આથમીને અવેર-અંધારૂં—મોડું મ કર. તું ત્યાં સુધી તારા પ્રકાશને ટકાવી રાખજે કે જ્યાં સુધી મારા પ્રીતમ પંથમાં હોય; કે જેથી રસ્તામાં તેને અંધારામાં અથડાવું ન પડે.

કારાયલ સમાનો પુત્ર વીંઝાર તેના બાપની પ્રતિકૃતિ—આબેહુબ તસ્બીર હતો. ઉમ્મરના તફાવત સિવાય તેમના અવયવોના ઘાટની ભિન્નતા કળી શકાય તેમ નહતું. તેમ સ્વર પણ બંનેનો તેવોજ હતો. એક રાત્રે કપુરી અર્ધ નિદ્રિત સ્થીતિમાં કારાયલને સ્વપ્નમાં જોતી હતી. તે મોડી રાતના સમયે વીંઝાર બહારથી આવ્યો. તેણે નોકરને સાદ કર્યો. તે સાદ કપુરીને કારાયલનો ભાસ્યો. તેણે ધાર્યું કે કારાયલ આવ્યો. તેથી બેબાકળી ઉઠી બારણાંમાં સામી આવી, અને જોયું તો વીંઝાર ઉભો હતો. ત્યારે તે બોલી કેઃ—

" કારાયલ જો સડ સુણી, આઉં ઉધરકી ઉઠીઆસ;
વેઓ કારાયલ નિકરી, આઉં ધુવડસેં ધડેયાંસ;
પો ઓર ઉંની જે પેઇઆસ, જેંજા તડીંનમેં તકીઆ!"

**અર્થ**:—હું કારાયલનો સ્વર સાંભળીને એકદમ નિદ્રામાંથી ઉધરકીને જાગી ઉઠી. પરંતુ કારાયલ તો વહેલોજ નીકળી રવાના થઇ ગયો હતો. પણ હું જેને પ્રેમના પંથની કશી માહિતી જ નથી એવા ઉલ્લુને મળી. ( અહીં પિતૃ ઘાતી વીંઝાર પ્રત્યેનો કપુરીનો ખુલ્લો તિરસ્કાર છે. ) પછી હું એવા માણસોને પાનારે પડી કે જેમના વિશ્રામ સ્થળ પર્વતોની ટેકરીઓ અને ભેખડોમાં છે.

વળી કપુરીને પોતાના પુત્ર પ્રત્યે તિરસ્કાર આવતાં બોલી કે:-

" અછો પાણી લુડ થ્યો, કારો કયોં કગનં;
વિઠા ઉંઝ મરંન, સર મથે હંજડા ! "

**અર્થ**:—આ જીંદગીની મજાહ રૂપી શ્વેત જળ ડોળાયું. મારા હિતશત્રુ કાગડાઓએ તેને કાળું કરી નાખ્યું. તેથી આ પ્રાણ રૂપી હંસો શરીર રૂપ સરોવર ઉપર બેઠાં બેઠાં તરસે મરે છે.

આમ તર્ક વિતર્ક કરતી કપુરી કેટલીક વાર ત્યાં ઉભી હતી. પછી ઘરમાં આવી ત્યારે સ્વભાવિક રીતે તેની દ્રષ્ટિ પારણામાં પડેલા કારાયલના શુષ્ક માથા તરફ ગઈ. અરૂણનો પ્રકાશ હવે ચો તરફ ફેલાતો હતો. કપુરીએ તે માથા પર ઢાંકેલું રેશમી વસ્ત્ર ખસેડી જોયું, તો તેની ચામડીનો રંગ કાંઈક કાળો પડી ગયો હતો, અને લોહી ને માંસ સુકાઇ જવાથી હાડકાં દેખાતાં હતા. તે જોઇને કપુરી બોલી કે:-

" કારૂ જર ! કારો થેં. તો જેં હડેં છડયોં મા;
સોંન વેંણા સિપારી, તોજો સોસેં ગેડાં ઉંસા ! "

**અર્થ**:—હે કારૂંજર-કારાયલ ! તું હવે રંગે કાળો થયો. તારા હાડકાંઓએ માંસ મુકી દીધું છે. મારા સોનાનાં વર્ણ જેવા પ્રીતમ ? દુશ્મનોએ તારો શ્વાસ શોસી ચુસી ખેંચી લીધો.

સંસારના સુખોની અનિત્યતા વિષે ખ્યાલ આવતાં પતિ વિયોગીની કપુરીએ કહ્યું કે.

વળી કારાયલની આંખો અને તેની તસ્બીર વગેરે યાદ આવતાં કપુરી બોલી કે:—

" કાઇજર નેંણાન, કો કો સાંખું રતિયું;
અસાં વેંણુ સેણાન, સુંગગમેં સભર ભાઇઆ!"

અર્થઃ--હે પ્રીતમ? તારી કાળી આંખો અને તેમાં કોઈ કોઈ રાતી રેખાઓ હતી. અમારા પ્રેમ કલહના વચનોને સહન કરનાર! હું તારા વડે નિર્જન જંગલમાં પણ ધૈર્ય ધરીને રહી શકતી હતી.

એ પ્રમાણે કપુરીનો સમય હમેશાં કારાયલના દુઃસહ વિયોગ અને તેના વિલાપમાં જતો હતો. વીંઝાર પિતાના દુઃખદાયક મૃત્યુ પછી માતાના સમાગમમાં તેના તિરસ્કારના ભયથી–ઓછો જ આવતો. અત્યારે વીંઝાર ઘરમાં આવ્યો છે, એ વાત કપુરી જાણતી હતી. તેથી તેણે દાસીને કહ્યું કે–"ભાઇને કહો કે બહાર જવા પહેલાં મને મળતાં જાય." દાસી વીંઝારના ઓરડા તરફ ગઇ ને "ભાઈ આવે છે" એમ પાછી આવી કહ્યું. તરતજ તેની પુંઠે વીંઝાર માતા પાસે આવી અદબથી ઉભો. કપુરી તેના મુખ પ્રત્યે જોતી હતી. તેને વીંઝારે નમ્ર ભાવથી પુછયું. "માજી શી આજ્ઞા છે?"

"વીંઝાર! સમા વંશની ભવિષ્યની શુભ આશાઓના સ્થાન થવાના ઉમેદવાર વીંઝાર!" કપુરી દ્રઢતા પૂર્વક પણ ધીમા અને સ્પષ્ટ શબ્દોમાં બોલી–"મને તારે આ વિષમ દુઃખમાં કયાં સુધી રાખવી છે? હું મારા પ્રિય પતિની પાછળ લૌકિક શોક રીતિ ન કરી શકું! એ કેટલો જુલ્મ? શું એક પતિવૃતા–વિધવા એક ક્ષણ પણ સૌભાગ્ય ચિન્હો રાખી શકે? જો તું કાઠી રાજાથી બીતો હો તો તું મને રાતોરાત તારા દાદાના રાજ્યમાં પચ્છમ મોકલી દે! કે જયાં જઈને હું મારા મનનો ભાર હલકો કરૂં. મને આ સ્થીતિમાં એક ઘડી પણ ચેન પડતું નથી."

"પુજય માતુ શ્રી!" વીંઝારે અતિ નમ્ર ભાવે પણ નિઃશંકપણે ઉત્તર આપ્યો–"આપણાં દુઃખની નિવૃત્તિના ઉદ્યોગમાંજ રાત્ર દિવસ હું મચેલો છું, અને ઈશ્વર કૃપાથી આપણે થોડાજ સમયમાં મારા પિતાની આબરૂ મુજબ તેની ઉત્તર ક્રિયા અને લૌકિક કરી ઉજળા થઈશું. તે સાથે આપે એ પણ ખ્યાલમાં લેવાનું છે કે, જયાં સુધી મારા બાવાનું માથું કાયમ પડેલું છે ત્યાં સુધી આપને

માટે વૈધવ્ય દશા હોય જ નહિ. વળી દાસીના કહેવા પ્રમાણે આપ માત્ર પાણી પરજ જીવો છો. કશો આહાર લેતાં નથી. તેમ થવું પણ બરાબર નથી. કેમકે શરીરને ટકાવી રાખવા થોડા ખોરાકની પણ જરૂર છે.

"ઠીક છે તું ઝટ નિવેડો લાવ. હવે મને આ શહેરમાં એક ઘડી પણ ચેન પડતું નથી. મારે પશ્ચિમ જવું છે. વિશેષ મારા આહારાદિ વિષે તારે ચિંતા ન રાખવી. હું મરીને તારી ચિંતા અને મુશ્કેલીમાં વધારો કરવાનું યોગ્ય ધારતી નથી."

વીંઝાર માતાને નમન કરી સીધો રાજકચેરીમાં આવ્યો. આજ રાત્રે રાજા ચોરને પકડવાને માટે જાતે જવાનો છે, એ વાતનો નિશ્ચય થયેલો હતો. રાજા વીંઝારને શકની દ્રષ્ટિથી જોતો હતો. કારાયલ સમાના અચાનક ગુમ થવાથી તેના શકમાં વધારો થયો હતો. તેણે વીંઝારને પુછ્યું "કેમ કુંમાર વીંઝાર ? તમારા પિતાના શા સમાચાર છે, તેઓ કયારે આવશે ?" વીંઝારે અદબ બજાવી ઉત્તર આપ્યો. "જી હજુર ? મારા પિતાના કશા સમાચાર નથી, પરંતુ તેઓ આજ કાલમાં આવશે એમ હું ધારૂં છું."

એ પ્રમાણે વાતચિત્ત કરી રાજા અને વીંઝાર બંને પોતાનું રાત્રિનું કર્તવ્ય બજાવવા માટે જુદા પડયા. આજના બનાવનું પરિણામ જાણવા માટે રાજ દરબારના સર્વ માણસો ઉત્સુક હતા. રાજાએ દરેક દરવાજા પર સખ્ત ચોકીઓ રાખી ખુલ્લા રખાવ્યા હતા. રાત્રિનું અંધકાર વધતાં રાજા પોતાના પાણીદાર ઘોડા પર સ્વાર થઈ શહેરના અગ્નિ ખુણા તરફ આવેલા મુખ્ય દરવાજામાંથી બહાર નીકળ્યો. ત્યાં એક ધોબીને+ પોઠીઆપર કપડા ભરીને જતો જોયો.

+ આવીજ વાત "વિક્રમ ચરિત્ર"ની વાર્તામાં આવેલી પ્રસિદ્ધ છે. તેજ પ્રમાણે વીંઝારની ચતુરાઇ બતાવવાને વાર્તા કહેનાર વંશ પરંપરાથી કહેતા આવે છે. તો પછી તેમાં પહેલું કથન કોનું છે, તે અમે કહી શકતા નથી. કવિ સામળ ભટ્ટે સંસ્કૃત "સિંહાસન બત્રીશી" ને આધારે "વિક્રમ ચરિત્ર" ની વાર્તા વિસ્તારેલી છે. મુળ ગ્રંથમાં આ વાત છે કે નહિ એ અમારી જાણથી બહાર છે. માટે આ બાબતમાં સુજ્ઞ વાંચક નિવેડો કરી લેવો.

તેને સવાલ પુછતાં તેણે કહ્યું કે–" હું જનાનખાનાનાં કપડા ધોનાર ધોબી છું–ઉનાળાના સખ્ત તડકામાં રેશમી અને જરીના વસ્ત્રો બગડી જાય માટે રાત્રે ધોવા નીકળ્યો છું" રાજાએ કહ્યું કે–" શહેરમાં ચોરનો આટલો બધો ભય છતાં તું કીંમતી વસ્ત્રો લઈને રાત્રે કેમ નીકળ્યો છે ?" ધોબીએ કહ્યું–" આજ હજુરશ્રી જાતે ચોકી પર જનાર છે, એમ સાંભળીને હું ખાસ કરીને નીકળ્યો છું." આ જવાબથી રાજા સંતોષ પામ્યો. તે આગળ ચક્કર મારવા ગયો અને ધોબી કપડાં ધોવા લાગ્યો. ફરી રાજાના ઘોડાનો ડબો સાંભળતાં ધોબીએ " ચોર ચોર "ની બુમ પાડી. રાજા ત્યાં દોડી આવ્યો અને " ચોર ક્યાં છે ?" એમ પુછતાં ધોબીએ કહ્યું, " ખાવીંદ, આપના આવવાનો અવાજ સાંભળી હમણાંજ તે તળાવના પાણીમાં કુદી પડયો. તે આ તરતો તરતો જાય છે." રાજાએ દ્રષ્ટિ કરી તો તેણે થોડે દુર તળાવમાં કાંઇક તરતું જોયું. તે મનુષ્યના માથાના જેવી આકૃતિ હતી. તરત તેણે પોતાનાં કપડાં તથા ઘોડો ધોબીને સોંપી કટીબંધ થઇ મોઢામાં તલવાર પકડી તળાવમાં જંપલાવ્યું. અને પેલા આકાર તરફ ઝપાટા બંધ ચાલ્યો. તળાવને અર્ધ પંથે તે પેલી આકૃતિની નજીક જઇ પહોંચતાં એક હાથથી તેના પર તલવારનો પ્રહાર કર્યો. તેથી માટીનો ઘડો ફુટવા જેવો મોટો અવાજ થતાં રાજા અજાયબ થયો. તેણે જોયું તો માટીથી ખરડેલો તે ઠીકરાનો ઘડો હતો. રાજાને ધોબી પર શક પડતાં તરત પાછો વળ્યો. તળાવને કાંઠે આવી જોતાં કાંઇ જ ન મળે ! એકલો ભીંના પોતીઆથી હાથમાં તલવાર સમેત દરવાજે આવ્યો તો તેના કમાડ બંધ. બૂમો પાડી દરવાજા ખોલવા હુકમ આપતાં જવાબ મળ્યો કે–" રાજા તો હમણા જ ઘોડે સવાર થઇને શહેરમાં ગયા ને ચોર બહાર સપડાયો છે. તેથી દરવાજો બંધ કરવાની આજ્ઞા આપી છે. માટે તે નહિ ખુલે." રાજાએ પોતાની ઓળખાણ આપી દરવાનને સમજાવ્યું પણ વ્યર્થ ગયું. છેવટ રાતે શહેર બહાર કુંભારના નિભાડાના આશ્રયે આવી રાત ગાળી. પરોડે દરવાજા ખુલતાં ચૂપાચુપ રાજમહેલમાં દાખલ થઇ ગયો.

સવારે કાઠી રાજા હરસુરે દરબાર ભરી જાહેર કર્યું કે– "અમે આ હિંમતવાન અને ચતુર ચોરની બહાદુરી અને ચતુરાઈથી ખુશી થયા છિયે. તેથી અમે અમારા કુળ ધર્મની પ્રતિજ્ઞાથી જાહેર કરીએ છિયે કે, અમે તે ચોરના સર્વ ગુન્હા માફ કર્યા છે. તેથી જો તે પોતાના અદ્દભૂત કાર્યોની હકીકત અમારી રૂબરૂ આવી ખરેખરી નિવેદન કરશે તો અમે તેને અમારો મંત્રી અને પ્રધાન નીમીશું. માટે આજ સાંજની કચેરીમાં તેણે પોતાના કાર્યોની પ્રત્યક્ષ સાબીતીઓ સાથે હાજર થવું.

રાજાની આ પ્રતિજ્ઞા સાચા ભાવની યાને કપટ રહિત છે, એમ વીંઝારને ખાત્રી થતાં તે સીધો ઘેર આવ્યો ને પોતાની માતાને સઘળી વાત નિવેદન કરી સાંજે બરાબર કચેરીને વખતે વીંઝાર પોતાના પિતાનું મસ્તક અને રાજાના ખજાનામાંથી આણેલા કેટલાક કીંમતી ઝવાહીરો લઇને દરબારમાં ગયો.

આ ચીજો પોતાના એક સાથી સાથે ખાનગી ઉપડાવી હતી, કે ઈશારો થતાં તે હાજર કરે.

કચેરીમાં સૌ અમીરો અમલદારો અને બીજા માનદ સભ્યો આવી બેઠા પછી રાજાએ ચતુર ચોરને આપવા માટેનો કીંમતી પોશાક મંગાવી પોતાના આસન પર મૂકયો. સર્વ ચૂપચાપ હતાં. હવે કોણ ચોર છે અને તે શી રીતે પ્રસિદ્ધિમાં આવે છે! તે જાણવાને સૌ તલપી રહ્યાં હતાં. થોડી વાર સુધી કેવળ શાંતિ રહી. હવે કોણ અને શું બોલશે તે જાણવાને સૌ એક બીજાના મોઢા તરફ જોતા હતા. તેટલામાં વીંઝારે ઉઠીને તે શાંતિનો ભંગ કર્યો.

રાજાના સિંહાસન નજીક થઈ બાઅદબથી કુર્નેશ બજાવી એક શૂરવીર રાજવંશીને છાજે તેવી છટાથી વીંઝારે રાજાને ઉદ્દેશીને કહ્યું.

"કાઠી વંશના મુકુટમણી રૂપ મહાન નરપતિ, આપની અને સામાન્ય પ્રજાની નજરમાં ગુન્હેગાર ઠરેલા અને આપને તથા આપના અમલદારોને ચિંતામાં નાંખી જેહમત આપનાર અમે પિતા પુત્રજ આપના અપરાધિ થયા છિયે. પરંતુ તે સાથે મારે ખુલ્લાસો કરવાની ખાસ જરૂર છે કે–અમે આપના ખજાનામાંથી તેમજ શહેરના

શ્રીમંતોના ઘરમાંથી જે દ્રવ્ય લીધું છે, તે અમારા પોતાના કે પરિવારના પોષણ માટે નહિ. પણ આપના દીન પ્રજાજનોના તથા કળાધારી યાચકોના પોષણ અર્થે લીધું છે. તેમ છતાં આપના ગુન્હામાં આવ્યા છીએ; તે માટે અમને ક્ષમા કરશો. તરત જ પોતાના સાથીને ઇશારો કરતાં તેણે રેશમી વસ્ત્રમાં વીંટાયલું કારાયલ સમાનું માથું અને રાજાના ખજાનામાંથી ચોરાયલા મોટી કીંમતના અલભ્ય હીરા અને બીજા ઝવાહિરો રજુ કર્યા. વસ્ત્ર ખોલી સર્વની અજાયબી વચ્ચે કારાયલનું માથું રાજાને બતાવતાં વીંઝાર ફરી બોલ્યો કે, " આ પચ્છમના જામ અભેરાજજીના શૂરવીર પુત્ર અને મારા તીર્થ રૂપ પિતા કારાયલ સમાનું મેં મારા હાથે કાપેલું મસ્તક છે. આપના કંજુસોનો સરદાર મંત્રી ઓધવનું માથું કારાયલના ધડ ઉપર ગોઠવનાર પણ હુંજ હતો. કેમકે તે કંજુસ મંત્રી આપની પ્રજાનો શત્રુ હોઇને દુનિયાને દુઃખ રૂપ હતો. પ્રજાનું દ્રવ્ય હરણ કરવાની તથા તે પ્રજા હિતમાં ન ખર્ચવાની આપને હમેશાં બદ સલાહ આપતો હતો. આપ રાજા હોવાથી નિર્દોષ છો. આવા ભયંકર દુષ્કાળમાં આપે પ્રજાને કાંઈ જાણવા જોગ આશ્રય ન આપ્યો તેના કારણ રૂપ આ મંત્રી હતો. આપ તથા આપના અમીરો કદાચ મને મંત્રી ઓધવના ખુની તરીકે તિરસ્કારની દ્રષ્ટિથી જોશો. આપને વંશ પરંપરાથી રાજ્યના વારસામાં પ્રાપ્ત થયેલા કીંમતિ ઝવાહિરો જે રાજની દોલત અને શોભા છે તે બીજા દ્રવ્યની સાથે અમારે હાથ આવી જતાં મેં સાચવીને રાખ્યાં હતાં, તે પુનઃ આપના ચરણોમાં રજુ કરૂં છું." એમ કહી વીંઝારે ઝવાહિરોનું વસ્ત્ર ખોલ્યું. સર્વની અજાયબી વચ્ચે લાખોની કીંમતના મોટા હીરા માણેક નીલમ પોખરાજ અને બીજા કીંમતિ પત્થરોનો જળહળતો પ્રકાશ થયો. પોતાના કાર્યોની પ્રત્યક્ષ સાબીતીઓ રાજાના ચરણ સમિપે મુકી, વીંઝાર પોતાની મિસલ પર બેઠો. હવે રાજા શું બોલે છે, તે સાંભળવાને સર્વ એક પગે થઇ રહ્યા. વીંઝારના સપ્રમાણ અદ્ભૂત પરાક્રમોનું વર્ણન સાંભળી રાજા હરસુર તો આશ્ચર્યના સમુદ્રમાં ગોથા ખાવા લાગ્યો. છેવટ કેટલોક સમય વીતતાં રાજા કાંઇ ચોક્કસ નિશ્ચય પર આવ્યો હોય તેમ સ્પષ્ટ શબ્દોમાં બોલ્યોઃ—

"હે, સમાવંશના કુળદીપક રાજકુમાર ! હું તારી બહાદુરીથી અતિશય પ્રસન્ન થયો છું; તેથી તારા સર્વ ગુન્હા માફ કરૂં છું; અને મારી પ્રતિજ્ઞા અનુસાર હું તને ઇનામ પોશાક અર્પણ કરૂં છું. તે ગૃહણ કર!" કાઠી રાજાએ તે પોશાક અને સોના મહોરોને હાથ લગાડી મુખ્ય હજુરીને ઇશારો કરતાં તેણે તે ઉપાડી વીંઝારને આપ્યા. વીંઝારે ઉપકારથી માથું નમાવી તે સ્વીકાર્યા કે, ફરી રાજા હરસુરે કહ્યું કે, "મારે એક નીતિકુશળ મંત્રીની જરૂર છે. માટે જો તારી ઇચ્છા હોય તો તે જગા પર હું તને અત્યારેજ નીમું."

"કાઠી નરેંદ્રોના શિરતાજ ! આપની આટલી બધી કૃપા અને ઉપકારને લાયક હું નહિ છતાં આપે ઉપરા ઉપરી જે ઉદારતાની વૃષ્ટિ મારા પ્રત્યે કરી છે તેથી હું આ જન્મ પર્યંત આપનો આભારી રહીશ. આપની છેલ્લી મમતા યુક્ત આજ્ઞાનો હું સ્વીકાર કરી શકતો નથી તેથી દિલગીર છું. કેમકે મારા વૃદ્ધ પિતામહનો મારા પિતાને નામે પત્ર છે. તેમાં તેઓ તેમને યુવરાજ પદ આપવા માટે ખાસ કરીને પચ્છમ બોલાવે છે. કારણ કે મારા વડીલ કાકા કુમાર ભોજ-રાજ થોડાક વખત પર સિંધની સરહદપરના બલોચો સાથેના યુદ્ધમાં સ્વર્ગવાસી થયા છે. મારા પિતાના મરણથી સમગ્ર જગતની માફક હજુ સુધી મારા દાદા અજ્ઞાત છે. મારી માતા કપુરી સંધાર પતિની ઉત્તર ક્રિયા ન થવાથી નિરાહાર દિવસો ગાળે છે; તેથી અત્રે પિતાની ઉત્તર ક્રિયા અને લૌકિક કરી હું તરત મારી માતાને તેડીને પચ્છમ જઇશ; અને ત્યાં પણ આપના ઉપકારનું સ્મરણ કરતો રહીશ. તેમ આપ પણ મને પોતાનો જાણી આજ્ઞાપત્ર પાઠવતા રહેશો." આટલું બોલી વીંઝારે ફરી રાજાને નમન કરી રજા માગી. ત્યાંથી ઘેર આવી તેણે પિતાનું લૌકિક કર્યું; અને માતાને સર્વ વિતક વાત કહી સંભળાવી.

ત્યારબાદ વીંઝારે પોતાના પિતાના મસ્તકને મોટા માનથી આર્ય ધર્માનુસાર અગ્નિ સંસ્કાર કરી તે દિવસથી માંડીને તેર દિવસ પર્યંત સર્વ ઉત્તર ક્રિયા કરી. ઘણા બ્રાહ્મણો, ભાટ, ચારણો અને ભિક્ષુકોને કારાયલસમાના પુણ્ય નિમિતે ભોજન આપ્યું અને

રાજાના તમામ લશ્કરને ખાણું આપ્યું. એ પ્રમાણે પિતાનું પરોજણુ (દહાડો) કરી વીંઝાર સૌ સ્નેહીઓને હળી મળી ફરી રાજા હરસુરની રજા લઇ પોતાના સમા રજપૂતોની ટુકડી સહિત માતા કપુરીને તેડી જામ કુનરીએ જવા રવાને થયો. ત્યાં કારાયલના મરણ સમાચાર જાણી જામ અભેરાજ ઘણો દિલગીર થયો. તેણે ફરી ત્યાં લૌકિક કર્યું. કેટલાક દિવસ શોક પાળ્યા બાદ કુમાર વીંઝારને યુવરાજ પદ આપી જામ અભેરાજે પોતાના રાજ્યનો ભાર તેના પર નાખ્યો; અને પોતે શાંતિમાં રહી ઇશ્વર ભજન કરવા લાગ્યો.

આ વાર્તાના સમય માટે વાર્તા કહેનારા ચોક્કસ રીતે એકમત થતા નથી. કેટલાકનું કહેવું છે કે, જ્યારે જામ ફુલ ગાદી પર હતો ને તેનો પુત્ર પ્રસિદ્ધ "લાખો ફુલાણી" કુંવર પદે હોઈને ધાડ પાડતો તેવા સમયમાં કારાયલસમો થયો. તે વખતે લખપત તરફ ધૂનેરી ગામમાં કોઇ ખેંગાર નામે રાજા હતો. તેની આથો (પશુ સમુદાય) લાખો હરી જતો તે વિષે ભાટો કહે છે કે:-

"ધુનેરિયા ઘેડ કરે, ઉભો તાંઇ આય;
હનેં મથા હથડા, સે લાખો તાં ન લાય;
સેતો વિઝાં કાય, ખંને હેઠા ખેંગારજે."

**અર્થ**:-ધુનેરીથી (પગના ઘસારાથી) જમીન ખોદીને તે ઉભો જ છે. લાખો કદી ઘોડાના હંના (કાંદાનો આગલો ભાગ) પરથી હાથ હેઠા ઉતારતો જ નથી; અર્થાત તે સદા ઘોડા પર ચડી ફરતોજ ફરે છે અને તે જઈને ખેંગારના ખાંડા-તલવાર હેઠેથી પશુઓને હરી લાવે છે.

વળી કોઇ પશુ પાળકને ઉદ્દેશીને કોઇ કવિએ કહ્યું છે કે:

"વગ મ વ્યાર વેસલા, જ ચારિયેં ચિત્રાણું;
લાખે લડાવણ જો, ઇ પેલો પિઆણું;
સીને સિત્રાણું, જેં વગ વારે કે વાટ કાય."

**અર્થ**:--જો તું ચિત્રાણું પર્વત* પર તારા પશુઓને ચરાવવા

---

* આ ચિત્રાણાની પ્રસિદ્ધ ધાર અબડાસા તરફના ગામ ભિટારા, ચિઆસર અને કોટડી વગેરે વચ્ચે છે.

ઇચ્છતો હો તો તારા વગ (બકરાં અને ગાડરના સમુદાય) સુંના મ રાખ; કેમકે અમ માગણુ લોકોના લાડ પુરા કરનાર લાખાની એ પેશી મજ્જલ છે. તે છાતીનો સિત્રાણું એટલે મહા બળવાન છે. જેણે ઘણાનાં વગો વાળીને વાટે કર્યા છે; અર્થાત લઈ ગયો છે.

એ પ્રમાણે "કારાયલસમા"ની હકીકત પૂર્ણ થાય છે. અમારી શોધમાં તેને લગતી જે હકીકત મળી છે તે અમે યથાક્રમમાં ગોઠવી પ્રજા સમક્ષ રજુ કરી છે; પરંતુ તે સંબંધે અમે આપેલું સાહિત્ય સંપૂર્ણ છે એમ અમારો દાવો નથી. આ વાર્તાના સબંધમાં સિંધના સુપ્રસિદ્ધ મહાકવિ સૈયદ અબ્દલતીફશાહ ભિટાઇના બેતો ઉપયોગમાં આવી શકયા નથી તેમના "રિસાલ"માં કારાયલના જે બેતો છે તે વાર્તા સાથે સબંધ ન ધરાવતાં મોર પક્ષી અને કાળા સર્પના અર્થમાં છે. સિંધી લોકો કારાયલને 'કારાઇડો' કહે છે. અને કારાઇડાના સુર-રાગમાં બેતો અને કાફીઓ ગાય છે. તેની કાફી જે ગવાય છે તે માંહેલી એક નીચે પ્રમાણે છે.

રાગ-કારાઇડો

લિખ્યો અંગ કેં કે ડોની* ડીઆં
સમેં જે સર પીંગે× પાય લોડીઆં.-લિખ્યો

કડાકો સુંણી આઉં કારાયલ જો
ઘોડી ઘોડી સરઇ તી થીઆં.-લિખ્યો.

સપનાં થઈ વેઆ સિપરીં‡ હાણે
આઉં જગમેં જોર જીઆં.-લિખ્યો.

સેંણ÷ સિરી વેઆ ઓરે અસાંકે
ડાઢે+ ડુખડેં ૧ડીઆં.-લિખ્યો.

થડક થડક તા થડકેં અસાંજા
હેકલડા અઈ હીંયાં.-લિખ્યો.

કપુરી સંઘાર પુછેતી કિત વેઆ
મુંજા માર્ણીગર મીંયાં.-લિખ્યો.

કારાયલ અને કપુરી જેવાં રત્નોને રમાડનારી વીર જનની કચ્છ ભુમી! રત્ન ગર્ભા માતા! તારાં વીરત્વના જુઆળ ઓસરતાં તો નથી?

---

* દોષ ×પારણું ‡ સ્નેહી ÷ સ્નેહી + સખત ૧ તરફ.

# રાજપૂતોની ખાનદાની.

મું જાસરને પાદર થઇને નીકળીએ અને ભોંકાભાઇને અંજલી કસુંબો પાયા વિના ચાલ્યા જાઇએ તો આખા ભવનું મ્હેણું રહીજાય. ચાલો બાપા, જાઓ, કોઈ ભોંકાભાઇને તેડી આવો.

આપા રામા કસુંબો રખડી પડશે હો, અને જંગ થાશે. નાહક ઝાટકા કાં ઉડાડો છો ? રહેવાદ્યો, વાત વધી પડશે. ઝેરનાં કદી પારખાં હોય ? તમે એનાં સગાં માશીઆઇને મારી તેની લોથ ઢાળી ચાલ્યા આવો છો. એ કસુંબામાં મીઠાશ કેવી રહેશે ?

અરે ફીકર નહિ. ભોંકો ને હું તો એક માના જણ્યા ભાઈ જેવી હેત પ્રીત રાખીએ છીએ. ભોંકાને મામૈયા સાથે કયાં સલુક હતું.

આપા રામ, રહેવા દે. કહું છું કે, રહેવાદે. ભોંકાભાઇને મામૈયા સાથે સારાસારી નહોતી પણ તોય ભાઈનું લોહી તપ્યા વગર ન રહે; ચોટીલો છેટો થઈ પડશે હો.

એ બાપ, બસ કરો. ભોંકાભાઇને હાથે મરવું ભલું પણ કસુંબાનો ચોર તો નહિં ઠરૂં. બોલાવો, કહું છું.

સોરઠની સરસ્વતી જેવી સાતલ્રી મૈયા આથમણી દિશામાંથી ઉગમણે રસ્તે સૂરજ મહારાજને અંજલી આપતી આપતી નાનકડા પ્રવાહમાં ચાલી જાય છે; અને આજ પ્રભાતને પહોરે એ સતવાળીના કાંઠા ઉપર મુંજાસર ગામને સીમાડે પચીશ કાઠીઓના પડાવ થઈ ગયા છે. લોઢાના થાંભલા જેવી એની કાયાઓ, ભમર ભાલાં ને પલંગ જેવી પીઠવાળી ગજાદાર ઉત્તમમાં ઉત્તમ ઘોડીઓ દીઠાથીજ ઓળખાઈ જાય છે કે આ પરોણા તો પાંચાળની કંકુવરણી ધરતીમાંથીજ સોરઠને માથે ઉતર્યા છે. એ પચીસ અસ્વારોનો સરદાર ચોટીલાનો રામો ખાચર છે. સોરઠની આખી ધરતી વીંધીને ત્રણ ત્રણ દિવસના પંથ કાપતો રામો ખાચર જુનાં વેર વાળવા પોતાનો રિસાલો લઇને માલશીકું ભાંગવા ચડયો હતો. માલશીકું

ભાંગી જુના વેરી મામૈયાવાળાને મારી માલશીકાનો માલવાળીને રામો ખાચર વળી નીકળ્યો છે. માલશીકાની ગાયો ભેંસો એનાં બચ્ચાંઓને વિજોગે ભાંભરી રહી છે.

પચીશ કાઠીઓ પોતાના હથીઆર પડીઆર નીચે મેલીને સાતલીના તેલ જેવા નીરમાં પોતાનાં ધૂળવાળાં મોંઢાં ધુવે છે; અને ગળાં ફુલાવીને ઘોરતે નાદે ઉગતા સૂરજની સ્તુતિ લલકારે છે કેઃ—

ભલે ઉગા ભાણ ભાણ તુંહારા ભામણા;
મરણ જીઅણ લગમાણ રાખો કશ્યપ રાપૂત.

( હે ભાનુ તમે ભલે ઉગ્યા. તમારાં ઓવારણાં લઇએ છીએ. હે કસ્યપ ઋષિના કુમાર, મૃત્યુ સુધી અમારી આબરૂ જાળવજે. ) અનેઃ

આમ સામા ભડ આફળે, ભાંગે કેતારા ભ્રમ્મ;
તણુ વેળા કસ્યપ તણા, સૂરજ રાખો શરમ.

( સામ સામા જ્યારે શૂરવીરો યુદ્ધ કરતા હોય, ત્યારે કેટલાયે બહાદુરોની આબરૂ ધૂળ મળતી હોય; તે વખતે હે કસ્યપના કુમાર, અમારી ઇજ્જત રાખજો. )

કોઈ વળી ચલાળાના આપા દાનાને યાદ કરે છે. કોઈ પાળીઆદના આપા વીસામણને જય વીસળા પીર, બાપ વીસળાપીર કહેતા સંભારે છે. તો કોઈ ગીગેવ ગીગેવ, જય ગીગેવ એવા ગળતા સૂર કાઢીને આપા ગીગા ભક્તની ભક્તિ કરે છે. કોઈ એક પગે ઊભા રહી સરજ દેવનું નામ રટે છે.

એમાં કાઠીઓની લાંબી લાંબી શકરાબાજ જેવી નજરો મુંજાસરને પાદરે પહોંચી; અને બીજા બધા દેવસ્થાનોના જાપ છોડીને સહુ લલકાર કરી ઉઠયા કે " એ સામે દૂધની ત્રાંબડીઓ આવે છે. એ ગોરસનાં દહોણાં આવ્યાં. એ સામે રોટલાની થાળીઉ આવી. ચોખાનાં હાંડલાં આવ્યાં. એ સાકરના ખૂંમચા આવ્યા. હવે રહેવાદ્યો. હાથ પગ વીંછળી લ્યો. પંગતમાં બેસી જાઓ. એ દાદા, અન્નદેવતા આવ્યા. "

મુંજાસરનો ધણી ભોંકાવાળો રામા ખાચરના સમાચાર સાંભળીને

શીરામણી ઉપડાવી મહેમાનોને છાશ પાવા ચાલ્યો આવે છે. સાથે પચીશ ત્રીશ કાઠીઓનો ડાયરો ચાલ્યો આવે છે. દૂધ દહીંનાં દહોણાં સાથે લેવરાવ્યાં છે. સાકર ચોખા રોટલા અને માખણના પીંડા સાથે લેવરાવ્યા છે. સાત ગાઉનો પંથ કાપીને ચોટીલેથી રામોખાચર પોતાને સીમાડે નીકળે એતો ભોંકાભાને મન સોનાનો સૂરજ ઉગ્યો ગણાય. એનો હરખ આજ માતો નથી. માલશીકું ભાંગ્યાના એને ખબર નથી પડયા.

આ ડાયરો લઇને ભોંકાવાળો ચાલ્યો આવે છે ત્યાં તો છેટેથી એક માણસને આડો ઉતરતો જોયો. "એલા નાજભાઈ, એલા, બોલાવો બોલાવો. ઉભા રહો નાજભાઇ ઉભા રો."

પણ એ પુરૂષ તો સાંભળતો નથી. ફરી રાડ પાડી હાંકલ કરી.

"એ, નાજભાઈ, રામદુવાઇ તમને. રામદુવાઇ દેવાણી એટલે દેવપુત્ર નાજભાઈ થંભી ગયો. એના પગ ધરતીની સાથે જડાઇ ગયા. એ ઉભો રહ્યો. પણ જેમ ભોંકાવાળો નજીક આવ્યો તેમ ચારણ પોતાની પછેડી માથા ઉપર નાખીને ઘુંમટો તાણી વાંસોવાળીને ઉભા રહ્યા.

"અરે નાજભાઇ, આ લાજ કોની કાઢી ?"

"લાજતો કાઢી જેઠની." ચારણ બોલ્યો.

"જેઠ વળી કોણ."

"ભોંકાવાળો."

"ગઢવી આમ અવળું કેમ બોલો છો ? કાંઇ અપરાધ ?"

"એ બાપ ભોંકાવાળા ! આથી તો વળી અપરાધ કેવાક હોય ? એલા, મામૈયાવાળાના લોહીનો કસુંબો પીવા જાતાં પગ કેમ ઉપડયા બાપ ?"

"હેં મામૈયાના લોહીનો ?"

"હા. બાપ હા. મામૈયાને મારી, માલશીકાનો માલવાળીને ખાચર રામો આજ તારે સીમાડે સાકર ચોખા જમશે; અને દુનિયામાં ભોંકાવાળાના નામનો ડંકો વાગશે કે, પોતાના માશીયાઈના મુડદાને માથે લોહીના કોળીઆ ભરાવ્યા. વાહ કુળ ઉજાળ્યું ! ભોંકાભાઇ, વાહ !"

"નાજભાઈ," ભોંકાવાળાએ ઘોડો વાળ્યો, "મને ખબર નહોતી કે માલશીંકે મારી બ્હેનનો ચુડલો ભાંગ્યો. એના મને કોઇએ સમાચાર પણ નથી દીધા; પણ હવે તો:

ચડયે ઘોડે ચોટીલો લીઉં,
તે દિ મુંજાસરનું પાણી પીઉં;
ચડયે ઘોડે ચોટીલો લીઉં,
તે દિ પલંગે પથારી કરૂં.

બસ થઇ રહ્યું. રોટલા પાછા લઇ જાઓ. કુતરાં કાગડાઓને ખવરાવી દેઓ," એમ કહીને ઘોડો પાછો વાળ્યો.

સાતલ્લીને કાંઠેથી બગલાના જેવી લાંબી ડોક ઊંચી કરીને રોટલાની વાટ જોતાં જોતાં પાંચાળીઆ કાઠીઓની ડોક દુખવા આવી. તોપણ શીરામણની આશાએ એમની જીભે પાણી આવે છે. એ આવે, એ આવે. એવી કલ્પનાઓ કરી રહ્યા છે. ત્યાં તો રોટલાને સાટે અસ્વાર આવીને ઊભો રહ્યો; અને રામાખાચરને કહ્યું કે, "આપા રામા, ભોંકાવાળે કહેવરાવ્યું છે કે તમારી તૈયારીમાં રહેજો. અમે ચોટીલાને માથે ચઢી આવીએ છીએ."

"સાંભળ્યું બાપા રામા?" બીજા કાઠીઓ બોલી ઉઠયા. "અમે નહોતા કહેતા કે, કસુંબો ઝેર થઇ પડશે. હવે લેતા જાઓ. ભોંકાવાળાને બોલાવવામાં શું સ્વાદ કાઢયો?"

"ભાઇઓ, ભોંકાની ખાનદાનીનું આજે પારખું થઇ ગયું. આજ લગી ભોંકો મારો ભાઇ હતો, અને એણે ભાઇબંધી ભજવી જાણી. આજ ભોંકો દુશ્મન બન્યો. દુશ્મનાવટ પણ એણે બતાવી દીધી. એણે ધાર્યું હોત તો આજ આ સાતલ્લીનાં પાણી આપણા પચીસ જણના રૂધિરથી રંગી નાખત, અને નહિ તો આજે ભલી ભાતે રોટલા ખવરાવીને છાનોમાનો એક દિવસ ચોટીલાને ધૂળ ભેગો કરી નાંખત. પણ એતો સામેથી કહેણ મોકલે છે." એમ કહેતાં અસ્વાર સામું જોઇ તેને વળતા સમાચાર આપ્યા કે, "ભાઇ, ભોંકાભાઇને કહેજે કે કાંઇ ફીકર નહિ. તારા જેવો દાનો દુશ્મન ઉભો થાય એ અમારે મન તો મોટી વધામણી છે. ભલે આવજે

ખુશીથી. ચોટીલે ચામૂડાની ધારે તારાં સામૈયાં કરવા અમારો ખાચર ડાયરો તને સામો આવશે; ન આવે તેને દેવળવાળાની દુવાઇ છે."

× × × × ×

રામા ખાચરને ડાયરે રકઝક ચાલી રહી છે. રામા ખાચરને પેટ દીકરાનો વીસ્તાર નથી. તે બન્ને ભાઇઓ વચ્ચે એક જ દીકરો છે. તે ભત્રીજાએ આજે હઠ લીધી છે કે "ના મોટા બાપુ, આજ હું એકલો જ વાર લઇને ચડીશ. તમારામાંથી કોઇ પણ નહિં, તમે પણ નહિં. બાપુ એ નહિ હું એકલો જ ચઢીશ. મારે ભોંકા કાકાને જોવા છે."

"બાપ–બાપ–એવી હઠ ન હોય. તારૂં ગજું નથી; તને હજી ધીગાણુંમાં ચઢવાને વખત છે. તું બાળક કહેવાય; અને ભોકો કાકો રણસંગ્રામમાં જાય તેવો નથી. બાપા એટલી બધી હઠ કર માં."

ડાયરો બધો બોલી ઉઠયો કે, "ખબરદાર, ભાઇને નથી જાવા દેવો. આજ ચાર દિવસ થયા બાપડી પારેવડી જેવી કાઠીઆણી ચાલી આવે છે, એનો કાં વિચાર નથી કરતા? ગાંડા એનો દિવસ તો હજી ઉગ્યો છે, તે આથમતાં વાર લાગશે, એને આવરદા આખો કાઢવો છે."

ત્યાં તો ગઢમાંથી એક દાસી આવી ને બોલી ઉઠી કે, બાપુ બ્હેને કહી મોકલ્યું છે કે "મામાને કહેજો કે કુંવરને કોઇ રોકે તેને માથે ચાર હત્યા. મારી દયા કોઈ ખાશો નહિ. આડી જીભ વાળીને આવતા જન્મારાનાં માઠાં શુકન કરાવશો નહિ. કુંવરને જાવા દેજો. હું તો માળા ફેરવી ફેરવીને કાલે જીવતરને વીતાડી નાંખીશ. મારી સામે જોઇને કુંવરને કોઇ રોકશો નહિ"

...રામ...ડાયરાના મોંમાંથી ઉદ્‌ગાર નીકળી ગયા. સહુએ જોગ માયાનો હુકમ સાંભળીને માથાં નમાવ્યાં. ને સહુએ ધન્યવાદ આપ્યા.

"જય ચોટીલા વાળી." કહીને કુંવરે ઘોડાને માથે રાંગ વાળી. બસો સરખે સરખી હેડીના અસ્વારોને લઇને મીંઢળ બાંધી જુવાનડો ચોટીલાની બજાર વચેથી નીકળ્યો. મેડીએ બેઠેલી જોગમાયા સરખી કાઠીઆણીએ આઘે આઘેથી

ચોખા અને કંકુના છાંટા નાંખ્યા. હંસલાની ડોક જેવા બે હાથનાં ઓવારણાં લીધાં. કુંવરે ઘોડાને કૂદાવીને જાણે એ ગોખની આશિષો ઝીલી, અને હાથ ઉંચા કરીને સાદ દીધો કે, "જુવાર છે, જીવ્યા મુઆના જુવાર છે."

લાંબધારને માથે મુંજાસરના પાંચસો ભાલાવાળા અસ્વારોના ભાલા ઝબકારા મારે છે. ભોંકાવાળો ચોટીલાના સામૈયાની વાટ જોતો બેઠો છે; ત્યાં તો સામેથી ઘોડા આવતા દીઠા. આગલા જુવાન સ્વારે જાણે ભાલાની અણી ઉપર આકાશને ઉપાડી લીધું છે; હજી તેને મૂછનો દોરો પણ ફુટયો નથી; એવા સરદારને જોઇને ભોંકાવાળાએ પૂછ્યું કે, "બાપા, આ મોખરે ચાલ્યો આવે છે તે મોવડી કયો છે ?"

"બાપા, એ રામા ખાચરનો ભત્રીજો. તેને મીંઢળ હજી છુટયું નથી હો. બે ભાઇઓ વચ્ચે એ એકજ છે. એને વીણી લ્યો એટલે રામા ખાચરના વંશનો દીવડોજ સમૂળગો ઓલવાઇ જાય."

આ......હા...હા. જાણે પેટનો દીકરો હોય તેમ અંતરમાંથી માયા બંધાઈ. ભોંકાવાળાએ એક નિસાસો મૂકયો.

ત્યાં તો ચોટીલાની વાર લગોલગ આવી પહોંચી. "એ બાપ" ભોંકાવાળાએ કુંવરને સાદ કરી પાછા વાળવા કહ્યું કે, "પાછો વળી જા, તારી પરણેતરના જન્મારા કેમ જાશે ? પાછો વળી જા. મારા માશીઆઇના મારનારા, તારા બાપને મોકલ. જા ભાઇ, તને મારીને ભોંકો કયે ભવે છુટશે ?"

કુંવર બોલ્યો. "ભોંકા કાકા. બાપે મને કાંઇ તમારી દયા મેળવવા નથી મોકલ્યો. આજ હુતાશણી રમવાના મને કોડ છે. કાકા મીણનું પુતળું થા મા. ઠેઠ મુંજાસરથી ચાલ્યો આવું છું તે અમથો નથી આવ્યો. મરદ થા મરદ. નીચો ઉતર, મારે તારા હાથ જોવા છે."

"હાય ! હાય ! રણઘેલડો નહિં માને. કાલીને માથે બેઢું ડગમગે તેમ એને માથે આજ માથું ડગમગે છે. ચાલો ત્યારે જય સૂરજ દેવ."

ધાર માથેથી ભોંકો ઉતર્યો. જાણે ડુંગર માથેથી ધોધ ચાલ્યો આવે છે. પોપટ પક્ષીના ઘેરા ઉપર બાજ ઝાપટ મારે એમ સોરઠના પંજાદાર કાઠીઓ ચોટીલાના જુવાન ઉપર તૂટી પડયા. વીણી વીણીને સોયમાં મોતીડાં પરોવી લે એમ શૂરવીરોને ભાલે પરોવી લીધા. રામા ખાચરના ભત્રીજાના શબ ઉપર પછેડી ઓઢાડીને ભોંકાવાળો વળી નીકળ્યો.

ધીંગાણું પુરૂં થયે રામો ખાચર આવી પહોંચ્યો. જુવે છે તો ત્યાં લોથોના ઢગલા પડેલા છે. માથે ગીધો ઉડે છે. પાંચ પાંચ દશ દશને ભેળાં ખડકીને સામટાને અગ્નિ દાહ દીધો.

આખો ડાયરો ઝંખવાણો પડી ગયો હતો. રામો ખાચર બોલ્યો કે "ખબરદાર, હો, એકે આંસુડાં ન પાડશો. કુંવરને રમવા ગયો માનજો, અને એક જણો જઇને મુંજાસર ભોંકાવાળાને ખબર આપો કે અમે પણ આવીએ છીએ. એક તારો કાઠી ને એક મારો કાઠી. એમ સામ સામા સરખો સંગ્રામ રમે અને છેવટે તું અને હું. બેમાંથી જે મરે એનાં દાન બે ડાયરા ભેળા બેસીને દે. સાચા મરદ હોય તે એવી રીતે રણ ખેલે.

ભોંકાવાળાએ કાગળનો જવાબ વાળ્યો કે, "બાપ તમને ઘડપણ છે. માટે રહેવા દેજો. તમે કંઈક ફેરવણીમાં ધસાઈ જાશો. અમેજ સામા ચાલીને આવીએ છીએ. તમારાં કહેણ અમારે સૂરજની સાખે કબુલ છે."

× × ×

"કાઠીઆણી," રામા ખાચરે પોતાની રાણીને બોલાવ્યાં. "કાઠીઆણી, હવે જીવતરના ભરોંસા ઓછા છે. આ વખત ભોંકાવાળાની સાથે મોતનો મામલો મચવાનો છે. આજ હૈયે ભત્રીજાનાં વેર સમસમી રહ્યાં છે. જેથી હવે તો, વેર પૂરેપૂરાં ન વાળું ત્યાં સુધી પાછા વળાશે નહિ."

કાઠીઆણી—ત્યારે તમારી શી મરજી છે ઠાકોર?

ઠાકોર—બીજી તો કાંઇ નહિ. પણ ગીગીનો વીવાહ પતાવી લેવાની. કારણ કે તમે જાણો છો. મરણ પરણને હેલતું આવે છે.

અને મારૂં ગામતરૂં કોને ખબર કેટલું થાશે. ગીગીને કરીયાવર કરવામાં તમારો જીવ ચાલે કે ન ચાલે. કોને ખબર છે ? ભાઈનાં મન બગડે એના કરતાં હું મારે હાથેજ લ્હાવો લઇને પછીજ ચડી નીકળું.

કાઠીઆણી—"બહુ સારૂં કાઠી. જેવી તમારી મરજી," કહીને કાઠીઆણીએ લગ્નની તૈયારી કરવા માંડી. માંડછાંડ ગારગોરમટી અને ભરતગુંથણનો આરંભ કરી દીધો. જોતજોતામાં તો દરબાર ગઢના કરા અને પછીતો અરીસા જેવી બની ગઇ. ઓરડા તો જાણે હસવા લાગ્યા.

"ગીગીનાં બલોયાં ઉતરાવવાં છે." તે દિવસોમાં હળવદ શહેરની દોરદમામ અને સાહેબી એકદમ હતી. "હળવદના મણીઆરો જેવા ચૂડલા પાંચાળનો બીજો કારીગર ઉતારી જાણે નહિ. હળવદમાં આપણા ગામના શેઠ છે. ત્યાં કને પરમાણું મોકલાવી આપો. અસલ હાથીદાંતનાં બલોયાં ઉતરાવીને શેઠ મોકલાવી દેશે."

મોતીચંદ મૂળ તો ચોટીલાનો રહીશ હતો. પણ હળવદમાં એનો વેપાર ચાલે છે. પાસે બે પૈસાની પુંજી પણ થઈ ગઈ છે. રામા ખાચરના ઘર સાથે તે અસલથી સંબંધ જાળવતો આવે છે. પરમાણાં પ્રમાણે બલોયાની જોડ ઉતરાવીને એણે મોકલી. બ્હેન પહેરવા મંડયા. પણ બલોયાં હાથમાં આવ્યાં નહિ. થોડાં સાંકડાં થયાં. બીજે દિવસે માણસો જઇને બે બીજી ચુડલીની જોડ ઉતરાવી આવ્યાં. પણ ત્યાં તો વળી દોરાવાહ મોટાં થયાં. એકકોરે પોતાના વીવાહનો છાનો હરખ અને બીજી બાજુ બાપુને માથે ઝઝુમી રહેલા મોતનું દુઃખ. એ બે હરખ–શોકની વચ્ચે બ્હેનની કાયા ઉપર લોહીના ભરતી ઓટ ચાલી રહ્યા છે. કાંડાની જાડાઇ પાતળાઇનો મેળ હવે રહે તેમ નથી. જોબનના પૂરમાં હીંચોળે ચડતી કાઠીની દીકરી રાત પડે છે ને, સુખનાં સ્વપ્નાં ભાળી ભાળી શરીરે વધતી જાય છે. વળી દિવસ ઉગે છે ને બાપુના મ્હોં સામું જોઇ જોઇ સુકાવા માંડે છે.

હળવદથી મોતીચંદ શેઠે કહેવરાવ્યું કે, બ્હેનને અહીંજ તેડી આવો. બળદો હજી ઘરમાં ઉભા હશે ત્યાંજ તુરત સરખા માપનાં

બલોયાં ઉતરાવી લેવાશે, અને સાંજે પાછાં ચોટીલા પહોંચી આવશે.

હીંગળોકીઆ માફાવાળું વેલડું જોડીને કુંવરી હળવદ ચાલી; ને સાથે પાંચ હથીઆરબંધ કાઠીઓ લીધા છે. ઉભી બજાર વીંધીને જે ઘડીએ ઝગમગતી ઝુલોવાળા બળદો રૂમઝુમ કરતા નીકળ્યા ત્યારે ગામના લોકોના મનમાં ફાળ પડી ગઇ, એમણે જાણ્યું કે નક્કી કોઇ માછલું પારધીની જાળમાં આવી પડયું.

મોતીચંદ શેઠના ફળીઆમાં વેલડું છોડીને બાઇ સામાજ બજારે મણીઆરના હાટે ગઇ ને ત્યાં બેસીને ચુડીઓ ઉતરાવવા લાગ્યાં.

દુકાનની દિવાલે દિવાલે હાથી દાંતના ચુડલા લટકે છે. કસુંબી રંગની છાયા તેના આખા ઓરડામાં છવાઇ રહી છે. હેમની ચીપોના ઝગારા સોનેરી પ્રતિબિમ્બો પાડતા પાડતા જાણે ઓરડાને સોનેરી રંગથી લીપી રહ્યા છે. છાપરાના નળીઆમાં થઇને સાંજનાં ગુલાબી કિરણો ઓરડામાં સ્વર્ગીય રંગ છાંટી રહ્યાં છે, અને વચે બેઠી છે જોબનવંતી કાઠી–કન્યા. એના દેહની ચંપકવર્ણી કાન્તિ જાણે રંગની છોળોમાં ન્હાઇ રહી છે. દેવળમાં જેમ ચંડી બેઠી હોય તેમ કાઠી કન્યા બેઠી છે. રાતાં પદ્મોના સરોવરમાં જાણે કોઇ હંસી છે. જાણે જળદેવી ઝલણીયાં રમે છે. ચારે કોરથી સંકેલી લીધેલી કસુંબી ચુંદડીમાંથી પરવાળા જેવી હાથ પગની આંગળીઓ જરા જરા બહાર દેખાય છે. મણીઆરના એવા હાટડામાં વિધાતાએ આજ અલૌકિક યુક્તિ કરીને કોઇ પદ્મણીનું મણી–ભુવન સરજી મુકયું છે.

આવાં રૂપ જેના સામે ઢોળાઇ રહ્યાં છે એ મણીઆર શું કરે છે? રાજરજવાડાંની અપ્સરા સરીખી કૈં કૈં રાણીઓ, કુંવરીઓ, અને ઉંચા કુળની સો સો સુંદરીઓની આંગળીઓ મસળીને ચુડલીઓ ચડાવનાર મણીઆરની આંખો બીજે કયાંય પણ ન હોય. પોતાની સરાણને માથેજ એની આંખોના તાર લાગી રહ્યા છે. એને ઉંચે જોઇને ખરાબ નજર કરવાની ગતિયે નથી. એતો સો સો બ્હેનોનો ભાઇ. એની દુકાને સતીઓ અને કુલટાઓ સહી સલામત બેસતી.

એવા મણીઆર ભાઇને વારે વારે "બલોયાને આમ ઉતારજે

ને તેમ રંગજે" એવી ભલામણ દેતી જગદમ્બા સૂરજ-પુત્રી બેઠી છે. ઘડીક ઘડીક વળી મ્હોં મલકે છે ત્યારે અંધારા આભમાંથી જાણે વીજળી ઝબૂકે છે. એમ કરતાં કરતાં તૈયાર થયેલાં બલોયાં પહેરીને ઉઠવા જાય છે ત્યાં તો—

ઝબદેતી કાઠીની દીકરી ઝબકી ઉઠી. એને માથે જાણે કોઈ મેલા દેવતાનો ઓળો પડયો. બાળકીનું મોઢું રાતું ચોળ થઈ ગયું. "ઉઠો ઉઠો જલદી કરો." એટલું એનાથી બોલાઇ ગયું.

"શું થયું? બાને શું થયું? કેમ ગભરાઈ ગયાં." બધા માણસો પૂછપરછ કરવા લાગ્યા. કાઠીની દીકરી એટલુંજ બોલી કે "કોઈ કાળમુખો, મારો કાળ."

લોકોએ દુકાનમાંથી બહાર નીકળીને જોયું. અરરરર! ગજબ થયો. ગામનો દરબાર ઘોડે ચડીને ચાલ્યો જાય છે. ડોક ફેરવીને પાછું વાળી જોતો જોતો જાય છે. એની આંખોમાં કામનું ઘેન અંજાઇ ગયું છે. ગજબ થયો.

દરબારે શેઠને હાકલ પાડી. "શેઠ ઓરા આવજો." આઘેરા જઇને દરબારે મોતીચંદ શેઠને બોલાવ્યા. હાથ જોડીને મોતીચંદ શેઠે હડી કાઢી. તેનું પગરખું એક પગમાં રહ્યું ને એક ત્યાંજ પડયું રહ્યું. તેણે જઇને કહ્યું કે, "ફરમાવો અન્નદાતા."

દરબારે કરડી આંખ કહાડીને વચન કાઢયા "મોતીચંદ શેઠ, મેમાન અમારા છે. ગઢમાં માંડયું કરાવવી છે, માટે રોકવાં છે. જાશે તો તમારી પાસેથી લેશું. રેઢાં મેલશો મા."

બસ એટલું બોલીને દરબારે ઘોડો હાંકયો. મોતીચંદના તો જાણે રામ રમીજ ગયાં. વાણીઓ બાઘા જેવો થઇ ગયો, અને માથે જાણે આજ આભ તૂટી પડયું.

"હે જીવ, આ વખતે વાણીઓ મટી જા. નિમકની ખાનદાનીની રમતો રમવાની વેળા આવી છે. જીવતર આખું રૂપીઆ ગણ્યા છે. આજ લોહીનાં ટીપાં ગણી દેવાનાં છે. જો જે હો, જીવ! બે ભવ નથી જીવવું. માથે કાળ ભમે છે, અને આવું મોત તો ભાગ્યવાનનેજ મળે છે."

વાણીઆના હૈયામાં આવા વિચારો ઉપડવા મંડયા. વાણીઓ બદલાઇ ગયો. તેની નસેનસમાં લોહી ફરવા મંડયું. તેનાં રૂવેરૂવાં ઉભાં થઈ ગયાં. તેની નસોમાં શૂરાતન આવ્યું. ત્યાંથી તે પોતાને ઘેર ગયો.

"મોતીચંદ મામા" ચંડી સ્વરૂપે કાઠીની દીકરી બોલી. "હવે અમને જલદી ધરભેળાં થવા દ્યો. મને અહીં અસુખ થાય છે." એટલું બોલતાં કન્યાની આંખમાં ઝળઝળીઆં આવી ગયાં.

"બ્હેન બા, ભાણીબા; બેટા હવે કાઠીઆણી બની જાવ. હવે વેલડું બહાર નીકળે નહિ. બાપ! બાજ પંખી જેમ ચકલું ઉપાડી લ્યે તેમ તને ઉપાડી જનારો કાળ ઉભો થયો છે, અને એમ થાય તે દિવસ મારે સોમલની વાટકી જેટલોજ આ સંસારમાં સ્વાદ રહે. માટે હવે તો બાપ આ ડેલીમાં બેસી રહો. દીકરી! આ મારી બાયડી છોકરાં અને છેલ્લો હું એટલાં ડોકાં ધડથી નોખાં થાય નહિં ત્યાં સુધી તારૂં રૂંવાડુંય ન ફરકે; એટલી ધીરજ રાખજે બેન."

"ડેલી બંધ કરો. તાળાં મારી દ્યો. જો જો પંખીડું પણ પેસી ન જાય. આજ ખાનદાનીના મામલા મચવાના છે. આજ જીવતરની ખરેખરી કમાણીનો આંકડો નીકળવાનો છે."

ડેલીનાં જબરદસ્ત બારણાં બંધ થયાં અને એક ઘોડેસ્વાર પાછલી બારીયેથી ચોટીલાને મારગે ચાલી નીકળ્યો. માખણમાંથી મોવાળો ખેંચાય તેવી ચુપકીદીથી સ્વાર હળવદથી બહાર નીકળી ગયો.

*    *    *    *

"આતે શું કહેવાય. રામની મઢીએ કાગડા ઉડે એમ ચોટીલું ઉજ્જડ કાં દેખાય છે.?"

"બાપા ભોંકા, રામા ખાચરને ઘડપણ છે ખરૂં ને એટલે કાગળ લખ્યા પછી વળી પાછું બે વરસ સંસારનો સ્વાદ લઈ લેવાનું મન થઇ ગયું હશે."

"હોય નહિં બાપ. એવું બોલોમાં. રામા ખાચર જેવા કાઠીને ગાળ બેસે. મા ચામુંડા એવું મેણું નહિં સાંખે. રામા ખાચરને હું ઓળખું છું. આજ રામો ખાચર જીવન બગાડે? આમાં નક્કી કાંઇક ભેદ છે. નાજભાઈ, ગામમાં જરા ડોકાઇ તો આવો. ડાયરો શું કરે છે?"

શત્રુઓની વાટ જોઇને બેઠેલા એ ભોંકાવાળાના સૈન્યમાંથી "જય જોગમાયા," કરીને નાજભાઈ ગઢવી ઉભા થયા. ગામમાં ગયા. ગામમાં જુવે છે તો જાણે ચૂડેલ ભરખી ગઈ હોય એમ એવી ઝાંખપ ભરી છે. ચોટીલું મસાણ જેવું બની ગયું છે.

રામા ખાચરની ડેલીએ આવે તો ત્યાં ડાયરો જામ્યો પડયો છે. પણ કોઈના મોઢા ઉપર નૂરનો છાંટોયે નથી. જાણે એ માનવીઓ-જ નહિં. ગંભીર ચિંતામાં જીવતાં પ્રેત જાણે બેઠાં છે.

નાજભાઇ ગઢવીને જોઇ સર્વે જણે આવકાર આપ્યો. "આવો ભા. આવો નાજભાઈ," એમ કહીને કાઠીઓ ઉભા થયા. ચારણને બાથમાં ઘાલીને મળ્યા અને બેસાડયા. કસુંબો લેવરાવ્યો; પણ કોઇ કાંઇ ભેદ કહેતો નથી.

"રામા ખાચર ! બાપ, ભોંકાવાળા કયારના તમારી વાટ જોઇને બેઠા છે, અને હવે જયારે સામ સામા બોલ દીધા છે તોપછી ઢીલ શા સારૂં કરો છો ?

"હા ગઢવી. આ હવે ઘડી બે ઘડીમાંજ અમારા બાકીના જુવાનો આવી પહોંચે એટલે ચડીએ છીએ. હવે ઝાઝીવાર નથી. ભોંકાભાઇને વાટ જોવરાવવી પડી એનો અમને પણ પસ્તાવો થાય છે. પણ ભા હવે અસુર થઇને પણ કેટલુંક ? ભોંકાભાઇને કહેજો કે, હવે છેલ્લાંવારનો કાંઇ ધોખો ન કરે, બીજું તો શું. ?"

નાજભાઈ ગઢવીથી આ બાબતની હકીકત કાંઇ પણ ન સમજાઇ, આ ખાચર ડાયરો આજ મરવા વખતે કાં કાળાં મેશ જેવાં મોઢાં લઇને બેઠો છે. નહિ રંગ નહિ રાગ કે નહિ કાંઈ આનંદ, આ બધું શું છે ?"

ત્યાં કંઈ પણ ન સમજાતાં નાજભાઈ ત્યાંથી ઉઠી બાઇઓના ઓરડા તરફ ગયા. કાઠીઆણીઓએ તેમને ઓળખ્યા, તેના દુખણાં લીધાં, પણ ત્યાં પણ જુવે છે તો, ત્યાંયે ઉદાસી સિવાય બીજું કાંઇ જોવામાં ન આવ્યું. તેને વિચાર થયો કે આજ આ શું? આનો ભેદ શું છે? તેની પૂછપાછ કર્યા વગર ખબર નથી પડવાની.

"આઇ......આજ આ શું થઇ રહ્યું છે? સામો જવાબ મળ્યો કે, "બાપ નાજભાઇ...કાળી ટીલી. બેન હળવદ બલોયા ઉતરાવવા ગયાં. અને હળવદ દરબારે માંડચું કરવા રાત રોકાવી છે. હવે એક ઘડી જાય છે તેમાં કાં દીકરીએ પેટ કટાર નાંખી હશે. નહિ તો એને એક ભવમાંથી બે ભવ થયા હશે, અને બાપ નાજભાઇ, વાણીઆના તે શા ભરોંસા. દોરીને દઇદે, એવા લાલચુડા."

બાઇઓની આંખોમાંથી શ્રાવણ ભાદરવો બંધાઇ ગયા.

"એમાં ડાયરો મુંઝાઇને બેઠો છે?"

"હા માડી. એક કોર ભોંકાભાઇ ને બીજી કોર હળવદનો કાળમુખો: બેમાંથી કયાં પહોંચવું?

"જય જુગદમ્બા. જય જુગદમ્બા." એવા નાદ ગજાવતો ચારણ ચાલી નીકળ્યો. સડેડાટ સીધો ડુંગરની ધારે આવ્યો. આવીને પડકારો કીધો કે:

"ભોંકાવાળા ગજબ થાય છે. આજ દુશ્મનની દીકરીને હળવદના હરામીએ વીંટી લીધી છે. બાપ ભોંકા એની દીકરી એ તારી પણ દીકરી થાય. માટે ઉઠ, એની વાહરે ચડ. જીવતા રહેશું તો વેર કયાં જુના થવાનાં છે? ઉઠ, જલદી ઉઠ! સૂરજના પુત્ર તારો ધર્મ સંભાળ."

બીજા બધા કાઠીઓનાં મ્હોં કેમ જાણે દીવેલ પીધું હોયની એવાં બગડી ગયાં. બારોટે જાણે એમનો બાપ મારી નાંખ્યો હોય તેમ બધાય ગૂસ્સે થઇને બોલી ઉઠયા કે:—

"ગઢવો જોને. ધરમનું પુછડું થાવા જાય છે. આખી કાઠીઆવાડ વીંધીને શું આંહી શત્રુઓના પગ ધોઈ પીવા આવ્યા છીએ. ભર્યુંભાદર્યું ચોટીલું ભાંગીને પછી જીવતાં લગી ટાઢે છાયડે નહિ સુઇએ?"

"બસ કરો બાપાઓ. તરવારની મૂઠ ઉપર માથું ટેકવીને બેઠેલો ભોંકાવાળો હાકલ કરી ઉઠયો કે, "બહુ થયું બહુ, હવે રૂડાં મોઢાં લાગે છે. જાઓ જેને મન હોય તે ચોટીલાના ઉતારા ચુંથી લ્યો. બીજા જેમની મરજી હોય તે મુંજાસરને કેડે ચડી જાઓ. આજ મારા પગમાંતો માતાજીની બેડી પડી ગઇ. આજ કાં હળવદને પાદર મારી–મરણ પથારી થાય છે. નહિ તો દીકરી દાવાન-

ળમાંથી ઉપાડીને ચોટીલાના માળામાં મેલી દઉં છું. વેરના ચોપડા ત્યાર પછી ઉકેલીશું."

"જય ચામુંડા, જય ચોટીલાવાળી." ડુંગર સામે હાથ જોડ કરીને ભોંકો ચાલ્યો. હાથમાં ભાલું હતું તે લાંબું કર્યું. અણીને માથે એક ચકલી આવીને બેઠી.

"જય થાવ, જય થાવ સતના બિરદની." નાજભાઇએ પડકારો દીધો. દોડીને અસવારો ડેલીએ ગયા. ડાયરે જાણ્યું કે હમણાં તૂટી પડશે. આવ્યા લાગ ભાળીને. ત્યાં તો ભોંકાવાળાએ સાદ દીધો કે:

"રામા ખાચરઃ ઉઠ ભાઈઃ માડીનો હુકમ થયો છે. ઉઠ, ગીગીને ઉનો વા પણ નહિ વાય. ઉઠ, પછી આપણો હિસાબ આપણે સમજી લેશું."

"વાહરે વેરી, વાહ! ભોંકા! એમ દિંગમૂઢ ડાયરો બોલી ઉઠયો. પાંચસો ઘોડાની હાવળે આભને ચીરી નાંખ્યો. હળવદના મારગને માથે જાણે વંટોળીઓ હાલ્યો.

* * *

હળવદની ઝાલર ઉપર ડંકા પડું પડું થાય છે, અને ઝાડની ડાળે ધૂમતા સરપની ફાળે જેમ પક્ષી ફફડે એમ ફફડતો મોતીચંદ વાણીઓ પોતાની પાછલી બારીએથી નદીએ આંટા ખાય છે. ત્યાં તો નદી કાંઠે ભૂરીયાં લટુરીયાં, રાખમાં રોળેલી પહાડી કાયાઓ, તુળસીના પારાવાળા બેરખા, અને સીંદુરીયાં હોય એવી રાતીચોળ આંખોવાળા ખાખીબાવાની જમાતના પડાવ થતા જોયા. સાથે ડંકા નિશાન હથીઆર અને ઘોડા દેખી વાણીએ પુછ્યું:

"બાવાજી કયાં રહેવું?"

"ચિતોડ."

"કેની કોર જાશો?"

"ચાકરી મિલે વહાં?"

"શું કામ કરશો?"

"માલીકકે ખાતર ઝીંદગી દેંગે."

"ત્યારે મારે ઘેર રહેશો?"

"તું બનીઆ કયા દેગા?"

"બીજે શું મળશે ?"

"પંદરા પંદરા રૂપૈયા."

"તો આપણા સોળસોળ. રહેશો કે ?"

"હા રહેંગે. જય ગંગા મૈયા. જય કાશી વિશ્વનાથ." બોલતા નાગડાઓ ગામમાં દાખલ થયા. એજ વખતે વાણીઆએ ખાખીઓને પગાર ગણી આપ્યો; અને ચારસો ખાખીબાવાની જમાત વાણીઆના ઘરને વીંટી વળી.

દરબારની કચેરીમાં મશાલ થાય છે. અમીરો વીખરાય છે. દરબાર પોશાક સજે છે, અને દરબારનો માનીતો જમાદાર વેલડું જોડીને કાઠીઆણીને બોલાવવા જાય છે.

વાણીઆની ડેલીમાં જમાદારનું માથું ડુંગળીના દડાની જેમ દડી પડયું. એક નિરપરાધી અબળાનું શિયળ ઉગારવા માટે વાણીઆએ પોતાને રાખ્યા છે એટલું જાણી નાગડાઓના રોમેરોમ ખડા થઇ ગયા.

કામદેવની ઝાળોમાં સળગતા દરબારે સાંભળ્યું કે, જમાદારનું ખુન થઇ ગયું, અને વાણીએ તો પોતાની ડેલીએ નાગડાની જમાત બેસાડી છે એવા સમાચાર સાંભળ્યા. હરપાળ મકવાણાના વંશમાં પાકેલો રાજા મતિ હારી બેઠો છે. નગારે ઘાવ દઇને એણે ફોજ તૈયાર કરીને હુકમ આપ્યો કેઃ "હાં, ખબરદાર ! એક પણ બાવો જીવતો રહેવા ન પામે." વાણીઆના ઘર ઉપર દરબારની સમુદ્રના મોજા જેવી સેના ચાલી. એવામાં તો "દોડજો રે દોડજો. કાઠી કાઠી કાઠી." એવા અવાજ થયા. દરવાજે નગારા વાગ્યાં. બંદૂકના અવાજ છૂટે છે. ગામ બધું હલમલી ગયું છે.

પોણા ભાગની ફોજ લઇને રાજા દરવાજે દોડયો. ત્યાં જોયું તો ત્યાં દરવાનોની લોથો પડી છે. નદીના વોકળામાં પચીશ પચાશ કાઠી ઉભા છે. રાજાએ સૈન્યને કાઠીઓના કટક ઉપર હાંકી મેલ્યું. કાઠીઓ ભાગ્યા. પાછળ દરબારે પોતાની ફોજના ઘોડા દોડાવ્યા. હળવદનો સીમાડો મુકાવી ગયા. દરબાર જાણેછેકે, હું કાઠીઓને તગડી ને નશાડયો જાઉં છું, ને તેમને હમણાં ઘેરી લઇશ. હમણાં પીંખી નાંખી કબજે કરી લઇશ.

ત્યાં તો તળાવડીમાંથી પાંચસો ભાલા ઝબક્યાં. ઝાડવાં અને ધરતીનાં પાણાં જાણે સજીવન થયાં. એવી દૂધ જેવી અજવાળી રાતને પહેલે પહોરે હળવદના દરબારને કાઠીઓએ રાતીચોળ પથારી પાથરી દઇને પોઢાડી દીધો. કાઠીની એકજ દીકરીને બદલે અનેક તલવારો-ઓએ એ રંગ ભીના રાજાને હેતનાં આલિંગન દીધાં.

હળવદની સેનાને દરબારની સાથેજ રાત રોકીને કાઠીઓનું કટક ગામમાં આવ્યું. આવીને જોયું તો ત્યાં બાકીનું કામ બાવાઓએ પતાવ્યું હતું.

"બાપા ભોંકાઃ બાપા, રામ રામ. હળવદનો દરબારગઢ રેઢો છે. આડો દેવા સારૂ એક પણ માણસ નથી રહ્યો. આવો લાગ ક્યારે મળે એમ છે, ભૂલવા જેવું નથી." કાઠી સેનામાંથી કેટલાક બોલી ઉઠયા.

"વાહ, કાઠીઓની ખાનદાની. રંગ રે, કાઠીઓના શૂરાતનને! ધિક્કાર છે કાઠીઓની જાતને! ભાઇઓ, આજ આપણુને જણુનારી જુગ-દમ્બાઓ લાજી મરતી હશે. કાઠીઓનો માઠો દિવસ બેઠો છે; નહિં તો કાઠીઓના મોઢામાંથી આવાં વચનો ન નીકળે. નહિં તો આજ હળવદના સુના દરબારગઢ ઉપર આપણી નજર ન હોય. દરબારની રજપૂતાણીયુંના આજ ફડકે જીવ જાતા હશે. આજ એ નિરાધાર અબળાઓને માથે કાઠીના દીકરાનો હાથ પડે! તો તો અધરાતે સૂરજ મહારાજ અંગારા વરસાવે. ચંદ્રમા ઓલવાઇ જાય. બાપાઓ! કાઠીઓ હળવદનો રાણી વાસ લૂંટે, તે પહેલાં તો એની ડેલી વચ્ચે ભોકાંની ખાંભી ખોડાઇ જાય, ખબર છે?"

ભોંકાના વચનો સાંભળી કાઠીઓ બધા શરમાઇ ગયા.

ઓરડામાં મોતીચંદ શેઠની પથારી પડી છે. તે ઉપર ઘાયલ થયેલો મોતીચંદ પડયો છે. રામો ખાચર તેના ઓરડામાં આવ્યો. રામા ખાચરે મોતીચંદના પગની રજ લઈને માથે ચડાવી, ને બોલ્યો કે ભાઈ, વાણીઆની ખાનદાનીના આજ પારખાં થયાં. મોતીચંદ, તું ન હોત તો મારૂં મોત બગડત.

મોતીચંદે, આભ સામે આંગળી ચીંધીને કહ્યું: "ધણીની મરજી બાપા! પ્રભુએ લાજ રાખી છે."

બરાબર પ્રભાતે સૂરજ મહારાજ ઉગીને સામા થયા તે વખતે ભોંકાવાળાનું કટક નોખું તરીને એક બાજુ ઉભું રહ્યું.

ભોંકાવાળો–રામા ખાચર, હવે બ્હેનને ફેરા ફેરવીને વ્હેલા વ્હેલા પધારજો. અમે તમારી વાટ જોઇને બેઠા છીએ.

"વેલડું થંભાવો." બાઈએ અંદર બેઠાં બેઠાં અવાજ દીધો.

"કાં બાપ ! કેમ ઉભું રાખ્યું ?" બાપુએ પુછ્યું.

"બાપુ, હું ડાકણ છું."

"કેમ દીકરી ?"

"તમને સહુને કપાવી નાખીને મારે શો સ્વાદ લેવો છે ?"

"શું કરીએ દીકરી, બોલે બંધાણા છીએ."

પડદો ઉંચો કરીને બાઈએ સાદ કર્યો. "ભોંકા કાકા."

"કાં બાપા ?"...ભોંકાવાળો પાસે આવ્યો.

"મને શીદ ઉગારી કાકા ? ધરતીના થાંભલા જેવા કાઠીઓનું કુરૂક્ષેત્ર કરાવીને હું કયે ભવ છુટીશ ? મને ત્યાં ને ત્યાં મરવા કાં ન દીધી ?"

"રામા ખાચર ?" ભોંકાવાળો બોલ્યો. "આ'લે તલવાર, તારા ભત્રીજાના માથા સાટે ઉતારી લે મારૂં માથું."

"બાપ ભોંકા ! એવા સાત સાત ભત્રીજાના માથાં તેં વાઢયાં હોત તોપણ આજ તેં એનો હિસાબ ચુકવી દીધો છે ભાઇ."

બંને શત્રુ ગળે બાથ લઇને ભેટયા. સાથે કસુંબા પીધા. દીકરીને પરણાવી ભોંકાવાળો મુંજાસર ગયો.



# ઉઢો કેર અને હોથલ નિગામરી.

૧

આપણી વાર્તાનો સમય ઇસ્વીસનની નવમી સદીનો છે. સિંધ માંહેલા નગર સમૈઈ નામે પુરાતન શહેરના રાજા લાખા ધુરારાના પુત્ર મોડ અને મનાઇએ બળ તેમજ કળથી લગભગ કચ્છનો તમામ પ્રદેશ કબજે કર્યા બાદ વહેંચણુ માટે તેના ચાર ભાગ પાડયા. તેમાં મોડ મોટો પાટવી હોવાથી તેના બે ભાગ અને મનાઇનો એક ભાગ ઠરાવ્યો; તથા બાકીનો એક ભાગ તેમણે જે કેર (પાપ) કર્યાં હતા તેના પ્રાયશ્ચિત નિવારણુ માટે જુદો કહાડયો. પરંતુ મનાઈને એ વાત પસંદ ન પડવાથી તેણે તે કેર (પાપ)નો ભાગ પણ પોતાને કબજે કર્યો. કચ્છી તેમજ સિંધી ભાષામાં પાપને કેર કહે છે. તેથી કેરનો ભાગ દબાવી રાખનાર મનાઈનું ઉપનામ કેર પડયું; અને તેના વંશજો કેર રજપૂત કહેવાયા.

મજકુર મનાઈના હોથી, મોડ અને ઉઢો આવા ત્રણ પુત્રો હતા. તેમની રાજધાની મણિયારા ગોલાય ગઢમાં હતી. મોટો હોથી તખ્તનશીન હતો અને તેના બે નાના ભાઈઓ તેની સાથે સલાહ સંપથી રહેતા હતા. આ કેર રજપૂતોની સત્તા લગભગ કચ્છના તમામ પશ્ચિમ ભાગ પર હતી. તેમના પ્રદેશને લોકો 'કંડ' કકડારો કહેતા અને કેરોના સરદારને "રેખડિયારા જામ"...એવું ઉપનામ આપતા; તે વિષે ભાટ એક કવન બોલે છે કે:

કેર કકડારો સે ખંનેં જે બર બેટયા,
નાં જે તુ ન ડિયેં પેરીં જામાં પટજા.
મેવા બેંધલ મીર મોડ મુતારો મારેઓ,
સોંદયો સંજર જામ, મચ્છ ગડીંધો માડુઆ.

—ઇ રેખડીઆરા જામ.

આપણી વાર્તાના સમયમાં કચ્છની સ્થીતિ ખરેખર સમૃદ્ધિવાન હતી. વાંચનાર સવાલ કરશે કે, ઈસ્વીસનની નવમી સદીમાં કચ્છમાં વર્તમાન સમયની પેઠે સોના રૂપાનો ચળકાટ, ટંકશાળો, કે

પૈસા જેવી વિશેષતા હોવાનો સંભવ નથી; ત્યાં વળી સમૃદ્ધિ ક્યાંથી હોય? તેના જવાબમાં ખરી સમૃદ્ધિ તે શું? તે અમે એક પશ્ચિમના સમર્થ વિદ્વાનના વચનોમાં બતાવવાને યત્ન કરીએ છીએ.

કુદરતી સમૃદ્ધિ મેળવવા માટે તમે મંડયા રહેજો; કેમકે, એ સમૃદ્ધિનેજ સમૃદ્ધિ એ નામ આપવું યોગ્ય છે. જમીનને ખેડો કે જેથી, તમને દાણા, દ્રાક્ષ તથા ફળ અને તેલને રૂપે દૌલત મળે. તમારા પશુઓનો અત્યંત વધારો થાય તેમ કરો કે તેમના દૂધથી તમે શરીરે પુષ્ટ થાઓ અને તેમના ઉનથી તમને લૂગડાં પહેરવા મળે, અને પછી તમે નિર્ધન થાઓ એમ બની શકેજ નહિ.

એ પ્રમાણે આ દેશની સ્થીતિ સમૃદ્ધિવાન હતી. દુનિયાના તમામ લોકોનો ઉદ્યમ ઢોર ચારવાનો છે. મહાત્માઓ કૃષ્ણ, મહમદ ઈત્યાદિનો પણ પ્રથમ ઉદ્યોગ તેજ હતો; તથા સર્વ જાતની મિથ્યા મમતા અને ખોટી મોજ શોખથી રહિત ખરેખર સુખી, શાન્ત અને નિરોગી જીંદગી પણ તેજ હોય છે.

આપણી વાર્તાના સમયમાં પણ કચ્છના લોકો અને તેમના સરદારો મોટી મોટી આથો (પશુ સમુદાય) રાખતા હતા, અને તેજ તેમની ખરી દૌલત હતી. એક જગ્યાએ ચારો ખૂટતો કે તેઓ પોતાની આથો લઈને બીજી જગ્યાએ જતા. એમ પશુ સમુદાય સહિત ઘણીવાર મુસાફરી કરતા કરતા તેઓ ઘણે દૂર હિમાલયની પડોશમાં કાશ્મીર વિગેરે દેશો સુધી પણ જતા હતા.

હિમાલય પર્વત એ આર્યાવર્તની સર્વ દંત કથાઓ અને અદ્ભૂત્ વાર્તાઓનું મૂળ સ્થાન છે. આર્ય ધર્મના અનંત દેવ દેવીઓનું તેને રહેઠાણ માનેલું છે. દેવ, યક્ષ, કિન્નર, ગાંધર્વ વગેરે તમામ પૌરાણિક જાતિઓ એ હિમાલયમાં વસનારી જુદી જુદી ઉત્તમ અને ખુબસૂરત જાતિઓ હશે એમ અનુમાન થાય છે. અપ્સરાઓની વિચિત્ર વાર્તાઓ જે ભરતખંડના જુદા જુદા દેશોમાં ચાલે છે તે બધી હિમાલય અને તેની છાયામાં આવેલા કાશ્મીર વગેરે દેશોની સ્ત્રીઓ[1] વિષે હોય એમ ધારી શકાય છે.

---

[1] હાલ નિગામરા નામે એક મિયાણાની જાત કચ્છની ખારીરોહર વગેરે ગામોમાં રહે છે, તેઓ અસલી નિગામરા લોકમાંથી થયા હશે એમ અનુમાન થાય છે.

કચ્છના પ્રખ્યાત રાજા ફૂલાણીની મા સોનલને ભાટો અપ્સરા કહે છે. તે પણ કોઇ કાશ્મિરની સ્ત્રી હોય એમ વિદ્વાનો ધારે છે.

કચ્છના નિગામરા જાતના લોકોની એક આથ (પશુ સમુદાય) એકવાર ઉત્તર ભણીના દેશોમાં ગઇ હતી. તેમના સરદારનું નામ સાંગણ નિગામરો હતું. તેને એક નાની ઉમરની છોકરી જંગલમાંથી જડી હતી. તે કોની પુત્રી હતી અને શા કારણથી તેને જંગલમાં મુકી દેવામાં આવી હતી, તેની કશી ખબર તેમને મળી શકી નહોતી; પણ તે પોતાની આથ સહિત જતો હતો ત્યારે એક ચંદન વૃક્ષ નીચે એક ટોપલામાં તે જીવતી સુવાડેલી તેને મળી આવી હતી. અનુમાન થાય છે કે તે બાળકનાં માતા પિતાના કોઈ અચાનક ભયનો અથવા કોઇ ભવિષ્યવાદીના કહેલા માઠા ભવિષ્યનો તે બાળકી ભોગ થઈ પડેલી હોવી જોઈએ; પરંતુ પાછળથી તેના બળ ખુબસૂરતી અને સદ્‌ગુણ ઉપરથી સહજ અનુમાન કરવાને કારણ મળે છે કે તે છોકરી સારા ખાનદાન કુટુંબની હોવી જોઇએ.

સાંગણ નિગામરાને જડેલી બાળક છોકરી એટલી તો ખુબસૂરત અને તન્દુરસ્ત હતી કે સૌ કોઇ તેને ખુશીથી તેડતા અને રમાડતા તથા તે બધાને ઘણી વ્હાલી લાગતી. કચ્છી (સિંધી) ભાષામાં હોત શબ્દનો અર્થ પ્યારો એવું થાય છે. તેની નારી જાતિ હોતલ થાય; આ છોકરી સૌને તેડવી અને રમાડવી ઘણી ગમતી; તેથી તેમણે તેનું નામ હોતલ પાડયું, તેનું પછીથી હોથલ થયું.

હોથલ જેમ જેમ ઉમરમાં વધતી ગઇ તેમ તેમ તે વધારે ખુબસૂરત, કદાવર, બળિષ્ટ અને સભ્યતાદિ સદ્‌ગુણોથી વધારે ઉત્તમ દેખાવા લાગી. તે ઠંડા દેશની અને ઉત્તમ ખાનદાન કુટુંબની હોવાથી આ દેશની સ્ત્રીઓ કરતાં તેનામાં ઘણા ઉત્તમ ગુણો હતા; તેથી લોકો તેને "ઇંદ્રના ઘરની અપ્સરા કહેતા." તેને લીધે પાછળથી ભાટોએ તેને પોતાની વાર્તામાં અપ્સરા તરીકે વર્ણવેલી છે. તે અમારી અલંકારિક ભાષામાં કહીયે તો કેવળ યોગ્યજ છે.

હોથલને તેના પાળક પિતાએ તે જમાનાને અનુસરીને સર્વ તરેહની ઉત્તમ તરબિયત આપી એક રાજ કુમારીની રીતે ઉછેરી

હતી. તેનામાં જેમ એક સ્ત્રી રત્નને શોભે તેવા ગુણો હતા, તેમ તેના મોટા કદ અને બળને લીધે એક શૂરવીર મર્દને શોભે તેવા ઉત્તમ ગુણો પણ હતા. તે એક ઉત્તમ ક્ષત્રી પુરૂષની પેઠે ઘોડે બેસતાં અને તીર તલવાર વગેરે શસ્ત્રોનો પણ ઘણી અચ્છી રીતે ઉપયોગ કરતાં શીખી હતી. તેનો પાળક પિતા જે આથનો સરદાર હાકેમ હતો તેણે તેની સર્વ ઇચ્છાઓ પૂર્ણ થાય એવી ગોઠવણ તેને કરી આપી હતી. હોથલ ઘણી વાર મર્દનો પોશાક પહેરી ઘોડેસ્વાર થઇ નિર્દોષપણે પોતાની ઇચ્છા અનુસાર ફરવા જતી, અને કોઇકવાર કેટલાક દિવસ પર્યંત એકાંતવાસમાં અદશ્ય રહેતી હતી. વારંવાર તેનું અદશ્ય થવું અને ફરી પાછું વળી આવવું તે તેના વિષેના દૈવી સ્ત્રી તરીકેના લોક વિચારને પુષ્ટી આપતું.

હોથલે હાલના રાપર તાલુકાના સઇ ગામની દક્ષિણે જરા નૈઋત્યે આશરે એક માઇલ પર હોથલપરા નામે ડુંગરમાં પોતાની આ અવસ્થામાં એક કોતરી કાઢેલું ઘર (ભોંયરૂં[1]) બનાવ્યું હતું. ત્યાં તે ઘણી વાર જતી અને કેટલાક દિવસો સુધી એકાંતવાસમાં રહેતી હતી.

હોથલના વિવાહ માટે ઘણાં માગાં આવતાં; પણ તે પોતે પરણવાને ઇચ્છતી નથી એમ પોતાના પિતાને સ્પષ્ટ રીતે જણાવતી તેથી આસપાસના સરદારોના કુંવરો જે હોથલને પરણવાની ઉમેદવારી કરતા તેમાં તેઓ નિરાશ થતા. હોથલનો પિતા તેને નારાજ કરવા ઇચ્છતો નહિ; તેથી તેની વીશ વર્ષની ઉમર થયા છતાં હજુ સધી તે કુંવારીજ હતી. કહે છે કે તેને એક ભવિષ્યવાદીએ કહ્યું હતું કે તને કંડ–કકડારાનો ઉઢો કેર પરણશે.

× × × ×

## ૨

ઉઢો કેર ઘણો ખુબસુરત, બળવાન, બુદ્ધિશાળી, સદ્‌ગુણી અને ઉદાર નવજવાન હતો. જો કે તે ફટાયો હતો તોપણ તેનું માન

---

૧ આ ભોયરાનું બારણું પૂર્વ તરફ છે તેની આગલી બેઠકમાં ઓટલા અને પગથિઆ છે.

એક યુવરાજ જેટલું રહેતું હતું. તે ઉમરમાં માત્ર વીશેક વર્ષનો જવાનિયો હતો તોપણ તેના ભાઇઓ રાજ્યના મહત્વના કામોમાં પણ તેની સલાહ લેતા હતા. ઉઢામાં એક ઉત્તમ રાજકુમારને છાજે તેવી શ્રેષ્ઠ ઉદારતા હતી, તેથી દેશના માગણ અર્થી લોકો વડે તેની કીર્તિ દેશ વિદેસમાં ફેલાયલી હતી. તેથી ગેડીના વીસલદેવ વાઘેલા સોલંકી જે તેના મામા થતા હતા, તેણે પોતાની રૂપવતી નામે પુત્રીનું નાળીયેર ઉઢાને મોકલ્યું હતું; અર્થાત ઉઢાનું તેને ત્યાં સગપણ થયું હતું.

ઉઢાનો મોટો ભાઇ હોથી કોઇ સામાન્ય રજપૂતની ખુબસૂરત અને ચંચળ ચિતવાળી મીણાવતી નામે કન્યા જોડે પરણ્યો હતો. તે ઉઢા તરફ ઘણી માયા અને ઉદારતાથી વર્તતી હતી; અને વારંવાર તેને ભેટ સોગાદો મોકલી ખુશ કરતી હતી. ઉઢો પોતાના આ મોટા ભાઇની સ્ત્રીનું હેત એક માતા તરીકેનું સમજી તેને માન આપતો હતો. પરણ્યાને ઘણી મુદત થયા છતાં હજુ સુધી મીણાવતીને કંઈ સંતાન થયું નહતું તેથી તે ઘણીવાર ઉદાસ દેખાતી હતી. પરંતુ તે ગમે તેવી ઉદાસીમાં હોય તોપણ ઉઢાને જુએ તો એકદમ આનંદમાં આવી જતી અને તેને ખુશી કરવાને અને પોતાની દિલગીરી છુપાવવાને પ્રયત્ન કરતી.

દેખીતી રીતે જો કે મીણાવતી ઉઢાને એક પુત્ર તરીકે ચાહતી હતી પણ અંદરખાને તેના અંતકરણમાં ઇશ્કની આગ સળગેલી હતી; કેમકે સદ્ગુણની પરીક્ષા વિના તેના રૂપ માત્રથી તે આ રાજદરબારમાં પરણવાને યોગ્ય થઈ હતી. પણ વાસ્તવિક રીતે જોતાં તે ઘણા નીચ સ્વભાવની હતી; તેથી તેની હલકાઈ સ્પષ્ટ જણાતી હતી. આ જગત રૂપી વિચિત્ર રંગભૂમિમાં બારીક નજરે જોતાં એમ જણાય છે કે—જે અતિ મોટા માણસોએ સામાન્ય કિંવા હલકા કુળની કન્યાઓ તેમની ખુબસુરતીને લીધે પોતાની જીંદગીના સાથી તરીકે પસંદ કરેલી, તેનું પરિણામ ઘણે ભાગે લગભગ અશુભ આવ્યું છે. આ મીણાવતીને માટે પણ તેમજ હતું; તેમાં વિશેષતા કરનાર તેનું વંધ્યત્વ હતું.

મીણાવતીને સંપૂર્ણ રાજ્ય સુખ છતાં તે પોતાને અભાગણી સમજતી હતી; તેનું કારણ માત્ર તેનો ઉઢા તરફનો પ્રેમ હતો. જો કે

તેનો પતિ હોથી એક ખુબસૂરત અને બહાદુર રજપૂત હતો, તોપણ ઉઢાની સરખામણીમાં તે તેને ઘણો તુચ્છ જણાતો હતો. તે તો રાત્ર દિવસ ઉઢાનીજ ઝંખનામાં ગાળતી હતી. તેનાં આનંદ તેમજ શોકનાં સ્વપ્નાં પણ ઉઢા સંબંધીજ હતા. એક રાત્રિએ તે એકાએક નિદ્રામાંથી રોતી ઉઠી તેથી તેના પતિને બહુ ગભરાટ લાગ્યો; અને આમ થવાનું કારણ પુછતાં મીણાવતીએ કોઈ ભયંકર સ્વપ્નાની ભળતી વાત કહી તેને સંતોષ્યો; પરંતુ બીજે દિવસે તેની એક એકાંતિક સખીને પોતાના રાત્રિના સ્વપ્નાની હકીકત તેણે નીચે મુજબ જણાવી:—

જાણે મેં તને ઉઢાને તેડવા મોકલી. તું ઉઢાને તેડીને હસતી હસતી પાછી આવી. ઉઢાનો ચ્હેરો પણ પૂર્ણ આનંદમાં હતો. મેં તેને મારી જોડે પલંગપર બેસવા કહ્યું પણ તે તેણે માન્યું નહિ. મેં તેને બહુ સમજાવ્યું અને ઘણા વખતથી સંતાડી રાખેલી ઉમેદ તેને કહી; પરંતુ તેથી પરિણામ વિપરીત આવ્યું; ઉઢો એકદમ ગુસ્સે થઇ મારો તિરસ્કાર કરી ચાલ્યો ગયો. હું ઘણી ગભરાઈ અને ઢોંગથી રડવા લાગી. આ સ્વપ્નામાં મારાથી ખરેખર રડી જવાયું.

સખિએ કહ્યું, બાઈ સાહેબ તમે નાહક ઉઢાની આટલી બધી બીક શા માટે રાખો છો. જવાન અને તેમાં પણ વગર પરણેલા માણુસો તો પ્રેમની મૂર્તિજ હોય છે. કોઇ જવાન પુરૂષે કોઈ ખુબસૂરત સ્ત્રીના પ્રેમનો અસ્વીકાર કર્યો હોય એમ હું જાણુતી નથી; અને મને સંપૂર્ણ ભરોસો છે કે જ્યારે તમે ઉઢાને તમારા મનની મુરાદ જણાવશો ત્યારે તે પોતાને ભાગ્યશાળી ગણશે; તો પછી તમે નાહક દુખના દહાડા શા માટે કાઢો છો ?

મીણાવતીએ ગંભીર ચ્હેરાથી કહ્યું—સખી તને મારા દિએરનો પરિચય નથી. તે એક સદ્‌ગુણની મુર્તિજ છે. અલબત, મારા પ્રત્યે તેનો જે પૂજ્ય ભાવ છે તેથી હું તેને જે હુકમ કરૂં-પછી તે ઉઠાવવો ગમે તેવો મુશ્કેલ હોય તોપણ તે ખુશીથી માથે ઉઠાવે. પરંતુ આ બાબતમાં તે સંમતિ આપે એવો નથી. એકદમ બધો મામલો ફેરવાઈ જશે અને તેજ ક્ષણે હું એક મોટી નામોશી અને આફતમાં આવી પડીશ. એટલુંજ નહી પણ પછીથી કોઈ દિવસ ઉઢાને જોવાની પણ

આશા રહેશે નહિ. તેથી મને ભય લાગે છે કે ઉઢા તરફ પ્રેમ બતાવવો એ કેટલું જોખમ ભરેલું છે તે હું બરાબર રીતે જાણું છું. તથાપિ રાત્રિ દિવસ–જાગતાં કે ઉંઘતાં તેની મનહર છબી મારી નજરથી દુર થતી નથી. અરે ઇશ્વર, એકવાર જો ઉઢો મારી મરજીને આધીન થાય તો હું કેવી ભાગ્યશાળી થાઉં ?

એમ વાત કરતાં કરતાં મીણાવતીનું દીલ એટલું બધું ઉશ્કેરાઈ ગયું કે તેનું શરીર ધ્રુજવા લાગ્યું અને તે પડી જશે એવી ધાસ્તીથી સખિએ તેને પલંગપર સુવાડી અને પંખો કરવા લાગી. થોડીજ વારમાં તે અશાંતિવાળી ઉંઘને આધીન થઇ.

* * *

આજે માઘ વદિ ૫ નો દિવસ હતો અને તેજ દિવસ ઉઢા અને રૂપવતીના લગ્નનો હતો. તે દિવસે શહેરમાં ઘણી ધામધૂમ હતી; જેથી લોકો ઘણા આનંદમાં જણાતા હતા. પરંતુ થોડીજ વારમાં એ આનંદમાં ભંગાણ પડયું અને બહારથી બૂમ આવી કે, થરના ધલુડા (દલુડિયા) સોઢાના સરદાર બાંભણિયાં સમાએ કેરોની આથ વાળી–અર્થાત તેમનાં ઢોરો લઇ ગયો–તે સમયમાં ઘણી ખરી લડાઇઓ આવી બાબતમાંજ થતી. જયારે કોઇની સાથે કંઈ છેડતી શોધવી હોય ત્યારે તેની આથ વાળે. તેથી સામા માણસને પોતાની આથની વહારે ચઢવું પડે અને તેથી લડાઇ ઉત્પન્ન થાય. આ વખતે સિંધી લોકોએ કેરોની આથ વાળવાથી લડાઇનો પ્રસંગ આવ્યો. સઘળા વિચારમાં પડયા કે આજે કન્યા આણા સાથે આવશે અને લગ્નનો દિવસ છે જેથી લશ્કર લઇને કોણ જાશે.

ઉઢે દ્રઢ નિશ્ચયથી કહ્યું કે રાજ્ય નીતિ પ્રમાણે જયાં સુધી નાના હાજર હોય ત્યાં સુધી મોટાએ યુદ્ધમાં ચડવું ન જોઇએ; તો લડાઈમાં હુંજ જઈશ. તમે એમ વાંધો લેશો કે તારો તો આજે પરણવાનો દિવસ છે તો તારાથી જવાય નહિ; તો તે કારણ કાંઈ સબળ નથી. ગાયોના રક્ષણ માટે યુદ્ધમાં ચડવાની ક્ષત્રીયોની પહેલી અને મુખ્ય ફરજ છે. લગ્નનો દિવસ આગળ હઠાવીને ચાર દહાડા પછી રાખી શકીશું; પરંતુ તેટલાજ કારણથી યુદ્ધમાં ન જવું એ મને

શોભા રૂપ નથી. તેમ હું નાનો ભાઈ ઘેર બેસી રહું અને તમે મોટા ભાઇઓ લડવા જાઓ એ યોગ્ય પણ કહેવાય નહિ.

ઉઢાના આ ખરા દીલની અને બહાદુરી ભરેલી માગણીથી સૌ ખુશી થયા; પરંતુ તેમનો વિચાર એમ થયો કેઃ–કુલીન રજપુતો માટે લડાઈનાં બે પરિણામ " ફતેહ કિંવા મોત છે. માટે કદાચ બીજું પરિણામ આવે તો ખાંડાને પરણી આવેલી કન્યાને પતિ દર્શન સિવાય રંડાપો આવે; જેથી ઉઢાને ન મોકલતાં જામ હોથી અને મોડ જવાને તૈયાર થયા; અને બનતી ઉતાવળથી પોતાની સેના તૈયાર કરી ગાયોની વહારે ચડી ગયા.

દિવસ આથમવાના સમયમાં આણું આવ્યું; અને લગ્નને લગતી સામગ્રી થવા માંડી. ભાભી મીણાવતીએ ઉઢાને વરરાજાના[1] પોશાકમાં સજ્જ કર્યો.

દુહો[2]

ઉઢે કેસરિઆ પેરેઆ મથે બંધે મોડ;
ડેર ભોજાઈ પાણમેં એયું સરખા જોડ.

અર્થ—ઉઢે જ્યારે કેસરિયાં પહેર્યાં, અને માથા પર મોડ બાંધ્યો ત્યારે ( મીણાવતીએ હાસ્યમાં ) કહ્યું કેઃ–ઉઢા આપણે ભાભી દિએર સરખે સરખા જોડી છીએ.

આ દુહાની મતલબ ઉઢાથી બરાબર સમજાઈ નહિ તથાપિ મીણાવતી તો પોતાના અંત:કરણમાં સળગી રહેલા ઇસ્કની આગના ઉભરામાંજ તે બોલી હતી. પરન્તુ ઉઢાએ તેનો ભાવાર્થ પોતા પ્રત્યે ભાભીનો સહજ પ્રેમ સમજી તે તરફ કાંઇ લક્ષ આપ્યું નહિ.

ત્યાર બાદ વિધિ પ્રમાણે ઉઢાના લગ્ન થયા; તે પછી મહેલમાં

---

૧ ઉઢાના પહેલા લગ્નની વાત કેટલાક વાર્તા કહેનાર કહેતા નથી પણ વહિવંચા ભાટ એ લગ્નથી ચાલેલો ઉઢાનો વંશ જુદોજ બતાવે છે, અને આ વાર્તાની નાયકા હોથલથી થયેલો વંશ જુદો બતાવે છે.

૨ આ કચ્છી ભાષાના દુહા સર્વત્ર પિંગળના નિયમ પ્રમાણે શુદ્ધ હોતા નથી તોપણ તેનો મુળ ભાવાર્થ કાયમ રહેવા અમે અસલ આકારમાં-જ બનતા સુધી રાખ્યાં છે.

પધારતાં વર માતાએ, વર અને વધૂને પોંખવા જોઈએ, અને વર-માતા તો મીણાવતી હતી; પરન્તુ જેના ઉપર તે પોતે ખરા દિલથી આશક્ત હતી તેની માતા તરીકે ઉભા રહેવાની તેની ઈચ્છા થઇ નહિ; તેથી તે પોંખવાની સામગ્રીનો થાળ લઇને આવી હતી, ત્યાંથી તેનું મન પાછું હટયું; અને તે વખતે તેણે કહ્યું કે મારા પેટમાં ચૂંક આવે છે અને મારાથી ઉભુ રહી શકાતું નથી.

દુહો

ઉઢે કેસરિઆ પેરેઆ, ત અંગણુ ઉજારો;
ડિઠે ડેર જો મોં તડે, સૂર થ્યોસ કારો.

**અર્થ**:—ઉઢે કેસરિયાં પહેર્યાં અર્થાત્ વરરાજાના પોશાકમાં દીપી રહ્યો, ત્યારે તેની કાન્તિથી આંગણામાં અજવાળું થઇ રહ્યું; એટલે કે તે ઘણો ખુબસૂરત દીસવા લાગ્યો. જ્યારે ભાભી મીણા-વતીએ દિએર ઉઢાનું મોઢું જોયું ત્યારે તેને બહુ શૂળ થયું.

એ પ્રમાણે મીણાવતી બહાનું કાઢીને પોતાના મહેલમાં જતી રહી; પણ તેના મનના વિચાર કોઈએ જાણ્યા નહિ. તરતજ વચેટ ભાઈ મોડની સ્ત્રીએ આવી ઉઢાને પોંખ્યો; ત્યાર પછી ઉઢો પોતાના મહેલમાં ગયો. પોતાની પરણીયત જીંદગીની પહેલી તેમજ કેટલી મુદત માટે છેલી રાત્રી આનંદમાં ગુજારી.

બીજે દિવસે સવારે નિત્ય નિયમથી પરવારી ઉઢો પોતાની ભાભી મીણાવતીની તબીયત પુછવા તેના મહેલમાં ગયો. મીણાવતી પોતાના પલંગ પર બેઠી હતી. તેણે ઉઢાને હસીને આવકાર આપ્યો અને રાત્રિ આનંદમાં ગુજારી હશે તે માટે મશ્કરીમાં સંતોષ બતાવ્યો. ઉઢે તેની તબીયત પુછી; તેના ઉત્તરમાં મીણાવતી હાસ્ય કરતી બોલી કે:—

અત્યાર સુધી મારી તબીયત રાત્રિના જેવીજ નાદુરસ્ત હતી; પણ હમણાં બાંદીએ કહ્યું કે:—ઉઢોજી આવે છે ત્યારે મારૂં દુઃખ મને ઓછું થતું જણાયું. તેમ અત્યારે તમને જોવાથી મારૂં તમામ દુઃખ દૂર થયું છે. મારા પ્રિય દિયર, તમને ન જોવાથી મને દર્દ થાય છે, અને તમને જોવાથી તે મટી જાય છે. શું તમે મારૂં દર્દ મટાડવાને ખુશી છો ?

આ વિચિત્ર ભાવવાળા વચન સાંભળી ઉઢો ચકિત થયો પણ પોતાની કંઇ સમજ ફેર હશે કિંવા ભાભી કંઈ મશ્કરી કરતાં હશે એમ ધારીને તેણે નમ્રતાથી આ હેત માટે નિર્દોષપણે આભાર માન્યો અને જ્યાં બારણાં આગળ ઉભો હતો ત્યાંજ ઉંબરા પર બેસી રહ્યો. ત્યારે મીણાવતીએ કહ્યું કેઃ—

દુહો

ઉઢા મ'વે તું ઊંભરેં, હીંજા પલંગ પેઓ;
આધીઅ રાત જો ઉથી, મુંકે ઉઢો જાધ પેઓ.

**અર્થ:**—હે ઉઢા જો આ પલંગ પડયો છે, તો તું ઉંબરા ઉપર બેસ મા; અરે મને અડધી રાતે ઉઠીને ઉઢા તું યાદ આવ્યો.

હવે બહાદુર અને સદગુણી ઉઢાને પોતાની ભાભીના કહેવાની મતલબ બરાબર સમજાઇ, તેથી તે સભ્યતાપૂર્વક બોલ્યો કેઃ

દુહો

હી પલંગ હોથીઅજો, હોથી મુંજો ભા;
તું તેંજી ધરેંવારી, સે થિએં મુંજી મા.

**અર્થ**:—આ પલંગ હોથીનો છે અને તે હોથી મારો મોટો ભાઇ થાય છે, અને તું તેની સ્ત્રી છો તેથી તું મારે માતા તુલ્ય છો.

આ જવાબથી મીણાવતીને જે ઘણા વખતથી ભય હતો તેજ સામે આવીને ઉભો રહ્યો; અને ઉઢો ખરેખર મારી વાત માન્ય નહિ રાખે, એમ જે મેં ધાર્યું હતું તેમજ થયું; તથાપિ હજુ પુરૂષ છે તે કદાચ સમજાવ્યો, લપટાવ્યો અને કદાચ ધમકી દીધાથી હાથમાં આવે એમ ધારી તેણે પોતાની કોશીશ જારી રાખી—અને કહ્યું કેઃ—

દુહો

ઉઢા થીંને તું દુખિઓ, મ કર મુંકે ના;
અજાવ ગોતરનીપાણુંજો, કયાં ફુટીશ તોજી મા.

**અર્થ**:—હે ઉઢા તું દુઃખી થઇશ જેથી કહું છું કે મને ના કહે મા. આપણે પરસ્પર જુદા જુદા ગોત્રના છીએ તો પછી હું તારી મા શી રીતે થઇ ?

સમજુતીથી ન લપટાતાં તથા ધમકીથી ન ડરતાં ઉઢે કહ્યું કે:—

દુહો

ન હુએ સેની ન થીએ, ન કજે એડી ગાલ;
કચ્ચો લગે કુડ'કે પોય, કેડો મેડીઆં માલ.

**અર્થ**:—ન હોય તે ન થાય—ન થવા જોગ તે ન થાય. એમાં કુળને એબ અર્થાત કલંક લાગે. પછી હું કેવો (માલ) નફો એમાંથી મેળવું? વળી ઉઢે કહ્યું કે:—

દુહો

ભાભી એડી ન કજે ગાલ, લોક લજ્જ મરેં;
પોય કેડા મેડીયું માલ, કડવા થીયું કટુંમસેં.

**અર્થ**:—હે ભાભી, એવી વાત ન કરિયેં કે જેથી કરી લોકોમાં લજવાઇ મરીયેં; અર્થાત લોકોમાં માથું ઉંચુ ન કરી શકીએ; અને તેમાંથી કેવો સાર (નફો) નીકળે? તેમ વળી કુટુંબીઓથી પણ અકારા થઇએ, માટે ભાભી, એવા વેંણ જીભ ઉપર ન લાવો.

આ ઉઢાનો છેલ્લો અને સ્પષ્ટ જવાબ સાંભળી મીણાવતી ઘણી પસ્તાઈ અને ગુસ્સે થઇ; પરન્તુ ઉઢો પોતાના નિશ્ચયમાંથી ડગ્યો નહિ અને જવા માટે ઉભો થયો ત્યારે છેવટ ભાભીએ કહ્યું કે:—

દુહો

ઉઢા થીંને તું દુખિઓ, ઝિઝા થીંધે સૂર;
છડાંઇધીશ હી કકડારો, વેનેં પાણીં જે પૂર.

**અર્થ**:—હે ઉઢા તું દુખિઓ થઇશ ને તને ઘણાં શૂળ થશે. હું તને આ કંડ—કકડારો મુકાવીશ અને તું પાણીના પૂરની પેઠે વહી (ચાલ્યો) જઇશ.

આ ધમકી ઘણી સખ્ત અને ગંભીર હતી; તોપણ બહાદુર ઉઢા પ્રત્યે તે કંઈ અસરકારક થઇ નહિ. ભાભીની આ વિચિત્રતા જોઇ તે ઘણો અજબ થયો અને તેને શરમ આવી. તેણે આવી વિકાળ તેને કોઈવાર જોઇ નહોતી. તેને બોધ કરવો નિરર્થક સમજી તે ત્યાંથી ચાલતો થયો.

× × × ×

### ૩

યુદ્ધ ક્ષેત્રમાં જેમને માટે વિજય કિંવા સ્વર્ગ એવા બે પરિણામ નિરમાણ થયેલાં છે એવા ક્ષત્રિય પુરૂષો ઘણું કરીને ફતેહજ મેળવે છે. તેમજ બહુધા ઇશ્વરની સહાયતા પણ ન્યાયના પક્ષમાં હોય છે. ઇત્યાદિ ગૂઢ તત્વો જેમણે જગતના ઇતિહાસોનું અવલોકન કરેલું હશે તેમને પ્રત્યક્ષ છે. તમે ન્યાયનો પક્ષ પકડો, સત્ય ઉપર આધાર રાખો, કપટથી વેગળા રહો, અને પછી તપાસો કે ઇશ્વરની છુપી મદદ કોને મળે છે. **सत्यमेव जयते** એ વેદનું મહાવાક્ય છે.

કેરોના લશ્કરે થોડાજ પંથ ઉપર સિંધીઓને પકડી પાડયા અને ત્યાં ઘોર યુદ્ધ ચાલ્યું. સિંધી સરદાર પણ પોતાની આબરૂ જાળવવાને ખૂબ જોસથી લડયો; પરંતુ કેરોના એક લોહીના રજપૂત લશ્કરની સામે સિંધીઓનું ભાડુતી લશ્કર ટકી શકયું નહિ. લશ્કરનો પગ છુટતો જોઇ તેમના સરદારે તેમને ટકાવી રાખવાને ઉશ્કેર્યું, પરંતુ કેર લોકોનો મારો એટલો બધો સચોટ હતો કે સિંધીઓ ઉપર તેમના સરદારના વચનો કશી અસર કરી શકયા નહિ અને છેવટે તેઓ નાઠા. કેર સરદારોએ તેમની પૂંઠ પકડવાનું દુરસ્ત ધાર્યું નહિ; કેમકે તેમને તરત પાછા વળવાની ધારણા હતી; એટલે પોતાની સર્વ આથ ઉપરાંત શત્રુઓ નાસતાં રહી ગયેલો સરસમાન વગેરે લઇને તરત વિજયવંત જામ હોથી તથા મોડ પોતાના લશ્કર સહિત મોટી ધામધૂમથી શહેર તરફ ચાલ્યા. તેમણે શહેરમાં આજ મોટો આનંદોત્સવ જોવાની આશા રાખી હતી પણ તેને બદલે તેમણે શહેરમાં ઉલટોજ દેખાવ જોયો.

ઉઢો મીણાવતી પાસેથી ગયો કે તરતજ તેની દાસી હાજર થઇ; અને બાજી બગડી, એમ એકજ વખતે બંને જણ બોલી ઉઠયાં. હવે શો વેષ ભજવવો તેની તેમણે ગોઠવણ કરી; મીણાવતીએ કહ્યું કે:—તારે જામને કહેવું કે મીણાવતીએ ઉઢાને જમવા તેડયો હતો. ત્યાં ઉઢાએ તેમની મશ્કરી અને અપમાન કર્યું. તારી વાત સાંભળી જામ મારી પાસે આવશે એટલે હું તેને બરાબર સમજાવીને ઉઢાને દેશપાર કરાવીશ.

રાજદરબારમાં જે વિવાહનાં માંગળીક ચિન્હ હતાં તે ફેરવાઇને હવે ગુસ્સાનાં ચિન્હ દેખાવા લાગ્યાં. હોથી અને મોડ શહેર નજીક આવ્યા ત્યારે રાત્રીનો સમય હતો, છતાં મુખ્ય રાજમહેલમાં એકે દીવોબતી દેખાતો નહતો. તેમ દરવાજા નજીક આવતાં વખત ન થયા છતાં દરવાજો બંધ હતો. ત્યારે તેમણે દરવાનને હાંક મારી. કારણ પુછવા સાથે દરવાજો ઉઘાડવાનો હુકમ કર્યો. દરવાને દરવાજો ઉઘાડીને માત્ર એટલુંજ કહ્યું કેઃ–કુમાર ઉઢાને અને રાણી મીણાવતીને કંઇ તકરાર થયેલી છે અને મને રાણી તરફથી દરવાજો બંધ કરવાનો હુકમ મળ્યો હતો.

જામ હોથી પોતાના મહેલમાં આવ્યો તો ત્યાં બધે અંધારૂં હતું. તે મીણાવતીની દાસીથી હકીકત જાણવા લાગ્યો ત્યારે તેણે કહ્યું કેઃ—

દુહો

બાની ચય બાવા કે, ધારૂંએ ધૂંમ લગી,
રત ફુડેની રાણી રૂવે, ઉઢો મોલેં આવેઓ.

અર્થઃ—હે માહારાજા પિતા આ બધી દારૂની કેફથી ધૂમ મચી છે. તમારો ભાઈ ઉઢો બદ નજરથી મહેલમાં આવ્યો હતો તેથી રાણી મીણાવતી લોહીના આંસુઓથી રડે છે.

આ સાંભળી જામ હોથી દાસીને સાથે લઈ રાણી મીણાવતી પાસે આવ્યો. પહેલાં તો તે બહુ ગુસ્સામાં જણાઈ પણ જ્યારે હોથી-જીએ તેને દિલાસાના શબ્દો કહી હકીકત પુછી ત્યારે તેણે ઉઢાની બેઅદબીની બધી વાત બનાવીને હોથીને કહી સમજાવી. હોથીને ઉઢાપર બહુ પ્રેમ હતો અને તેના સદ્દગુણ અને નીતિ વિષે તેને બહુ ઉંચો વિચાર હતો; તોપણ રાણી આવી નાલેશી ભરેલી હકીકત જુઠી કહે નહિ અને કદાચ દારૂના નિશામાં એવું બન્યું હોય તો તે અસંભવિત નથી એમ તેણે માન્યું; જેથી રાણીની ઇચ્છા મુજબ ઉઢાને દેશપાર કરવાનો પોતાનો નિશ્ચય જણાવ્યો.

બીજે દિવસે સવારે ઉઢો પોતાના મોટા ભાઈને પરણ્યા પછીની પહેલી સલામ કરવા આવ્યો. ઉઢાને ભરોંસો હતો કે ભાઇ મારી બધી

હકીકત સાંભળશે અને સાંભળ્યા પછી રાણીનો બહુ તિરસ્કાર કરશે. પરંતુ જ્યારે તેણે હોથીને જોયો ત્યારે તે ભારે ગુસ્સામાં હતો; તોપણ ઉઢાએ અદબથી તેને સલામ કરી; તેનો ઉત્તર ન વાળતાં હોથીએ તેને કહ્યું કે:—

દુહો.

ઉઢા જ હુંએ મુંજો ભા, ત મકજ મુંજો સલામ;
મ રોજ મુંજે રાજમેં, તોકે અન્ન અય હરામ.

**અર્થ:**—હે ઉઢા જો તું મારો ભાઇ હોય તો મારી સલામ કરજે મા અને મારા રાજ્યમાં પણ રહેજે નહિ; અને તને આ મારા દેશનું અનાજ ખાવું હરામ છે.

આ પ્રમાણે બધો મામલો ફેરવાઇ ગયેલો જોઈ ઉઢાને પોતાના ભાઈની સમજણ વિષે બહુ દિલગીરી થઈ. તેણે નમ્રતાથી પોતાની હકીકત સમજાવવાની કોશીસ કરી; પણ હોથીએ તે સાંભળવા ના કહી, ત્યારે ઉઢે કહ્યું કે:—

દુહો.

જેડા થેઆસીં પાણુ તેડા ન થેઆ પાણુસેં,
હલની હૈયા હાણુ, કેડો કુછણુ તિનીંસેં.

**અર્થ:**—જેવો હું થયો તેવો ભાઇ મારાથી ન થયો. હે મન, હવે ચાલ; હવે તેમનાથી શું બોલવું હોય.

વિદ્વાનોએ સ્ત્રી જાતિને મોહની મૂર્તિ ગણેલી છે અને તેના જુદા પ્રેમમાં પુરૂષ એટલો નિમગ્ન થઇ જાય છે કે તેને સત્ય વાત સમજાતી નથી, અને નારી પ્રેમના આવરણમાં પવિત્ર બન્ધુ-સ્નેહ પણ ઢંકાઇ જાય છે; તથા તેની પવિત્રતા પણ ભુલી જવામાં આવે છે. આજસુધી બન્ધુ પ્રેમની વિરૂદ્ધ નારી પ્રેમના જેટલા દાખલા જાણવામાં આવ્યા છે તે બધામાં બહુધા નારી પ્રેમનીજ ફતેહ થયેલી છે; કેમકે નારી પ્રેમ ઘણો આડમ્બરી અને ઝટ મોહમાં નાખે એવો પ્રબળ શક્તિમાન છે. તેની આગળ બિચારો બન્ધુ પ્રેમ કામીજનોને સીધો અને લુખો જણાય છે.

ઉઢાને આ બનાવથી ઘણીજ અસર થઇ અને તેણે પોતાના

ભાઈની બુદ્ધિ માટે બહુ શોક કર્યો; પણ તે નિરૂપાય હતો. તેને લાગ્યું કે મોડે વ્હેલે પણ ભાઇ પોતાની ભુલ જોશે અને પશ્ચાતાપ કરશે; જેથી હાલ તો તરત આ દેશ છોડી રવાને થઇ જવું અને વિદેશમાં જઇ સ્વપરાક્રમથી નામના મેળવવી.

એવો વિચાર કરી ઉઢો પોતાના મહેલે આવ્યો અને પોતાના માણુસોને લાંબી મુસાફરીએ ચાલવાનું છે માટે તેની તૈયારી કરવા હુકમ આપ્યો.

થોડાજ વખતમાં ઉઢાનો રિસાલો તૈયાર થયો. ભાટના જણાવવા પ્રમાણે તેની સ્વારીમાં ૧૪૦ ઘોડેસ્વારો ૩૦૦ ઉંટો ૧૮૦૦ ગાયો ૩૦૦ ભેંસો અને ૫૦૦ ચાકરિયાત માણુસો હતા. પોતાના માણુસોને રવાને થતાં થોડો વખત લાગશે એમ ધારી ઉઢે શહેરમાંથી નીકળી એક બગીચામાં ઉતારો કરવાનો નિશ્ચય કર્યો. ઉઢાનો માલ અને માણુસો થોડે થોડે બહાર નીકળવા માંડયા. આ વાત જ્યારે શહેરમાં જણાઈ ત્યારે એક વૃદ્ધ કારભારી ઉઢાની પાસે આવ્યો અને તેણે કહ્યું કેઃ—

દુહો.

જુડંધા દોસ્ત હિન જહાંનમેં, જુડંધા નાણું ઝાલ સભેં;
પણ માડી જાયો કિં, ન જુડંધો, ખરચે નાણું લખ.

અર્થ:—આ દુનિયામાં અનેક દોસ્તો મલશે, તેમ પૈસા પણ મળશે, અને ઓરતો પણ મળશે; પણ હે ઉઢા જનમ લાખો ખરચતાં પણ ભાઇ, પોતાની જમણી બાંય નથી મળવાની. વળી વૃદ્ધે કહ્યું કેઃ-

દુહો.

ઉઢા પરચો પાણુ મેં, રૂઠે કીંન સરંધા;
જડે સિગાઇધા સિપરિં, તડે ઓરાતો થીંનાં.

અર્થઃ—હે ઉઢા તમે આપસમાં સમજી જાઓ, આવી રીસથી કાંઇ વળશે નહિ; જ્યારે યુદ્ધ ક્ષેત્રમાં ચડશો તે વખતે (બાંય બેલી વિના) તમને પશ્ચાતાપ થાશે.

ઉઢે વિચાર્યું કે આ વૃદ્ધ કારભારીની માન્યતા એમ જણાય છે કે અમે મીલ્કતની વહેંચણીથી વઢયા છીએ અને તેથી હું રીસા-

ઇને જાઉંછું; તેથી તેણે તે કારભારીને સમજાવીને કહ્યું કેઃ-કાકા, અમારે ભાઇઓમાં કાંઇ વાંધો નથી, પણ આ તો માત્ર જામ હોથીજી-એ મને આજ્ઞા કરી છે કે તારે હાલે પરદેશની એક મુસાફરી કરવી; તેથી માત્ર તેમનો હુકમ માથે ચડાવીને જાઉં છું. અમારામાં કશો વાંધો છેજ નહિ કે જેની પતાવટ માટે તમારા જેવા શુભ ચિંતકોને તસ્દી આપીએ.

આ જવાબથી પેલો વૃદ્ધ પુરૂષ સંતોષ પામ્યો. ત્યાર પછી ઉઢાનો સ્વારીનો સામાન લઇને ઉંટો રવાને થયા. તેને જોઇને એક વૃદ્ધ ડોશીએ કહ્યું કેઃ—

દુહો.

ઉઢે ઊચાડા ભરેઆ, મૈએં મથે માલ,
કો જાણુ કેઇ ગાલ, કેરેં કચ્છો છડેઓ.

અર્થ:—ઉઢે ઊચાળા (ઘરનો સામાન) ભર્યા અને તેનો માલ ઉંટો ઉપર નાંખીને બીજે જાય છે; પણ કોણ જાણે કઇ વાત (કારણ) થી ઉઢા કેરે કચ્છ મુકયું.

પોતાનો તમામ માલ અને માણસો શહેર બહાર ગયા પછી ઉઢો પોતાના તેજી અશ્વ ઉપર બેસીને રવાને થયો. તેના સમાચાર દાસીએ રાણી મીણાવતીને કહ્યા. તેથી તેણે મનમાં વિચાર કર્યો કેઃ-

દુહો.

જિની કારણુ મું કેઆ, ભીતિં મિઝ બારા;
સે સજણુ લડે હલેઆ, ભરેની ઉચાડા.

અર્થ:—જેના કારણ માટે મેં ભીંતોમાં બાકોરાં-બારણાં કર્યાં તે પ્રિયતમ તો ઉચાળા ભરીને ચાલી નીકળ્યા.

પછી રાણીએ ઉઠીને બારીમાંથી જોયું તો ઉઢાને દૂરથી જતો જોયો:—

દુહો.

બાઈ ઉથી ન્યારેત, ગુરિઉં ડિઇ બ્યો ગાત,
જોગી વુડી જમાત, વેંધા કઇ વિલાત કે.

અર્થ:—બાઇ રાણી ઉઠીને જુએ છે તો (પ્રિયતમ) શરીરમાં

વિરહની પીડા આપી ચાલ્યો ગયો, તેથી તેણે વિચાર્યું કે: આ પ્રેમના જોગી પોતાની જમાત સાથે ચાલ્યા જાય છે. તે કોણ જાણે કઇ વિલાયત-દેશમાં જશે:—

ઉઢે રાતે પોતાનું મેલાણુ બગીચામાંજ કર્યું. સવારે ઉઠીને મીણાવતીએ ઉઢાના મહેલ તરફ જોયું તો તેનાં બારી બારણાં બંધ દીઠાં ત્યારે નિશ્વાસ નાંખ્યો, અને કહ્યું કે:—

દુહો.

બાઈની ઉથી ન્યારે, પિરો પેર ભરે,
સામઈ સુંઞ કરે ઉઢોની હલી નિકરેઓ.

અર્થ:—રાણીએ પરોઢે ઉઠીને પગ ભરીને ઉઢાની મેડી તરફ જોયું અને કહ્યું કે: હાય આ સામે ઉજ્જડ કરીને ઉઢો તો ચાલી નીકળ્યો.

રાણી મીણાવતીએ વિચાર કર્યો કે મેં જેના માટે આટલો બધો પ્રપંચ કર્યો તે તો આમ રીસાઇને ચાલી નીકળ્યો, અને હવે જો તે અહીંથી રવાના થયો તો મને પાછો ક્યારે પણ મળવાનો નથી. માટે હવે તેને ગમે તેમ કરીને મનાવવો એમ વિચાર કરીને તેણે જામ હોથી તથા મોડને પોતાની પાસે બોલાવ્યા અને કહ્યું કે:-

તમે ઉઢાથી મોટા છો અને એ તમારો નાનો ભાઈ છે તેથી કદાચ તેણે કાંઇ મૂર્ખાઈ કરી તો તે તેની છોકરવાદ ગણાય; જેથી હવે તમારે તેને મનાવીને પાછો તેડી લાવી રાખવો જોઇએ; નહિં-તો લોકોમાં તમારી નિંદા થશે, કે રાજ્યનો ભાગ આપવો પડે એટલા માટે વઢીને પોતાના નાના ભાઇને કાઢી મુક્યો. વળી મીણા-વતીએ કહ્યું કે:-

દુહો.

અઈ મનાઇ જા મકડા, અયો સગા ત્રે ભા;
ઉઢો હલી નકરેઓ, તેં'કે મોડ વારી'આ.

અર્થ:—તમે મનાઇના લાડકવાયા પુત્રો ત્રણે સગા ભાઇ છો તેમાંથી ઉઢો ચાલી નીકળે છે તેને હે મોડ, તું મનાવીને પાછો તેડી આવ.

ત્યારે મોડે કહ્યું કેઃ–હે ભાભી, મેં કાંઇ ઉઢાને રીસાવ્યો નથી; તો પછી હું તેને મનાવવા પણ શી રીતે જાઉં ? પરંતુ તેને જવાનું કારણ તમારાથી થયું છે માટે તમેજ તેને સમજાવીને પાછો તેડી લાવો. હોથીએ પણ આ વાતમાં સંમતિ આપી; તેથી મીણાવતી રથમાં બેસીને પોતાના દિએર ઉઢાને મનાવવા માટે બગીચામાં આવી, અને ઉઢાને કહ્યું કેઃ–

દુહો

ચોં ઘે વરેની ચાર, ઉઢા અસાં કે થેઆ;
વેંણુ અસાંજો વાર, તવિયું લડું વારીઆં.

અર્થઃ—હે ઉઢા, મારૂં કહ્યું માનવા માટે કહેતાં મને ચાર વર્ષ થયાં; હજુપણ જો તું મારૂં વચન રાખે તો આ તારા ઉપડેલા મેલાણ પાછા વાળું.

ત્યારે ઉઢે સભ્યતાથી કહ્યું કેઃ–

દુહો.

ઢી બા બાંણા વેંણ, અસાં મચો ગોરડી;
હિકડા લજેં નેંણ મુક્કર લગે મીંઅણું.

અર્થઃ—એક બાળક જેવા–અયોગ્ય વેણ, હે સ્ત્રી, તું મને કહે મા. એવું કરવાથી એક તો આંખો લજાય અને બીજું નક્કી મેણું લાગે.

મીણાવતીએ ઉઢાને પોતાના નિશ્ચયમાં અડગ જોઇને તેને વખાણથી વશ કરવા કહ્યું કેઃ–

દુહો.

અખીં તોજ્યું સિપરીં, રૂપે જેડી રિઇ.
અસીં જાગોં જિનીલા, સુમી પરે આ સઇ.
અખીંની આભ વિઇ કિત ન્યારે વોણ્યું ન રેં.

અર્થઃ—હે પ્રિયતમ ! તારી આંખો રૂપાના જેવી ચકચકીત છે. તે આંખોને માટે અમે જાગરણ કરીએ છીએ અને તે આંખો વડે તમે તો સુઇ રહ્યા છો. આંખો આકાશ સુધી પહોંચે છે, અને જોયા વગર રહી શકતી નથી. અર્થાત્ પ્રેમની આંખો પ્રેમનેજ શોધે છે. વળીઃ–

દુહો.

અખીં તોજ્યું સિપરિં, કાજર જીંઅ કારીયું;
ડિન્યું સાયભ સુણિયું, મોં મેની મોચારીઉ.

**અર્થ**:—હે પ્રિયતમ ઉઢા તારી આંખો કાજળના જેવી કાળી છે. ઈશ્વરે તે તારા મોં ઉપર શોભે એવી સુંદર આપી છે:–

ઉઢાએ કહ્યું કે:–

દુહો.

ઇનીં નિમાણેં નેણે આડા ડુંગર ડીંધાસીં,
એડો આડો વેરી તિત રાત રોંધાસીં.

**અર્થ**:—એ નિર્માલ્ય આંખો વચે (તમારી અને અમારી વચે) પર્વતો આડા રાખશું કે જેથી તેને જોવાથી તમને તાપ થાય નહિ. આજ રાત પણ જ્યાં એવો મોટો વૈરી પર્વત આવશે ત્યાંકને મેલાણુ કરશું.

ત્યારે મીણાવતીએ કહ્યું કે, હે ઉઢા, તારા જવાથી તારી મેડીઓનું શું થશે. તેમ તારા માલ (પશુઓ)ની શી હાલત થશે? ત્યારે ઉઢે કહ્યું કે:–

દુહો.

વગ ન ગિડે વીયરીએં, તડન તાજો પેર;
સુંનું કરેને શેર, મર મેડીયું મુકામ થીંએ.

**અર્થ**:—ભલે મારી આથો મારી વીડીઓ (નાના કુવાઓ) ઉપર પાણી ન પી શકે. ભલે કચ્છના ડુંગરોમાં તેના તાજાં પગલાં ન દેખાય. ભલે શહેર પણ સુનું થાય અને ભલે અમારી ગેરહાજરીમાં અમારી મેડીઓ પણ મશાણુ (સ્મશાન) થાય. તેની હવે મને ઉમેદ બીલકુલ નથી.

ઘણી રીતે સમજાવ્યા છતાં પણ ઉઢે માન્યું નહિ તેથી મીણાવતી નિરાશ થઇને પાછી વળી; અને ઉઢો પોતાનું લશ્કર લઇને રવાને થયો. ભાભી મીણાવતીને વીલે મોઢે પાછી આવતી જોઇને મોડે તેને પુછ્યું, કેમ ભાભી? ઉઢાને મનાવી આવ્યા? તેના જવાબમાં મીણાવતીએ કહ્યું કે:–

દુહો.

ડેર ડમરજી હલ્યા, સે કારી રાત કવાંઠ,
બધી ઘોર બંધ ઘુઘનકે દઈ તંગજી તાણુ.
મું જલીંધે નરેઆ સે સજે વેઆ સરવાણુ,
કં કુંધેડી મું લુલાટ રાત નરેઆ હિકડી.

અર્થ:—હે મોડ, કુંમાર ઉઢો દિઅેર રીસાઈને ઘોર અંધારી રાત્રેજ ઘર મુકીને બહાર નીકળી ગયા ને પોતાના (કવાંટ) ઉંટને ઘોર બંધ અને ઘુઘરા બાંધી તંગ તાણી તે તો ચાલ્યા ગયા. મેં તેમની પાસે ઘણા ઘણા લુલાટ કાલાવાલા કર્યા; છતાં તે તો એક રાત્રી પણ રોકાયા નહિ; તેમ મારી વાત પણ ઉઢાએ માની નહિ.

× × ×

૪

ઉઢો પોતાના રિસાલા સાથે ઈશાન કોણુ તરફ ચાલ્યો અને મજલ કરતાં કરતાં બન્ની નામના દ્વિપકલ્પમાં આવી પહોંચ્યો. ત્યાં કીરા નામે પર્વત નજીક મેલાણુ કર્યું. ઉઢે કીરા પર્વત ઉપર ચડી પોતાની જન્મ ભૂમિ તરફ નજર કરી ત્યારે તેનું હૈયું ભરાઈ આવ્યું.

જે મનુષ્ય જે ભૂમિમાં ઉત્પન્ન થયું હોય તેને તે ભૂમિ તરફ અત્યંત પ્રેમ હોય છે. પછી તે ભૂમિ કદાચ ઉત્તમ પણ ન હોય, કદાચ તેને તે ભૂમિમાં અતિ સંકટ પડ્યું હોય તથાપિ વ્હાલા વતન તરફનો સ્નેહ અંતકરણમાંથી છુટતો નથી. પોતાનાં વતનથી હજારો મૈલ દૂર ગયેલો માણુસ પણ વતનને સંભારે છે અને તેની જુદાઈથી રડે છે. તેના પુષ્કળ દૃષ્ટાંતો ગ્રંથોમાં લખેલા છે. જ્યારે ઉઢાએ જાણ્યું કે હું મારા વતનને હવે તદન છોડી જાઉં છું ત્યારે તેણે ખરી લાગણીથી પર્વતને ઉદ્દેશીને કહ્યું કે:—

દુહો.

કીરા તું એયેં નીરો ઉભેં બન્નીયેં બોક;
પણ ડિઘ હિયેં મેં ખોક કેરેં કાછો છડેઓ.

અર્થ:—હે કીરા, તું તારી જન્મભૂમિના મધ્ય ભાગમાં સુખથી લીલો છમ જેવો ઉભેલો છે. પરંતુ અમે-કેરોએ અંતકરણમાં ખાડો પાડી વતન પ્રેમને કાઢી નાંખીને આ કચ્છને છોડયું.

વળી એક હોલાને કચ્છ તરફથી આવતો જોયો. તે જ્યારે એક વૃક્ષ ઉપર બેઠો ત્યારે તે કચ્છથી આવેલો છે એમ જાણી ઉઢે તેને કહ્યું કે:—

દુહો.

બાબીડા બિઇ આર, કડેં વેનેં કચ્છ કે;
ઝિઝા ડીજ જુઆર, પાડો પુછી પિરિયન જો.

અર્થ:—હે હોલા, તું ફરી બીજી વાર કચ્છ તરફ ક્યારે જઇશ? જ્યારે તું જાય ત્યારે મારા પ્રિય અઝીજોનું પડોશ પુછીને તેમને ઘણા ઘણા જુહાર-સલામ દેજે.

જેણે પોતાના નિરંતર દાન વડે પ્રસારેલી ઉજ્વળ કીર્તિથી સ્વદેશને આચ્છાદિત કર્યો હતો એવો ઉઢો કેર જ્યારે વિદેશ જવા નીકળ્યો, ત્યારે ઘણી જગોએથી ભાટ ચારણો તેની પાસેથી દાન લેવાને આવ્યા. તેમને તેણે ગાયો ભેંસો ઘોડા વગેરે આપીને સંતોષ્યા.

એમ ચાલતાં ચાલતાં જ્યારે તે ઉપર જણાવ્યા મુજબ બન્નીમાં આવ્યો ત્યારે તેની પાસેની તમામ ભેંસો દાનમાં અપાઈ જતાં બાકી એકજ ભૂરી ભેંસ પોતાના દૂધ પીવાની હતી તેજ રહી હતી. એવે સમયે વડસર નામે ગામના એક ચારણે આવીને એક ભેંસની યાચના કરી. ઉઢે તેને કહ્યું કે, બારોટ મારી પાસે માત્ર એકજ ભેંસ છે. તે મારા પોતાના દૂધ પીવા માટે રાખી છે. જો વધારે હોત તો હું તમને એકને બદલે બે ભેંસ આપત. તે ઉપરાંત તમને ગાય ઘોડા કે ઊંટ જે જોઇએ તે માગી લ્યો. બારોટે કહ્યું કે મારે તો એ તમારી પોતાની ભેસજ જોઇએ. પરંતુ ઉઢાનો જીવ પોતાની પાળક ભેંસ માટે કચવાવા લાગ્યો. તે જોઈને ચારણે તિરસ્કારથી કહ્યું કે:—

દુહો.

મિયુંની મોટા ઠામ, ડિંઅણુ ઘણેં દુવલિયું;
રેખડિઆરા જામ કેરેં જે મન કાકીઉં.

અર્થ:—ભેંસો મોટી વસ્તુ છે અને તે આપવી ઘણી અપ્રિય છે તેમાં પણ રેખડિઆરા જામ જે કેર રજપૂતો છે તેમના મનથી તો તે કાકીઓ જેવી છે.

કેટલાક લોકોનું માનવું છે કે પ્રથમ જેટલી ભાટ ચારણોની સત્તા હતી તેટલી સત્તા વર્તમાન કાળમાં ન્યુસપેપરોના હાથમાં છે. પણ તે ભૂલ છે કેમકે વર્તમાનપત્રો ઉપર તો લાઇબલ પણ માંડી શકાય છે પણ ભાટ ચારણોની સત્તાની કંઈ હદજ નહોતી. તે વખતના હાકેમો કેવળ સ્વતંત્ર હતા, તોપણ કોઇ પણ હાકેમે ભાટ ચારણને સજા કરી હોય એવો દાખલો ઇતિહાસ વેત્તાઓ બતાવી શકતા નથી. તે વિષે અમે "વાર્તા વિનોદ" નામના પુસ્તકમાં બીજા વિભાગની ૧૧ મી વાર્તામાં લખેલું છે. આ વખતે ઉઢો આ અપમાન બદલ ચારણનો શિરછેદ કરવાને કેવળ સમર્થ અને સ્વતંત્ર હતો; પણ આર્યનીતિમાં કવિઓનો દરજ્જો ઘણો મોટો પવિત્ર અને સુરક્ષિત મનાયલો છે; તેથી ગમે તેવું અઘટિત બોલનાર ભાટ ચારણ કે બ્રાહ્મણ કવિને રાજાઓ દંડ કે સજા આપી શકતા નહિ; કેમકે રાજા કિંવા હાકેમોને તેમની ભુલો બતાવનાર માત્ર એવો કવિ વર્ગજ હતો. તેને સજા કરવાની સત્તા કોઇ હાકેમને નહોતી. તે વિષે કવિ ગંગે મહાન શાહેનશાહ અકબરને નીચેના શબ્દોમાં કહ્યું હતું:—

**છપ્પય.**

હમ હિંદવનકી ગાવ, હમરિ સુવ્વર તુરકાને;<br>
ચઢેં તેજીપેં પાસ, રાવ કુછ રીસ નઆને.<br>
હમ જાવેં પરદેશ, માંગકે હસ્તી લ્યાવેં;<br>
હમપેં ચમર ઢરાત, હમરિ શિર છત્ર ધરાવે.<br>
હમ ચોરી ડારી પર હરેં, હમ શિરસેં રૂઠે રહે;<br>
કવિ ગંગ કહે અકબર સુનો, કવિયંન ભાવેં ત્યોં કહે.

ચારણના ઉપલા વચનથી ઉઢાને ઘણું માઠું લાગ્યું, અને તેણે તત્કાળ પોતાની વ્હાલી કિંમતી અને એકની એક ભેંસ તેને આપી દીધી; અને તેણે કહ્યું કે બારોટ આ ભેંસ મારે ત્યાં જેવી સુખી હતી તેવીને તેવીજ બરાબર તું તેને રાખજે; અને તેની પુરેપૂરી બરદાસ લેજે. ભેંસ મળવાથી ચારણે ઉપલોજ દુહો ફેરવીને નીચે પ્રમાણે કહ્યો:—

દુહો.

"મિયુંની મોટા ઠામ, દિંયણુ ઘણે દુવલિયું;
પણ રેખડિઆરા જામ, કેરેં જે મન કોડિઉં.

અર્થઃ–ભેંસો મોટી અને કીંમતી વસ્તુ છે; અને તે આપવી ઘણી અપ્રિય છે પરંતુ રેખડિયારા જામ જે કેર રજપૂતો છે તેમના મનથી દાનમાં તે કોડીની બરાબર છે, અર્થાત બહુ તુચ્છ વસ્તુ છે.

બારોટે ફરીને દુહો ફેરવીને કહ્યો તેથી ઉઢાને કંઇક સંતોષ થયો; અને ચારણ પણ ભેંસ લઇને ખુશી થઇને પોતાને ગામ ગયો. હવે ઉઢાએ આગળ મુસાફરીએ જવા માટે વહાણમાં[1] બેસવાની તૈયારી કરવા માંડી.

બીજે દિવસે પરોઢીએ ઉઢો પોતાના માણસો વગેરે સાથે વહાણમાં ચઢયો. આથી પહેલાં તે કોઇવાર દરિયામાં વહાણે ચઢલો ન હતો, તેથી પોતાના વતનની જુદાઇમાં તે નીચે પ્રમાણે બોલવા લાગ્યોઃ–

દુહો.

"અસીં મનાઇ જા મકડા, સે જર મથે જડયા.
પિરોની વિઆણી રાત, લોરીં મિંઝ સે લુડેઆ.
જર મથેની જાજ, પેર નલજે સજણેં
સંણુ નંગર ને ખુઆજ, પગા છોડે પંધ થેઆ.

અર્થઃ–અમે મનાઇના લાડકવાયા તે આજે દરિયાના પાણી ઉપર જડયા છીએ. રાત્રી મટી પરોઢ થવા આવી છે એવે સમયે આ દરિયાની લેહેરોમાં તે હીંચાળા ખાઇએ છીએ.

જે પાણી ઉપર જહાજમાં ચઢયા હોય તેનું પગલું તેના વ્હાલાએોને જડતું નથી. તેવા વહાણુમાં આજે અમે સ્વાર થયા છીએ. સઢ નાંગર અને ખૂઆ સ્થંભને ઉપાડી પગો છોડીને પંથમાં પડયા છિયે.

એ પ્રમાણે પોતાના વતન અને વહાલાંઓને સંભારતો ઉઢો

---

૧ સિંધુ નદીની એક શાખા બન્નીના રણમાં ઉતરતી હતી, અને તેમાં નાંના વહાણુ ચાલતા હશે. તેમ કચ્છનું રણ છે તે પણ સમુદ્રનું તળિઉં છે એમ ભુસ્તરવેતાઓ સહપ્રમાણ જણાવે છે, તેથી આ સમયમાં સમુદ્રની કેટલીક નાળો હોય ને તેમાં વહાણે બેસીને સિંધ તરફ જવાતું હોય.

વહાણમાં બેસી સિંધ તરફ જતો હતો. થોડા વખતમાં તે સિંધ તરફના કિનારા પર ઉતર્યો અને ત્યાંના ધલુડીઆ (ધલુડા) સોઢાના પાયતખ્ત બાંભણાસર× નગરમાં ગયો.

ઉઢો ધલુડાના રાજ્યમાં મોટા પગાર અને માનથી નોકરીએ રહ્યો અને તે સોઢા રાજાની પ્રીતિ દિન પ્રતિદિન ઉઢા પ્રત્યે વધવા લાગી. કેમકે ઉઢો જેવો ખુબસુરત હતો તેવોજ બહાદૂર અને બુદ્ધિશાળી હતો; તેથી રાજકાજમાં તે ઘણા ઉમંગથી ભાગ લેવા લાગ્યો; અને તે રહેતે રહેતે ત્યાં એક અગત્યનો મંત્રી થઇ પડયો; પણ આ વાતથી ધલુડાના જુના કારભારીઓ ઘણા નારાજ થયા; કેમકે તેમનું થાન કમી થયું હતું; તેથી તેઓ ઉઢાપર રાજાની અપ્રીતિ થાય એવા ઉપાયો શોધવા લાગ્યા.

એક વખત રાજાને તેમણે સમજાવ્યું કે, આપ સર્વ વાતે ઘણા શાણા છો; તથાપિ અમારી ફરજ વિચારી અમારે આપને જણાવવું જોઇએ કે ઉઢા જેવા પરદેશી ઉપર ઘણો ભરોંસો રાખવો યોગ્ય નથી. અમને હકીકત મળી છે કે ઉઢો અહીંની હકીકત કચ્છ માંહેલા પોતાના ભાઇઓને કહાવી મોકલે છે; અને તેમના સંદેશા ઉઢાને વારંવાર આવે છે; તેથી કોઇ વાર અચાનક કચ્છથી ફોજ ચડી આવશે અને આપણું લશ્કર તો બધું ઉઢાના સ્વાધીનમાં હશે તો આપણે રાજ્ય ખોઈ બેસશું એમ અમને ભય લાગે છે. રાજ્યનીતિમાં પણ કહ્યું છે કે, અનાયાસે આવી ચડેલા પરદેશી પર રાજાએ વિશ્વાસ કરવો નહિ. પછી આપ મહારાજાની જેવી ઇચ્છા.

રાજાએ કહ્યું કે, તમે કહો છો તેવી બાબત હું પ્રત્યક્ષ જોઉં નહિ ત્યાં સુધી ઉઢા જેવા બહાદુર રજપૂત ઉપર શક લાવવાનું કશું કારણ નથી.

કારભારીએ કહ્યું કે, તે અમે કોઈ વાર બતાવી આપશું. અમે કહીએ તે વાત ઉઢાને પુછજો, એટલે તે તેનો જવાબ નહિ આપે; અને આપશે તોપણ તે ઉડાવનારો હશે તો તેથી આપને તેની

× બાંભણાસર તે બ્રાહ્મણાબાદ યાને નગરઠઠા હશે એમ જણાય છે. ધલુડિયા સોઢાના રાજ્ય વિષે ઘણા પુસ્તકોમાં લખેલું છે પણ તેની સવિસ્તર હકીકત હજુ સુધી જાણવામાં આવી નથી.

સંપૂર્ણ ખાત્રી થશે કે ઉઢો એક જાસુસ તરીકે અહીં આવીને આપણી બાતમી લેવાજ રહેલો છે.

આ વાતને કેટલોક સમય વીતી ગયા બાદ એક દિવસે રાજા સ્વારીથી જતો હતો એટલામાં એક કચ્છી પોશાક પહેરેલી સ્ત્રીએ ઉઢાને દૂરથી હાંક મારીને બોલાવ્યો અને પોતાને કાંઇ ખાનગી વાત કહેવી છે એમ રાજા સાંભળે તેમ કહ્યું. ઉઢે કહ્યું કે તું કોણ છે તે હું ઓળખતો નથી તો પછી તારી વાત સાંભળવાથી શું હાંસલ ? પરંતુ તે વખતે રાજાએ ઉઢાને કહ્યું કે એ સ્ત્રી તમારા દેશથી આવેલી છે અને તે તમને કંઈ કહેવા ઇચ્છે છે તો તે તમારે ખુશીથી સાંભળવું જોઇએ; માટે જાઓ તે શું કહે છે તે સાંભળો. આથી રાજાનું કહ્યું માનીને ઉઢાને તે સ્ત્રીની વાત સાંભળવા જરા દૂર જવું પડયું. તે સ્ત્રીએ એટલું જ કહ્યું કે—હું તમને કહું છું તે તમારે કોઇને કહેવું નહિ. એ સાંભળીને ઉઢાએ કહ્યું કે તું શું કહે છે ? પેલી સ્ત્રીએ કહ્યું, બસ એ જ. તેથી ઉઢે તરત જાણી લીધું કે આમાં કાંઇ પ્રપંચ છે; પણ હવે જે થાય તે ખરૂં.

સ્વારી દરબારમાં આવ્યા બાદ રાજાએ ઉઢાને પુછ્યું કે પેલી સ્ત્રીએ તમને શું કહ્યું ? ઉઢે કહ્યું કે, સાહેબ તેણે મને કાંઇ પણ કહ્યું નહિ અને ખાલી હેરાન કર્યો. રાજાએ કહ્યું કે તેમ બનેજ નહિ. તમે ઘણા પ્રપંચી અને લુચ્ચા છો એવી મારી ખાત્રી થાય છે, માટે હું મારી નોકરીમાંથી તમને આજથી રજા આપું છું.

ઉઢે કહ્યું: માહારાજા સાહેબ હું એક ખરો ક્ષત્રિય છું; પરંતુ આપે આજે મને વગર સમજે જે ગેરઇન્સાફ અને અપમાન આપ્યું છે તેવું કોઇ ઇતર જને જેનું મેં લુણ ન ખાધું હોય એવા માણસે આપ્યું હોત તો તેનો ઉત્તર હું મારી તલવારથીજ આપત; પણ શું કરૂં કે મેં આપનું અન્ન ખાધું છે; પરંતુ હવે મને જણાય છે કે આ બધો મારા દુશ્મનોએ ઉભો કરેલ ત્રાગડો ને પ્રપંચ છે; અને તે હું સાબિત પણ કરી શકું. પરંતુ આપના જેવા બેકદરને વગર તપાસ કરે ગુન્હેગાર ઠરાવનાર રાજા પાસે હું એક ઘડી પણ રહેવા માગતો નથી. એમ કહી સભ્યતાથી સલામ કરીને ઉઢો ત્યાંથી રવાને થઇ ગયો.

× × ×

## ૫

ધલુડા સોઢાથી રીસાયલો ઉઢો કેર પોતાના તમામ રિસાલા સાથે કચ્છ તરફ રવાને થયો; પરંતુ ભાભી મીણાવતીએ કરાવેલા અપમાનનો ઘા હજુ તાજો હોવાથી કંડ કકડારા તરફ આવવાની તેની હોંસ વધી નહિ; તેથી કચ્છના પૂર્વ ભાગમાં વીસલદેવ સોલંકી રાજ્ય કરતો હતો તે તરફ તે ચાલ્યો; કેમકે તે રાજા ઉઢાનો મામો તેમજ સસરો થતો હતો. ઉઢાનો વિચાર હતો કે સાસરામાં સૌને હળી મળીને પછી બીજા કોઈ મોટા રાજસ્થાનમાં જઇ નામના મેળવવી.

બાંભણાસરથી નીકળેલો ઉઢો મજલ દર મજલ કરતો કેટલેક દિવસે ગેડી આવી પહોંચ્યો. ત્યાં પહોંચવાથી તેણે જે આનંદ મેળ-વવાની આશા રાખી હતી તેમાં તે નિષ્ફળ નીવડયો; કેમકે ધલુડાના સરદાર બાંભણિયાં સમાએ થોડાજ દિવસ ઉપર વીસલદેવ સોલંકીની આથો વાળી હતી; તેથી તે વૃદ્ધ રજપૂત બહુ દિલગીરીમાં હતો. ઉઢે તરત તેને દિલાસો આપ્યો કે તમે નિશ્ચિંત રહો, હું તમારી આથો અને તે ઉપરાંત ધલુડાનો બીજો પણ માલ તમને આણી આપીશ; અને તમને થયેલા અપમાનનું સંપૂર્ણ વેર વાળીશ.

એ પ્રમાણે પ્રતિજ્ઞા કરી ઉઢો ત્યાં થોડો વખત રહીને તરત પોતાના ૧૪૦ ઘોડેસ્વારોના રિસાલા સાથે પાછો સિંધ તરફ જવા નીકળ્યો. રસ્તામાં એક સરોવરના તટ પર વિશાળ વડ વૃક્ષોની છાયા નીચે વિશ્રાંતિ લેવા ઉતારો કર્યો હતો ત્યાં એક તેજી ઘોડા પર સવાર થયેલો નવ યુવાન રજપૂત આવી ચડયો; જો કે, તેના મોઢા ઉપર હજુ મૂછો આવી નહોતી તોપણ તે એક શૂરવીર અને ખુબસૂરત રજપૂત બચ્ચો છે એમ સ્પષ્ટ જણાતું હતું. આવા ખુબ-સુરત અને નાજુક જવાનિયાને જોઇને ઉઢાના માણસો પોતપોતામાં મશ્કરી કરવા લાગ્યા. કોઇએ કહ્યું કે, તેનો ઘોડો ઘણો પાણીદાર છે તે આપણને કામ આવશે. બીજો બોલ્યો કે તેના કપડા ઘણા કીંમતિ છે તે હું પહેરીને ભભકો બતાવીશ. ત્રીજો બોલ્યો કે તેની તલવાર તો મનેજ ખપ લાગે એવી છે. ઇત્યાદિ હાસ્ય વચનો

બોલવા લાગ્યા. આ હલકા લોકોની ચેષ્ટા પેલા યુવાન સ્વારે જો કે દૂરથી કંઇક જાણી લીધી હતી તોપણ નજીક આવી તેણે સભ્યતા-પૂર્વક રજપુતોની રીતે સોને રામરામ કર્યા અને હોકાની ટોપી પર ચડાવવાને દેવતા માગ્યો. પરંતુ પેલા ટીખળી સિપાઇઓમાંના એકે મશ્કરીમાં કહ્યું કે, ઠાકોર તમે હેઠા ઉતરી દેવતા લઇ લો. અમે તો જામ ઉઢા ફેરની નોકરીમાં નોંધાયલા હોવાથી આપનો હુકમ ઉઠાવ-વાને અશક્ત છીએ તે માફ કરશો.

આ અપમાન ભરેલી મશ્કરીનો કંઈ ઉત્તર ન આપતાં પેલા સવારે પોતાના ભાથામાંથી એક તીર કાઢી કમાનમાં ચડાવ્યું અને દેવતાની ધુણીમાં ઘોડા પર બેઠે બેઠે એવી ચાલાકીથી માર્યું કે તેથી એક અર્ધું સળગેલું લાકડું ઉંચું ઉડયું, તે તેણે ઘોડો જરા આગળ લઈને અદ્ધર ઝીલી લીધું, અને તેમાંથી ભાંગીને પોતાના હોકા પર દેવતા ચડાવ્યો.

આ તેનું નવાઇ જેવું પણ બહાદૂરી અને ચાલાકીવાળું કૃત્ય જોઇને ઉઢાના સિપાઇઓ શરમાયા; અને બધા ઉભા થઇને તેના ઘોડાની આસપાસ ફરી વળ્યા; એટલામાં ઉઢાને ખબર પડતાં તે પણ નજીક આવ્યો. તેણે આ નવા રજપૂત જવાનને માન અને સભ્યતાપૂર્વક રામરામ કર્યા અને નામ ઠામ તથા કયાં જવાનો ઈરાદો છે તે પૂછ્યું.

પેલા સ્વારે કહ્યું કે મારૂં નામ હોથી છે અને હું નિગામરો રજપૂત છું તથા પરદેશ નોકરી શોધવા જાઉં છું.

ઉઢે તેનું કદાવર અને મરોડદાર કસરતી શરીર જોઇને કહ્યું કે અમે પણ ધલુડા સોઢાની આથ વાળવા જઈએ છીએ; ત્યાં અમને પુષ્કળ લૂંટ મળવાનો સંભવ છે. માટે તમે જો અમારી સાથે આવશો તો અમે પણ તમને હિસ્સા પ્રમાણે માલ આપશું.

દરેક કાર્યમાં મારો હિસ્સો મોટો હોય છે. હોથીએ હસીને કહ્યું. જો મને સાથે રાખવા માગતા હો તો હું તમારી તમામ લૂંટમાંથી બરોબર અર્ધો ભાગ લઇશ; તે જો કબુલ હોય તો હું તમારી સાથે આવી શકું.

ઉઢાને આ વચન જરા મગરૂબી ભરેલાં લાગ્યાં તેથી તે

વિચારમાં પડયો. ઉઢાને વિચારમાં પડેલો જોઇને હોથીએ કહ્યું કે: જામ, તમને ગભરાવાનું કારણ નથી. આપણે આપણા કામના સરખા ભાગ પાડીશું. તેમાંથી તમારી ઇચ્છામાં આવે તે એક કામ તમે તમારા માણસો સાથે બજાવજો, અને બીજું મારા માટે રહેવા દેજો. તેમાં જો મારી યોગ્યતા જણાય તો મને અર્ધ ભાગ આપજો.

હોથીના આ વચનોથી પણ ઉઢાને પુર્ણ પ્રતિતી ન થઈ જાણીને તેણે પોતાની કમાનમાં ફરી એક બાણ ચઢાવીને એક લીલા વૃક્ષના થડમાં માર્યું. તે બરાબર સજ્જડ ખુંચી બેઠું. ત્યારે હોથીએ ઉઢાના માણસોને કહ્યું કે, આ તીર તમે ખેંચી કાઢો. ઉઢાના સર્વ સિપાઈઓએ વારા ફરતી પોતાનું બળ અજમાવ્યું; પણ કોઈથી તે તીર ખેંચી કઢાયું નહિ. ત્યારે ઉઢે પોતે તે કાઢવાનો ઇરાદો કર્યો. એટલામાં હોથીએ ત્યાં જઇ ઘોડા પર બેઠે બેઠે પોતાના ડાબા પગથી તે તીર કાઢી નાંખ્યું. તેથી સૌ લોકો ઘણા અજાયબ થયા અને આ નવા રજપુતને કોઇ અદ્‌ભુત શક્તિવાળો જાણીને ખુશીથી પોતાના લશ્કરમાં દાખલ કર્યો. થોડીજ વારમાં ઉઢો તથા હોથી એક જાની મીત્ર જેવા થઇ રહ્યા; અને વિધવિધ તરેહની આનંદની વાતો કરવા લાગ્યા.

પૂર્ણિમાનો દિવસ હતો તેથી રાત્રી પડતાં ચંદ્રમાએ પોતાના સુંદર અને શીતળ કિરણોથી જગતને ધોળી નાખ્યું. તે સમયે ઉઢાએ પોતાના લશ્કરને તૈયાર થવાનો હુકમ આપ્યો. બધા માણસો રવાને થયા એટલે ઉઢો અને હોથી પણ પોતાના પાણીદાર તેજી અશ્વોપર સવાર થઇ જોડા જોડ ચાલવા લાગ્યા. રાત્રી ઘણી ખુશનુમાં હતી. વિરહીજનોના અંતઃકરણોમાં અગ્નિના કિરણો ફેંકનારો ચંદ્રમા આકાશના મધ્ય ભાગમાં પૂર્ણદમામથી પ્રકાશતો હતો. પપૈયા "પિયુ પિયુ" ના ઉચ્ચારો રૂપી સલાકા વડે વિયોગી મનુષ્યોના અંતઃકરણને વિંધી નાખતા હતા. તે સમયે ઉઢાએ પોતાના નવા દોસ્તને કહ્યું કે:—

દુહો.

રણ ઘોડો ને રાત, ચંદર ચોડઈ માજો;
સારા બેલી હૂંએ સાથ, ત કજે રૂ રચજિયું ગાલિયું.

અર્થ:—આ રાત્રીની શાંતિ અને રણના એકાંત સ્થળમાં ઘોડા પર આપણે સવાર થયેલા છીએ અને ઉપર (મુસલમાની ૧૪ મી તારીખ) પૂર્ણિમાનો ચંદ્ર પ્રકાશે છે. આવે સમયે જો સારા (પ્રેમી–માશુક) મીત્રનો સંગાથ હોય તો જીવને આનંદ આપે તેવી વાતો થાય.

આ વચન ઉઢાના અંતઃકરણની ઘણી ઉંડાઈમાંથી નીકળ્યું હતું; કેમકે આ સમય તે પ્રેમની ખરી લાગણીથી ઉશ્કેરાયલો હતો. તેમ તેનો નવો સાથી જે કેવળ પ્રેમની મૂર્તિજ હતો તેને પણ આ સમયે ઉપલા વચનની ઘણી અસર થઇ; તેણે કાંઈ ઉત્તર ન આપ્યો; પણ પોતાની આંખમાંનું એક પાણીનું બીંદુ છુપાવવાને તેણે મોઢું બીજી તરફ ફેરવ્યું, અને ઘોડાને જરા એડી મારી આગળ કર્યો.

પ્રિય વાંચનાર, આ ઘોડેસ્વાર કોણ હતો તે વિષે આપણે ઉઢા જેટલાજ અજાણ્યા છીએ; પરંતુ તેની ખરી હકીકતથી ઉઢો જો આ વખતે માહીતગાર હોત તો બેશક તે તેના સહવાસથી પોતાનું બધું દુઃખ વીસરી જઇ સ્વર્ગ સુખનો અનુભવ મેળવત.

ઉઢાનો નવો મીત્ર હોથી નિગામરો આનંદી સ્વભાવનો હતો; તોપણ આ પ્રસંગે તે હા અને ના ના ઉત્તરો સિવાય વધારે કાંઇ પણ બોલતો નહતો; કેમકે તેના ઉપરના એક અતિ કઠિણ બખ્તર રૂપ દેખાવની અંદર એક અતિશય કોમળ આત્મા છુપાયલો હતો.

ઉઢો પોતે જો કે આ વિચિત્ર શક્તિવાળા રજપૂત જવાનની રીત ભાત અને શકિત જોઇને ઘણો અજાયબ થયો હતો અને એક વાર તેને એમ પણ ભાસ્યું હતું કે, આવો ખુબસૂરત અને બહાદૂર છોકરો તેણે કોઇ જોયો નહતો. તેની ઉમર જો કે વીશેક વર્ષની હતી, તોપણ હજુ તેના મોઢા પર મૂછનો દોરો દેખાતો નહતો. તેમ સીનાનો દેખાવ પણ જરા વધારે ઉપસેલો હતો તેથી તેના વિષે તેને શક પેદા થયો હતો; તથાપિ આવી અદ્‌ભૂત શક્તિવાળા બહાદૂર રજપૂતને કોઇ પણ શબ્દોમાં એ શક દર્શાવવાનું ઉઢાને ઠીક લાગ્યું નહિ.

એ પ્રમાણે આનંદમાં દિવસ નિર્ગમન કરતાં ઉઢો અને હોથી

કૂચ મજલ કરતા ધલુડા સોઢાની હદમાં આવી પહોંચ્યા રાત્રી પડી જવાથી તેઓ એક સારૂં જળાશય જોઇને ત્યાં ઉતર્યા; અને સાંજ ભોજનાદિ ક્રિયા કરીને રાત વાસો કર્યો.

સવારના ઉઠી ઉઢો અને હોથી દાતણ પાણી કરી જવાને તૈયાર થયા એટલામાં દૂરથી ખરકા[1] ( ઢોરોના ગળામાં બંધાતો ઘંટ ) નો અવાજ સાંભળ્યો જેથી તેમણે તે ઉપરથી તજવીજ કરાવી તો માલુમ પડ્યું કે ધલુડા સોઢાની ૧૨૦૦ સાંઢો ( ઉંટ ) રબારીઓ ચારે છે; તેથી તરત તેઓ તે તરફ જવા તૈયાર થયા અને સાંઢો તરફ ગયા; ત્યાં જઈ જોયું તો થોડા રબારી કુંડાળું વળી હોકો પીતા બેઠા હતા. ઉઢાએ પુછ્યું, આ સાંઢો કોની છે. રબારીએ કહ્યું કે, ધલુડા પાદશાહની છે. આ સાંભળી ઉઢાએ પોતાના માણસોને હુકમ કર્યો કે—આ શીણાઈ[2] સિવાય બાકીના બધા રબારીઓને બાંધીને ફેંકી દ્યો અને આ શીણાઇનાં નાક કાન કાપી લ્યો.

સિપાઇઓએ તરતજ હુકમનો અમલ કર્યો. ત્યાર પછી ઉઢાએ પેલા નાક કાન કાપેલા રબારીઓના સરદારને કહ્યું કે, જા તારા ધલુડાને કહે કે તારા બાંભણિયાંએ વીસલદેવ સોલંકીની આથ વાળી હતી, તેની વહારે આવીને ઉઢો કેર સાંઢો લઇ ગયો છે; જેથી તેની વહારે તારા કોઈ ભાડુતી સરદારને ન મોકલતાં તું પોતેજ આવજે, તો તારા દિદારથી મને સંતોષ થશે. ઉઢાનો સંદેશો લઈને રબારી રવાને થયો. ત્યાર પછી ઉઢાએ બધી સાંઢો એકઠી કરી કચ્છ તરફ રવાને કરાવી.

આ વખતે પેલા નવ યુવાન રજપૂત સવાર હોથી નિગામરાએ કહ્યું કે ઉઢા જામ, હવે આપણા કરારનો વારો છે. માટે ગમે તો

---

૧ ઢોરો ગાયો ભેંસો ઘેટાં બકરાં ઉંટો ઇત્યાદિના આખા ટોળામાં એકાદને આવો ઘંટ (ટોકરો) બાંધેલો હોય છે. તેની મતલબ એવી હોય છે કે, તેના અવાજ પરથી આથ ક્યાં છે તે જાણી શકાય. કદાચ ભાગોડુ હરાયો ઢોર હોય છે તેના ગળામાં પણ, તે પકડાઇ આવે ને છુટો પડી એકલો ભાગી ન શકે તે માટે બાંધે છે.

૨ રબારી અને બીજી પણ કેટલીક જાતોમાં મુખ્ય પટેલને શીણાઈ કહે છે.

તમે સાંઢો લઇને તમારા લશ્કર સાથે આગળ ચાલો અને હું બાદ-શાહની વહારને અટકાવું; અથવા હું સાંઢો લઇને આગળ ચાલું અને તમે તમારા લશ્કર સહિત બાદશાહના લશ્કર સામે લડો. ઉઢે કહ્યું કે, બંને વાતો અસંભવિત છે; એકલાથી લશ્કરની સામે પણ ન થવાય તેમ સાંઢો પણ હાંકી લઇ જવાય નહિ. ત્યારે હોથીએ દ્રઢ નિશ્ચયથી કહ્યું કે, મારી મુશ્કેલીની ચિંતા રાખવાનું કારણ મને છે. તમારે માત્ર બેમાંથી ગમે તે એક કામ પસંદ કરવાનું છે.

છેવટે રકઝકને અંતે ઉઢાએ પોતાના લશ્કરની સાથે સાંઢો લઇ જવી અને હોથીએ વહારને અટકાવવી એમ ઠર્યું. ઉઢે વિચાર્યું કે ગમે તેવો બહાદૂર અને ચાલાક રજપૂત છે તોપણ જ્યાં મોટું લશ્કર સામે આવશે ત્યાં તે એકલાથી શું બની શકશે. જેથી તે જરા આગળ ચાલીને પોતાના અર્ધા–વીણી કઢાડેલા બહાદૂર માણસો સાથે હોથીને જરૂરની વખતે પોતાની મદદ કામ લાગે એવી રીતે ડુંગર અને ઝાડોની ઓથે છૂપાઇને જોવા લાગ્યો. હોથી એક ઝાડ નીચે પોતાના ઘોડાની ગાદી પાથરીને બાદશાહના લશ્કરની રાહ જોતો બેઠો.

પેલો રબારી જાણે હોળીની રમત ખેલીને આવ્યો હોય તેમ લોહીના છાંટા સાથે બાંભણાસરમાં ગયો. ધલુડો તે વખતે પોતાના થોડા રસાલા સાથે શીકાર ખેલવા જતો હતો. તે પોતાના માનીતા રબારીને આમ નાક કાન રહિત થયેલો જોઈને એકદમ ઉભો રહ્યો; અને આ સ્થીતિ થવાનું કારણ પૂછ્યું, ત્યારે રબારીએ ઉઢા કેરનો સંદેશો બરાબર અક્ષરે અક્ષર બલ્કે તેથી પણ કાંઇક વધારીને કહ્યો. આ સાંભળીને પોતાને પાદશાહ કહેવરાવનાર ધલુડો એટલો ગુસ્સામાં આવી ગયો કે તેજ વખત તેણે શીકારની વાત પડતી મુકી અને ઉઢા કેરની પુંઠ પકડવાનો હુકમ આપ્યો. ગુસ્સાના આવેશમાં ઉઢા પાસે કેટલા માણસો છે ને આપણે અહીંથી કેટલું લશ્કર લઇ જવું જોઈએ ઇત્યાદિ વાતો મનમાં લાવવાનો વખતજ તેને મળ્યો નહિ. તે બોલ્યો "તે નિમકહરામ પાજી ઉઢા કેરને અત્યારેજ હું પકડીને બંધીખાને નાખીશ. એ હરામખોરે મારોજ નોકર થઇને મારી

આથો વાળો છે તો હું તેને જીવતો કચ્છમાં નહિજ જવા દઉં. "ચાલો મારા બહાદૂર સિપાઈઓ, તરતજ ઉઢાને પકડી પાડો." આ હુકમ મળતાંજ પેલા રબારીને માર્ગ બતાવવા માટે એક ઉંટ ઉપર બેસાડયો અને બાકીના બીજા સવારો તેની પછવાડે ઝડપથી ચાલ્યા. થોડાજ કલાકમાં જ્યાં રબારીના નાક કાન કાપી ઉઢાએ સાંઢો વાળી હતી તે સ્થળે આવી પહોંચ્યા. આ દૂરથી આવતા સવારોના પગરવની ઉડેલી ધૂળથી પેલા જુવાન હોથીએ જાણ્યું કે હવે વહાર આવી ચૂકી; જેથી તે જલદી તૈયાર થઇને પોતાના ઘોડા પર સવાર થયો; અને પોતાની કમાન પર તીર ચઢાવ્યું અને તેમનો માર્ગ રોકીને બરાબર રસ્તા વચ્ચે ઉભો રહ્યો. થોડી વારમાં પેલાઓ નજીક આવી પહોંચ્યા. તેઓ ઉઢાના લશ્કરને બદલે એક માણસને ઉભેલો જોઇને અજબ થયા; પરંતુ તેઓ આ માણસને ઉઢોજ સમજ્યા. પહેલોજ સિંહનાદ કરીને હોથીએ તેમને અટકાવ્યા; અને યુદ્ધનું આમંત્રણ કર્યું; તેની સાથે એક તીર પણ તેમની ઉપર ફેંકયું. આ જોઇ બધા ઉભા રહી ગયા અને આ સવારની સાથેની લડાઈનો વિચાર કરવા લાગ્યા. તેમાંના એક સ્વારે કહ્યું કે હે જવાન, અમે તો ઉઢા ફેર સાથે લડવા આવ્યા છીએ; તેની ખાડમાં તું શા માટે પડે છે. અમને રસ્તો આપ અને ઉઢો કઇ તરફ ગયો છે તે બતાવ. તારા જવાન શરીરને નાહક તું શા માટે જોખમમાં નાંખે છે.

હોથી–તમારી ચેતવણી માટે હું તમારો આભાર માનું છું; પરંતુ હું કંઈ વટેમાર્ગુ નથી જે તમારી સાથે અમથો આવીને અથડી પડું છું. હું જામ ઉઢાનો છું; અને તેની સાથે મેં શરત કરી છે કે મારે એકલાએ ધલુડાના લશ્કરને અટકાવવું. આમ બોલવામાં મારો અવિવેક થતો હોય તો તે માટે ક્ષમા માગું છું. છેલ્લા શબ્દો હોથીના મોઢામાંથી બહાર પડવાની સાથે ધલુડાના હુકમથી એક સરદારે બરાબર તાકીને હોથી પર તીર ફેંકયું; પણ તે બહાદૂર અને ચાલાક હોથી પોતાના ઘોડાની કસરતી હીલચાલથી ચૂકાવી ગયો, અને પ્રત્યુતરમાં તેજ સરદારને એકજ બાણથી વીંધીને પૃથ્વી પર પાડયો. જેથી સૌને ઘણો ક્રોધ ચઢયો; તેથી એકી વારે

બધાના બાણો હોથી પર છુટયા. પણ તે તેણે પોતાના કપડાની અંદર તીખાનો બખ્તર અને તે ઉપર ફેંટા નીચે ટોપી પહેરેલી હતી, તેથી તેને વિશેષ ઇજા થઇ નહિ; પરંતુ પેલાઓતો મોજ શોખ માટે શીકારે નીકળેલા હોવાથી તેમના શરીર માત્ર કપડાંથી ઢંકાએલાં હતાં. તેમાંના ઘણાને હોથીએ પોતાના એકેક તીરથી જમીન દોસ્ત કર્યા; અને છેવટ રાજાના શિર પેચમાં એક તીક્ષ્ણ તીર મારીને ઉડાવી દીધું. તેની અસર અને ભયથી રાજા તરત બેશુદ્ધ થઇ ઘોડા પરથી ઢળી પડયો; એટલે તેના બાકી રહેલા સર્વ માણુસો તેને ઉપાડવાના અને લઈ જવાના કામમાં મંડયા; એટલે આપણો બહાદૂર હોથી મોકળો થયો. તેણે આસપાસ નજર કરી તો ઉઢો તેના માણુસો સહિત તેની પાસે આવતો જણાયો. તે જોઇ હોથી તરત ઘોડા ઉપર બેસી તેની સામે ચાલ્યો; અને ઉઢો અહિંજ હતો એ જોઇ તે નવાઇ પામ્યો અને આમ કરવાનું કારણ પૂછ્યું, ત્યારે ઉઢે કહ્યું કે, તમે કહ્યું છતાંપણ અમારા એક પ્રિય દોસ્તને આમ કાળ જેવા અસંખ્ય દુશ્મનોની સામે એકલો મુકી જવો એ અમારા જેવા રજપૂત લોકોને એબ લગાડવા સરખું લાગ્યું, તેથી અમે આપની મદદ માટે છુપાઇ રહ્યા હતા. જો લડાઇનું પરિણામ જરા પણ તમારા વિરૂદ્ધ આવતું જણાત તો એકદમ અમે વાઘની પેઠે દુશ્મનો ઉપર ટૂટી પડત; પણ એ વાત તો પતી ગઇ. હવે ચાલો ધલુડાના માણુસોને તપાસીએ; એમ કહીને ઉઢો તથા હોથી માણુસો સાથે ત્યાં ગયા અને જે ઘોડા તથા કીંમતી સામાન હાથ લાગ્યો તે લઈને કચ્છ તરફ રવાને થયા.

રસ્તામાં વાતો કરતા કરતા ચાલ્યા જતા હતા તે વેળા ઉઢે કહ્યું–તમારી બહાદૂરી ખચિત એક શૂરવીર રજપૂતને હેરત પમાડે તેવી છે. સંખ્યાબંધ માણુસોને તમે હરાવ્યા અને માર્યા એવી વાત તો કિસ્સા કહાણી રૂપે પણ કોઈ માને તેમ નથી, જેથી મને લાગે છે કે તમે કોઈ મનુષ્ય નહિ પણ દેવ જેવા લાગો છો.

હોથીએ કહ્યું–તમે મારી વખાણ કરો છો તે તમારી લાયકાત છે; પરંતુ ખરી રીતે વિચારિયે તો મેં મારી એક રજપૂત તરીકેની ફરજ કરતાં કાંઈ વિશેષ કર્યું નથી. આવેલા માણુસો મોજ શોખ

માટે નીકળેલા હતા; અને તેઓ યુદ્ધની વગર તૈયારીએ આવી ચડેલા હતા અને હું મારા લશ્કરી પોશાકમાં સજ્જ થયેલો હતો; તેથી તેમના ઘા મને અસર કરી શક્યા નહિ; અને મેં તેમને જે ઘા કર્યા તે તેમને સચોટ લાગ્યા; તેથી ઈશ્વર ઈચ્છા મારા પક્ષમાં માત્ર ઉત્તરી છે. તેમાં મેં એક ક્ષત્રી કરતાં શું વિશેષ કર્યું તે હું પોતે તો સમજી શકતો નથી.

એમ વાતો કરતાં ઉતાવળે પગલે ચાલીને તે પોતાના લશ્કર અને ધલુડાની આથો નજીક આવી પહોંચ્યા. દૂરથી ઉડતી ધૂળથીજ પેલા લોકોએ અનુમાન કર્યું કે ઉઢો અને હોથી મરાયા અને ધલુડાની ફોજ આપણને પકડવા માટે આવે છે. તેથી તેઓએ સાંઢોને છોડી ઉતાવળે ગમે તે દિશામાં નાસવા માંડ્યું. ઉઢાએ જાણ્યું કે આપણા માણસો બીકના માર્યા નાશભાગ કરે છે; જેથી પોતાના ભાલા પર લૂગડું ઉંચું કરીને મિત્રતાની નિશાની બતાવી. તે જોતાં તેમને ધીરજ આવી અને સમજ્યા કે આ તો આપણા ઉઢા જામનાજ માણસો આવે છે; જેથી તેઓ ઉઢાની રાહ જોતાં ત્યાંજ ઉભા રહ્યા.

ઉઢાના માણસોએ અગાઉથીજ સાંઢોના બે ભાગ પાડી રાખ્યા હતા; તેમાં નબળી નબળી સાંઢો હોથીના ભાગની કાઢી હતી અને સારી સારી પોતાના સરદાર ઉઢાના ભાગની જુદી કરી રાખી હતી. આ તમાસો જોઈને હોથીએ ઉઢાને મશ્કરીમાં કહ્યું કે જામ, તમારા માણસો ઘણા હોશિયાર જણાય છે. એટલું કહી તેણે બધી સાંઢોનું ભેળું એક ટોળું કરાવ્યું અને તેની વચેથી પોતે ઘોડો નાંખ્યો; જેથી સાંઢોના બે ભાગ લગભગ સરખા થયા. પછી ઉઢાને તેણે કહ્યું કે, આમાંથી તમારી ઇચ્છામાં આવે તે ભાગ તમે લઇ લ્યો. ઉઢે વીવેકથી તેમાંથી એક ભાગ લીધો. ત્યાર પછી હોથીએ કહ્યું કે, ઉઢા જામ, અમારા ભાગની જે સાંઢો અને લૂંટનો માલ છે તે હું દોસ્તીના બદલામાં તમને ભેટ કરૂં છું તે મેહેરબાની કરીને તમે કબુલ કરો અને તમારી સાથે લઈ જાઓ.

ઉઢાને અને તેના માણસોને આથી ઘણી નવાઇ લાગી કે જેણે

અર્ધો ભાગ મેળવવા માટે આટલી બધી મહેનત ઉઠાવી તે માણસ આમ પોતાનો ભાગ કેમ ફેંકી દે છે.

ઉઢાએ તેને મમતાથી કહ્યું કે, મારા પ્રિય દોસ્ત, તમારી સાથે માણસો નથી તેથી સાંઢો ઘોડા અને સામાન કોણ લઈ ચાલશે એમ ન ધારશો; કારણ, આ મારા માણસોમાંથી તમારે જોઇએ તેટલા લઇ જાઓ. એપણ તમારાજ છે. એટલી બધી જુદાઇ રાખવાનું કશું કારણ નથી.

હોથીએ કહ્યું કે, તમારી સમજણ બરાબર નથી. એ મત્તા હું મારી અશક્તિને લીધે નહિ પણ મારી ખુશીથી દોસ્તીને નામે હું તમને ભેટ કરૂં છું તે લ્યો. છેવટે ઉઢે તે કીંમતી ભેટ કબુલ રાખી અને આ નવા રજપૂત વિષે સર્વના મનમાં ઘણું નવાઈ જેવું લાગ્યું કે આ માણસ જેવો હોશિઆર અને બહાદુર છે તેવોજ ઉદાર પણ છે.

ઉદારતા ઇશ્વરે હમેશાં બહાદુરોને માટેજ નિર્માણ કરેલી અને હિચકારાઓને હિસાબે તેણે હમેશાં કંજુસાઇજ સોંપેલી છે. આજ પર્યંત કોઇ હિચકારો મનુષ્ય ઉદાર થયો હોય એમ ઇતિહાસવેત્તાઓ બતાવવાને અશક્ત છે. બહાદુરી પણ એક જાતની ઉદારતા છે. કેમ-કે તેમાં શરીરનો ભોગ આપવાનો છે. તેથી એમ સિદ્ધ થાય છે કે ઉદારતા અને બહાદુરીને, તથા કંજુસાઇ અને હિચકારાપણાને, બહુ નિકટનો સંબંધ છે.

મજલ દર મજલ કરતા તેઓ કચ્છમાં આવ્યા બાદ થોડેક દુર તેમના માર્ગ જુદા પડયા. કેમકે ઉઢાને વીસલદેવ સોલંકી પાસે ગેડી જવું હતું; તેથી પોતાના જુદા પડતા માર્ગ તરફ ઘોડો ફેરવીને હાથી સામો ઉભો રહ્યો. પ્યારા દોસ્તો એક બીજાથી જુદા પડતાં જેવી લાગણી ધરાવે છે તેથી પણ કંઇક અધિક લાગણીથી–કંઇ પૂર્વ સ્મ-રણ યાદ કરીને–હોથી બોલ્યો–પ્રિય મિત્ર ઉઢા આમ, અમને કોઇ વાર યાદ કરશો ખરા ? ઉઢે કહ્યું કે, તમારી તસ્બીરતો અમારા અંતઃ-કરણમાં જડાઇ ગઇ છે; પરંતુ અમને ભય લાગે છે કે તમે અમને ખચિતજ ભુલી જશો; કેમકે તમારામાં ઇશ્વરે અમારા કરતાં શ્રેષ્ટતા

મુકેલી છે. ઉઢાના આ માર્મિક વચનો સાંભળી પ્રેમાવેશમાં હોથીએ નીચે પ્રમાણે દુહો કહ્યો:-

દુહો.

રિદે મિંઝા ઝંઅ, જિર્નો વલા વિસરેં,
(પો)મરતાં લગે લુંઅ, થર બાબીડી થઈ ભુણાં.

**અર્થ:**—જયાંસુધી આ શરીરમાં જીવ છે, ત્યાંસુધી મને મારા વ્હાલા કેમ વીસરે. પછી હું, કદી ગ્રીષ્મ ઋતુની લૂ લાગતી હોય અને થરના રેતીના રણમાં હોલી થઇને ફર્યા કરૂં તોપણ શું થયું ?

"થર બાબીડી થઇ ભુણાં" આ નારી જાતિ વાચક શબ્દ હોથીના મોઢામાંથી સાંભળીને ઉઢો ચમકયો; કેમકે તે પરથી આ બોલનાર પુરૂષ નહિ પણ સ્ત્રી છે એમ સ્પષ્ટ સમજાતું હતું. ઉઢાએ સભ્યતાથી કહ્યું કે, મેહેરબાની કરી ફરી એજ દુહો બોલશો ? આ સામા પ્રત્યુત્તરથી હોથી ઉઢાની શંકા પામી ગયો અને ફરી તે બોલ્યો કે:-

દુહો.

રિદે મિંઝા ઝંઅ, જિર્નો વલા વિસરેં,
(પો)મરતાં લગે લુંઅ, થર બાબીડો થઇ ભુણાં.

**અર્થ:**—એમાં તો પોતાને નર જાતિમાં "બાબીડો" બોલ્યો, તથાપિ ઉઢાએ નક્કી જાણ્યું કે આ સ્ત્રી છે; અને તે પ્રસિદ્ધ "હોથલ નિગામરી" હોય એમ લાગે છે. તેણે કહ્યું કે દોસ્ત, અવિવેકની ક્ષમા કરો તો મને એક શંકા થાય છે તે કહું. તેણે ઉઢાના મનની શંકા પામી જવા છતાં બોલવાની રજા આપી. ત્યારે ઉઢો બોલ્યો કે:-

દુહો.

જિનીર્નો શર હંજેં, ઉડામંઘો કાગ;
આઉં કેવર કકડારે જો, તું નિગામરી નાર.

**અર્થ:**—જયારે કાગડો હંસોની પેઠે માથા પર–ઉંચો ઉડશે ત્યારે જણાશે કે હું કકડારાનો કેર છું અને તું નિગામરી નારી છે.

હોથીએ કહ્યું:-એ તમારા મનની ખાલી શંકા છે. સારૂં, હવે વીસરશો નહિ. ફરી કયારે મળશું? ત્યારે ઉઢાએ કહ્યું કેઃ-

દુહો.

રિદે મિંઝા રૂઅ, જ'મું સજણુ વિસરે;
પો રૂસે મુંજો રૂઅ, છાલ ખફણમેં ખતા કરે.

**અર્થઃ**—જ્યાંસુધી મારા શરીરમાં જીવ છે, ત્યાંસુધી જો મારા વહાલાં મને વીસરે તોપછી, મારા અંતકરણમાં રહેલો સાક્ષીભુત ઇશ્વર મને "ખાફણમાં" મરણ વખતે માફ કરજો.

ઇત્યાદિ પરસ્પર પ્રેમની વાતો કરીને બન્ને મિત્રો પોત પોતાને માર્ગે જુદા પડયા.

× × ×

૬

ઉઢાથી વીખૂટો પેલો જુવાન રજપૂત ઘોડે સ્વાર પોતાના વતન તરફ ચાલ્યો. પ્રિય વાંચનાર, એ જુવાન કોણ હતો? ઉઢાએ તેના વિષે જે તર્ક કર્યો હતો, અને આગલી હકીકતથી તમે પણ એજ અનુમાન પર આવ્યા હશો કે એ સવાર બીજો કોઇજ નહિ, પણ પુરૂષના વેશમાં "હોથલ નિગામરી" હતી. એ પ્રમાણે પુરૂષના વેશમાં ઘોડેસ્વાર થઈ ફરવાનો તેને શોખ હતો, તેથી તે ઘણીવાર કેટલાક દિવસો સુધી આમ મુસાફરી કરતી. કિંવા પોતાના ભોંયરામાં એકાંત વાસમાં રહેતી હતી. તેના પાળક પિતા વગેરે તેને કોઈ દેવાંશી સ્ત્રી માનતા હતા. તેથી તેની કોઇ ઇચ્છાને આડે ન આવતાં ઉલટી તેની દરેક ઈચ્છા પાર પાડવા માટે અનુકૂળતા કરી આપતા હતા.

હોથલે આ વખતે ઉઢાના સહવાસમાં એક અઠવાડિયા કરતાં વધારે વખત ગાળ્યો હતો; અને તે અરસામાં તેઓ એક બીજાથી થોડો વખત પણ જુદા રહ્યા નહોતા; તેથી એક અઠવાડિયાથી હોથલને નહાવાનો વખત મળ્યો નહોતો. આ સમય લગભગ બપોરનો સમય થવા આવ્યો હતો; તેથી તેની ન્હાવાની ઇચ્છા પ્રબળ થઈ હતી. તે

કારણથી તે સીધી પોતાની આથ તરફ ન જતાં ચક્કાસર (ચંદ્ર સરોવર)+ નામના તળાવ તરફ ચાલી.

આ સમયના ઉઢાના સહવાસથી હોથલના મનપર ઘણી સારી અસર થઈ હતી. જો કે તે પરણવા તરફ ઉદાસીન ભાવવાળી સ્ત્રી હતી તોપણ તેણે જાણ્યું કે હું સંસારમાં કોઇને મારો પતિ કરવાને ધારૂં તો તે બહાદૂર ઉઢો કેરજ છે. તથાપિ એની એવા પ્રકારની પ્રીતિ ઘણી પ્રબળ ન હતી. કિંવા તેણે કયારે પણ એવો પ્રબળ પ્રેમભાવ બતાવ્યો નહોતો. હોથલનો સ્વભાવ અને રહેણી કરણી એવી ઠરેલ અને દઢ હતી કે તે કયારે પણ પ્રેમ ઘેલી સ્ત્રી થઇ શકેજ નહિ. તેનું કારણ એ કે તેનામાં સામાન્ય સ્ત્રી જાતિમાં હોય છે તેના કરતાં કંઇ ઉચ્ચ મનોભાવ હતા. આવી જાતના મનુષ્યોને સામાન્ય રીતે આશકો લુખાં-પ્રેમર=હિત મનુષ્યો કહે છે, અને તે ઘણે અંશે વ્યાજબી છે. તેથી જ ઉઢો જ્યારે હોથલના પ્રેમમાં કેવળ નિમગ્ન હતો, ત્યારે હોથલ તે વાતની ઘણી દરકાર કરતી નહોતી. હોથલ સરોવરની પાળ ઉપર આવી ત્યારે તેણે સ્વચ્છ પાણીમાં સુંદર કમળો પ્રફુલિત થયેલાં દીઠાં. પાળના ઘાડા વૃક્ષો પર બેસી કોકિલાદિ પક્ષીઓ મધુર સ્વરથી ગાયન કરતાં હતાં; અને ભગવાન સૂર્યનારાયણ પણ ધીમે ધીમે પોતાના સખ્ત કિરણોને પૃથ્વી ઉપર ફેંકતા હતા; તેથી તેના તાપ વડે પીડિત થયેલા મનુષ્યો તથા બીજાં પ્રાણીઓ છાયા અને જળની ગરજથી જળાશયો તરફ આકર્ષાતાં હતાં. અહો! એવા મુસાફરોને માટે છાયા અને શીતળ જળ કેવાં આશીર્વાદ રૂપ છે. હોથલે એક વડ વૃક્ષની નીચે પોતાનો ઘોડો બાંધ્યો ત્યારે તેના શરીરમાં આરામની લેહ આવી. કેમકે આજ સવારથી લગભગ તેણે ૭ કલાકની મુસાફરી કરી હતી, તેથી તેને વિશ્રાંતિની જરૂર હતી; જેથી તેણે ઘોડાથી નીચે ઉતરી અને પોતાના

---

+ વરસામેડી ગામની ઉગમણી કોરે આસરે અઢી ગાઉપર બીમાસર ગામના પાદરમાં "ચક્કો પીર" અને ચક્કાસર તળાવ છે. કહે છે કે તે અસલ ઘણું મોટું અને રમણીય હતું. ભાટો કહે છે કે તેમાં સાતવીશ (૧૪૦) આરાઓવાળા હતા. તેજ આ તળાવ હોવું જોઇએ.

નિમકહલાલ બળવાન પશુને સારા ઘાસવાળી જગ્યામાં એક વૃક્ષ નીચે બાંધ્યું અને પોતે ન્હાવાની તૈયારી કરવા લાગી.

પેલી તરફ ઉઢો પોતાના માણસો સાથે વીસલદેવની પાસે જતો હતો, પણ તેના મનમાંથી પેલા જુવાન રજપૂત ઘોડેસ્વારની તસ્વીર ખસતીજ નહતી. તેના મનમાં ચોક્કસ શક હતો કે તે હોથલ નિગામરી હોવી જોઇએ. તેથી પુરૂષ વેશને ભૂલી જઇ તે તો તેને હોથલની ખરી મૂર્તિ રૂપે જ નિહાળવા લાગ્યો. તેણે મનમાં વિચાર્યું કે હું આ તરફ આવ્યો એજ મેં મોટી ભૂલ કરી. મારે તેની સાથેજ જવું હતું અને મારા મનની શંકા અને પ્રેમ પ્રત્યક્ષ તેને જણાવી દેવા યોગ્ય હતા. કારણ કે હવે પછી પાછા કદાચ ન મળીએ તો મનમાં ખટખટો રહી જાય. જેમ જેમ તે હોથલની વિરૂદ્ધ દિશામાં દુર જવા લાગ્યો તેમ તેમ તેને વિરહ દુઃખ વધવા લાગ્યું, અને તે એક ઘેલા માણસની પેઠે પોતાની સ્વભાષામાં વિરહની કવિતા બોલવા લાગ્યો. વળી ઉત્તર તરફ વરસાદ ચઢી આવતો જોઇને તે બોલ્યો કેઃ-

દુહો.

ઉત્તર સેરીં કઢ્યું, સે ડુંગર ડમરેઆ,
મુંજો હૈડો ફડકે મચ્છજીં, મુંકે સજણ સંભરેઆ.

**અર્થ**:—ઉત્તર તરફ વરસાદનાં વાદળાંની શેરો ચડી અને તેથી પર્વતો ઢંકાઈ ગયા. અહા ! આ સમય મારૂં અંતઃકરણ માછલાંની પેઠે તરફડે છે. હા, મને મારાં પ્રિય સજ્જનો યાદ આવ્યાં છે, ઇત્યાદિ.

એ રીતે ઉઢાનો જીવ હોથલમાં લાગી રહ્યો હતો; અને તે જ્યાં પોતાની પ્રેમી દષ્ટિ ફેંકતો ત્યાં તેને હોથલની મનોહર મૂર્તિજ દેખાતી હતી. તેના મનથી તેજ સ્ત્રી ખરેખર જગતમાં એક ચહાવા લાયક સ્ત્રી હતી. તેણે ધાર્યું કે તે પણ મને ખરા દીલથી ચહાય છે. જો તેમ નહોત તો તે "ઘર બાબીડી થઇ ભુણાં" એ પૂર્ણ પ્યારના શબ્દો તેના મધુર મુખમાંથી સ્વભાવિક રીતે કિંવા અણધાર્યા નિકળત નહિ. માટે ગમે તેમ થાય તોપણ હવે મારે તો હોથલ પાસે જવું અને તેનેજ પરણવું. એવો નિશ્ચય કરીને તેણે પોતાના મુખ્ય

માણસોને પોતાની પાસે બોલાવ્યા અને તેમને કહ્યું કે મને કાંઈ અગત્યનું કામ યાદ આવ્યું છે તેથી હું આ વખતેજ કચ્છ[1] તરફ જાઉં છું અને તમે આ સર્વ માલમતા વીસલદેવને આપજો અને તે મારા વિષે પૂછે ત્યારે કહેજો કેઃ—

દુહો.

ઝિઝા ડિજા જુઆર, વીસલદેવ વાઘેલેકે;
જિત આપડઇ વાર, ઉત ઉઢો મારાણું.

અર્થઃ—વીસલદેવ વાઘેલા સોલંકીને મારા ઘણા ઘણા રામ રામ કહેજો અને વિશેષમાં કહેજો કે, જ્યાં ધલુડા સોઢાની વહાર આવી પહોંચી ત્યાં ઉઢો ફેર મરાયો.

આ ગાંડો સંદેશો સાંભળીને ઉઢાના બધા મિત્રો અને સરદારો એક બીજા તરફ જોવા લાગ્યા; પણ તેને પ્રત્યુત્તર કોઈ આપી શકયો નહિ. બધાને આશ્ચર્ય ચકિત થયેલા જોઇને ઉઢે કહ્યું કે, તમે બધા વિચારમાં પડયા છો, પણ મેં કહ્યું તેજ ખરૂં છે એમ તમને પાછળથી સમજાશે. હું હવે આ અવતાર છોડી બીજો અવતાર ધારણ કરવા ઇચ્છું છું; છતાં તમને મારી વાત યોગ્ય ન લાગતી હોય તોપછી જેમ તમને યોગ્ય જણાય તેમ સંદેશો આપજો. હું જીવતો હઇશ તો તમને સર્વને મળીશ. પછી તેણે પોતાના લૂંટના માલમાંથી યોગ્યતા પ્રમાણે સર્વનો ભાગ વહેંચી લેવા અને બાકીનો અમુક માલ વીસલદેવને પહોંચાડવા ભલામણ કરીને એક લાયક મિત્રને તે નાની ફોજનો સરદાર બનાવ્યો અને પોતે પૂર્વ તરફ ચાલ્યો.

ઉઢો ત્યાંથી હોથલના રહેઠાણ તરફ ચાલ્યો. રસ્તામાં લાંબે નજર કરતાં તેને તેનો ઘોડો કયાંય પણ દેખાયો નહિ. તેથી કોઇ ઉંચાણવાળી જગ્યાએ જઈ તેણે આસપાસના પ્રદેશમાં નજર કરવા વિચાર્યું; અને જોયું તો ત્યાં નજીકમાં ચકાસર તળાવની પાળ ઉંચી

---

૧ હજી પણ લોકો કચ્છ અને વાગડને જુદા ગણે છે, અથવા વાગડને કચ્છમાં ગણતા નથી. વાગડીઆઓને પુછો કે કયાં જાઓ છો તો તેઓ કહેશે કે કચ્છ જઇએ છિયે. અર્થાત તેઓ કચ્છના પશ્ચિમ ભાગને કચ્છ અને પૂર્વ ભાગને વાગડ કહે છે.

જણાઈ તેથી તે પર ચડી અને નજર કરી તો હોથલ કયાં પણ નજરે દેખાઇ નહિ.

દુહો.

ચડી ચકાસર પાર, ઉઢે અટકલ કઇ;
હંજેં જેડી હાર, વિઇ નિગામરી નિકરી.

**અર્થઃ**—ઉઢાએ ચક્કાસરની પાળ પર ચઢીને અટકળ કરીતો હંસોની હાર-પંક્તિ જેવી નિગામરી હોથલ નીકળી ગઇ.

વળી તે સરોવરની પાળે પાળે આગળ જોતો જોતો ચાલ્યો, અને

દુહો.

ચડી ચકાસર પાર, હલો હોથલકે ન્યારિઉં;
વિછાઇ વિટ્ટીવાર, પાણી મધ્ધે પદ્મણી.

**અર્થઃ**—ઉઢે મનમાં વિચાર્યું કે ચાલ જીવ પાળપર આગળ ચાલી ઉચ્ચાણમાં ચડી હોથલને જોઉં. તે પદ્મણી દૂર નહિ નીકળી ગઈ હોય. તેથી તે પાળ ઉપર આગે ચાલતાં જોયું તો તેણે દૂરથી તે પદ્મણી હોથલને પાણીપર પોતાના લાંબા વાળ પાથરીને બેઠેલી જોઇ.

દૂરથી હોથલનો ઘોડો ઝાડથી બાંધેલો જણાયો, અને તેનાં કપડાં પણ એક વડના ઝાડ નીચે પડેલાં જોવામાં આવ્યા; અને તે પોતે પાણીમાં નહાતી હતી. તે જોઇને ઉઢાને અતિ આનંદ થયો.

દુહો.

ચડી ચકાસર પાર, હોથલ ઝીલે હેકલી
સીંધ ઉખલ્લાવાર, તરે નેં તિકુંડે.

**અર્થઃ**—ચકાસરની પાળ પર ચઢીને જોયું તો હોથલ એકલી પાણીમાં ઝૂલે છે. તેના માથાના વાળ ખુબસૂરત રીતે છુટા પડી શોભા આપી રહ્યા છે; અને તે પાણીમાં તરે છે તથા ચોટ દે છે.

ઉઢો આ મન પસંદ દેખાવને જોતો આનંદથી કેટલીક વાર સુધી એક ઝાડની છાયામાં તેના થડની ઓથે ઉભો રહ્યો; અને તે ખરેખર હોથલના દર્શનથી સ્વર્ગ સુખ અનુભવતો હોય એમ તેને લાગ્યું. તેણે મનમાં કહ્યું કેઃ—

દુહો.

પાણી મથે પનં, તરે ને તિકુંડે;
તિયં અસાંજો મન, લુડે લોરીં વિચમેં.

**અર્થ**:-જેમ પાણી ઉપર પાંદડું તરે છે અને ચોટ દે છે તેમ અમારૂં મન હોથલના પ્રેમરૂપી પાણીની લહેરોમાં હીંચોળા ખાય છે ને ઝૂલે છે. વળીઃ

દુહો.

પાણી મથે પનં, તરે ને તિકુંડે;
તિયં અસાંજો મન, સિકેતો પિરિયનકે.

**અર્થ**:—જેમ પાણી ઉપર પાંદડું તરે છે અને ચોટ દે છે તેમ અમારૂં મન હોથલ જેવા સજ્જનો માટે તલસે છે.

ઉઢો છેક નજીક આવીને જ્યાં હોથલ પોતાનાં કપડાં બહાર મુકીને સ્ત્રી જાતિના સામાન્ય નિયમ પ્રમાણે નહાવાને તળાવમાં નગ્ન પડી હતી ત્યાં આવીને ઘોડા ઉપરથી ઉતર્યો. ઉઢાના ઘોડાને જોઇને હોથલના ઘોડાએ હણહણાટ કર્યો; તેથી હોથલનું ધ્યાન તે તરફ ખેંચાયું. તેણે બહાર જોયું તો ઉઢાને ઘોડા સહિત ત્યાં ઉભેલો જોયો; તેથી તે આશ્ચર્ય પામી અને વિચારમાં પડી. ઉઢાએ પોતાનો ઘોડો એક ઝાડ સાથે બાંધ્યો અને પાસે પડેલાં હોથલનાં લૂગડાં ઉપર ચડી બેઠો. આ ઉઢાની બેઅદબી ભરેલી ચતુરાઈ જોઇને હોથલે કહ્યું કે, જાવ, તમે અહીંથી ઉઠીને પાળની બીજી તરફ જાઓ તો હું મારાં કપડાં પહેરી લઉં; ત્યારે ઉઢે કહ્યું કે, હોથીજી, તમે મારા પ્રિય મિત્ર છો તો પછી મારાથી એટલી બધી અદબ કે શરમ રાખવાનું કારણ નથી.

હોથલે કહ્યું કે તમે મને ઓળખી છે એ વાત હું કબુલ કરૂં છું, પરંતુ હવે તમે મને કપડાં પહેરવા દ્યો; પણ ઉઢે તે વાત ઉપર લક્ષ આપ્યું નહિ; ત્યારે હોથલે કડકાઇથી ગૂસ્સામાં કહ્યું કે, આ તમારી મૂર્ખતા ભરેલી અયોગ્ય વર્તણુકથી તમે તમારી ખરાબી કરશો, અને તમારી જગ્યાએ અત્યારે જો બીજો કોઇ હોત તો તે જીવતો અહીંથી જાત નહિ. ત્યારે ઉઢે હસીને પ્રેમથી કહ્યું કેઃ—

દુહો.

ચાયંત માર જિઆર, મયંણુ ચગું માશુક હથ્થ,
જીવ જિઆરણ હાર, નેંણા તોજા નિગામરી.

**અર્થ**:—તારી ઇચ્છામાં આવે તો માર અને ઇચ્છામાં આવે તો જીવાડ; પરંતુ માશુકના હાથથી મરવું પણ ઉત્તમ છે. હે નિગામરી, તારી આંખો મારા જીવને પણ જીવાડવા વાળી છે.

હોથલે કહ્યું કે, તમે હાલ અહિથી આઘા જાઓ. પછી આપણે વાતચીત કરીશું.

ત્યારે ઉઢે કહ્યું કે, તું મને પરણવાનું વચન આપે તો હું તને કપડાં આપું. આના જવાબમાં હોથલે કહ્યું કે:—

દુહો.

ઉઢા અરગોથી સે, લંગે સરવર પાર;
કંધાસું સેજ ગાલ, જિકા તોજે મનમેં.

**અર્થ**:—હે ઉઢા, તું સરોવરની પાળ ઓળંગીને આઘો થા. પછી આપણે તારા મનમાં છે તે વાત કરીશું–અર્થાત પરણીશું.

આ વચનમાં હોથલની જો કે પુરેપૂરી કબુલાત હતી તોપણ હોથલના રૂપમાં આસક્ત થયેલો પ્રેમઘેલો ઉઢો તેને પરિપૂર્ણ સમજ્યો નહિ, અને ત્યાંથી ઉઠયો પણ નહિ. ત્યારે હોથલે પોતાના લાંબા વાળથી પોતાનું આખું શરીર ઢાંકી દીધું અને બહાર આવી. તેને જોતાંજ ઉઢાને મૂર્છા આવી ગઇ. હોથલે તરત તેને આઘો સુવાડીને પહેલાં પોતાનાં કપડાં પહેરી લીધાં પછી તેના ગોઢાપર ઠંડું પાણી છાંટી વસ્ત્રના છેડાથી વાયુ ઢોળીને તેને જગાડવા લાગી; પણ તરત તેની મૂર્છા વળી નહિ:—

દુહો.

બાંઉ જલે બાર જિય, ઉભી સદુ કરે;
ઉઢો મુર્છાણું મનમેં, તં કે માન સાર વરે.

**અર્થ**:—બાળકની પેઠે બાવડાં ઝાલીને ઢંઢોળીને ઉઢાને જગાડવાને હોથલ ઉભી સાદ કરે છે કે ઉઢો મૂર્છા પામ્યો છે તેને માંડ શુદ્ધિ આવે.

અંતે ઘણા પ્રયાસથી લાંબો વખત વીતતાં ઉઢાને શુદ્ધિ આવી; ત્યારે તેણે આંખ ઉઘાડીને જોયું તો હોથલને મરદના પોશાકમાં ઉભેલી જોઈ. તેથી તે પોતાની આ નબળાઇ માટે શરમાયો; જેથી ફરી એકવાર આંખો બંધ કરી દીધી. આ બનાવ જોઇ હોથલે તેને પ્રેમ અને દિલાસાના શબ્દો કહી બેઠો કર્યો અને કહ્યું કેઃ—

દુહો.

મૂર ન ગેંડું મિસરી, તિનીં સંધો ભાલ;
હિનીં તોજો હાલ, તું અરવું કરિયેં અસાંસે.

**અર્થ**ઃ—હે ઉઢા, જે આશકો માશુકોને કેવળ ભેટીજ શકે નહિ તેના જેવું તારૂં નશીબ—કપાળ છે. તારો હાલ આ છે અને તું અમારાથી અરવો મશ્કરી, લાડ કિંવા માન ભરેલી છેડ કરે છે. અપ્સરાઓથી છેડ કરવી તે કાંઈ રમત વાત નથી. સમજ્યા જામ?

ત્યારે ઉઢે કહ્યું કે, મારી બેઅદબીની મને પૂર્ણ સજા થઇ ચૂકી છે. હવે મને તું વધારે શરમાવ નહિ; અને તારા પ્રેમ ભરેલા અમૃત જેવા વચનોથી મારા નિર્જીવ થયેલા અંતઃકરણને ફરી સજીવન બનાવ. એ પ્રમાણે આ આશક-માશુક ચક્કાસરની પાળપર આનંદની વાતો કરતાં વડની શીતળ છાયામાં બપોરની વિશ્રાંતિ લેતાં ખરેખર આ જીંદગીમાં પહેલીજ વાર સ્વર્ગીય સુખનો અનુભવ લેવા લાગ્યાં.

× × ×

૭

પોતાની ઇચ્છાથી જેમણે એક બીજાને પોતાની જીંદગીના સુખદુઃખના સાથી તરીકે પસંદ કરેલાં છે એવાં સ્ત્રી પુરૂષોના સત્ય પ્રેમનું સુખ તેજ ખરેખર આ અસાર સંસારનું સુખ કહી શકાય. તેમાં પણ એવા આશક-માશુકોના શરૂઆતની મુલાકાતોના દિવસો એવા તો આનંદમય હોય છે કે તેના વખતનું માપ બહુ ટૂંકું થઇ જાય છે, અને પ્રેમના સુંદર તથા ખુશકારક નિશામાં તેઓ નિર્દોષ-પણે સમગ્ર જગત અને તેની તમામ વસ્તુઓને ભુલી જાય છે. એવા સમયની પ્રેમપૂર્ણ વાતચીતોમાં કેટલો કાળ વ્યતિત થયો તે પણ તેઓ જાણી શકતાં નથી. એવા પરિપૂર્ણ પ્રેમને વશ થયેલાં યોગ્ય

ઉમ્મરનાં સ્ત્રી પુરૂષોને માત્ર દંપતિનું માનવંતુ પદ આપી શકાય. તે સિવાય ઉમ્મર, વિચાર, વિદ્યા, સ્વભાવ, શરીર, યોગ્યતા ઇત્યાદિ ગુણોની અસમાનતા છતાં બીજાઓની ઇચ્છા અને ગમે તે પ્રકારના પણ સ્વાર્થને લીધે સંસારમાં બળાત્કારે જોડાયલાં સ્ત્રી પુરૂષોને દંપતિ શબ્દ લગાડવો એ શુદ્ધ અને સંપૂર્ણ અર્થવાળા આર્ય સંસ્કારી પદને કલંકિત કરવા સરખું છે.

ઉઢા અને હોથલની આ આશક–માશુક તરીકેની પહેલી મુલાકાત ઘણી ખુશકારક હતી અને તેમાં તેમણે લગભગ આખો દિવસ પૂર્ણ કર્યો. જો કે ઉઢાનો પ્રેમ ઘણો જુસ્સાદાર છતાં હોથલ તેમ કરવામાં કાંઇ શિથિલ જણાતી હતી; તોપણ તે ઉઢાને પૂર્ણ પ્યારથી ચાહતી હતી, એ વાત તો નિઃસંદેહ હતી. છેવટ હોથલે કહ્યું કેઃ–

મારી જો આ શરતો તમારે કબુલ હોય તો હું તમને પરણવા અને તમારી સ્ત્રી તરીકે સંસારમાં જોડાવાને ખુશી છું, તે એ કેઃ

(૧) આપણાં લગ્ન થયા પછી હું તમારી સાથે તમારે ઘેર નહિં આવું, પણ જ્યાં હું રહું ત્યાં તમારે પણ રહેવું.

(૨) હું કોણ છું, મારૂં નામ શું છે, ઇત્યાદિ મારા વિષે કાંઇ પણ હકીકત તમારે કોઇને કહેવી નહિ.×

(૩) જ્યારે તમે ઉપરની શરતો તોડશો ત્યારે હું તમારી પાસે રહીશ નહિ.

પ્રેમના નિશામાં ચકચૂર થયેલા આશક ઉઢાએ ઉપલી શરતો કબુલ કરી. ત્યાર પછી તે બંને જણ પોતપોતાના ઘોડાઓ પર સવાર થઇ આગળ ચાલ્યા. હોથલે મંદ હાસ્યથી કહ્યું કે જામ, તમે આ એક રખડતી છોકરીના લુખા પ્રેમ માટે લગભગ આખો સંસાર તજી દેવાને કબુલ થાઓ છો. તે માટે પાછળથી કદાચ તમને પસ્તાવો થશે. માટે હજુ પણ તમને વિચાર કરવાનો પૂરતો વખત છે. તમે એકવાર તમારા કુટુંબીઓને મળી આવો અને તેમની સલાહ લ્યો એ ઉત્તમ રસ્તો છે.

---

× આ કથાની નાયકા હોથલ શા કારણથી ગુપ્ત રહેવા માંગતી હતી તે નિશ્ચયપૂર્વક કહી શકાતું નથી. ભાટોએ તો તેને સ્વર્ગની અપ્સરા માનીને તેનું ગુપ્ત રહેવું બતાવ્યું છે; પણ ખરી રીતે જોતાં તેનું સત્ય અને પ્રબળ કારણ બીજું કાંઈ હોવું જોઇએ એમ અનુમાન થાય છે.

હે ! અલૌકિક સુંદરી, ઉઢાએ સાચા દિલથી કહ્યું. હું સંસાર તો પ્રથમથી જ તજી બેઠો છું. હાલ મને નવું ખોવું પડે તેવું કશું છે જ નહિ; પણ જો કદાચ અત્યારે હું મહાન સમૃદ્ધિવાળો રાજાધિરાજ હોત તોપણ તારા પ્રેમને માટે તે રાજ સંપત્તિનો પણ હું ત્યાગ કરત. કારણ કે ખરા સંસારને નડતરરૂપ રાજ સંપત્તિ કરતાં તારા જેવી સ્વર્ગીય સુંદરીના નિર્મળ અને સત્ય પ્રેમની કિંમત હું વધારે સમજું છું. અને મારો આખો સંસાર હું માત્ર તારામાંજ જોઈ શકું છું. અન્ય સંસારની મારે કશી અપેક્ષા નથી. કેમકે મારા માટે સંસારમાં અંતઃકરણનો પ્રેમ રાખનાર બીજું કોઇ નથી.

ઉઢાના આ ખરા ભાવના વચનોથી હોથલને ખાત્રી થઈ કે તે મને પૂર્ણ અને પ્રબળ પ્યારથી ચહાય છે. પછી ત્યાંથી ચાલતાં સઇ ગામ પાસેના હોથલપરા નામે ડુંગરમાં આવ્યા અને ત્યાં હોથલના ભોંયરામાં નિવાસ કર્યો. ત્યાં હોથલે સાધારણ રીતે જરૂર જોઈતી વિવાહની સામગ્રીઓ મંગાવી અને એક શાસ્ત્રી બ્રાહ્મણને તેડાવ્યો. વૈશાખ માસની સુદિ ૩ ને દિવસે ઉઢા અને હોથલના આર્યધર્મ શાસ્ત્ર પ્રમાણે તેજ એકાંત પર્વત ગૃહમાં લગ્ન થયાં.

### દુહો.

રણની કિઓ માંઢવો, વિછાયા દાડમને ધ્રાખ;
ઉઢો હોથલ બોય પેણુજે, તેંજી સૂરજ પૂરજ સાંખ.

**અર્થ**:–જ્યાં જંગલમાં મંડપ બાંધ્યો અને ત્યાં દાડમ અને દ્રાક્ષ જેવા મેવા ખાવા માટે પાથરી દીધા. એવી રીતે ઉઢો તથા હોથલ બે પરણ્યાં તેની હે સૂર્યનારાયણ, તમે સાક્ષી પૂરજો.

આ પરથી જણાય છે કે ઉઢા અને હોથલનાં લગ્ન રાત્રિએ નહિ પણ દિવસે થયેલાં હોવા જોઇએ.

વળી રાવળ કહે છે કેઃ–

### દુહો.

ચોરી આંટા ચાર, ઉઢો હોથલ સેંડિનાં;
હિકડી નિગામરી નાર, બેગો કેવર કકડારેજો.

**અર્થ**:–ઉઢાએ હોથલથી ચોરીના ચાર ફેરા ફર્યા. અર્થાતઓત

પરણ્યાં. એક નિગામર સ્ત્રી અને બીજો કકડારાનો કેર એ બંને આજ લગ્નથી એક ( દંપતિ ) થયાં.

એ પ્રમાણે ઉઢો તથા હોથલ વેદ વિધિથી પરણી દંપતિ થયાં, અને હોથલના પર્વત ગૃહ ( ભોંયરા )માં રહી આનંદમાં દિવસ નિર્ગમન કરવા લાગ્યાં.

અહીં તેમને જખરો અને જેસંગ નામના બે પુત્રો થયા; એટલે તેમના સંસારની સફળતા થઇ. તેમના દિવસો વિશેષ આનંદજનક અને વિશેષ ક્રિયાસક્ત થયા. તે દંપતિ જે તદ્દન એકાંતવાસી જેવાં હતાં તેમની ફરજો અને સુખોમાં હવે વિશેષતાવાળા વિભાગો થયા.

ખરેખર સંતતિ એજ સંસારની સફળતા છે અને તેથીજ માણુસ ખરો સંસારી અને પરમાર્થી થઇ શકે છે; જે માણસોને સંતાન હોતાં નથી તેમનામાં અતિ લોભ આદિ દુર્ગુણો હોય છે, તેવું સંતતિવાળા માણુસોમાં કવચિતજ જોવામાં આવે છે. સંતાનવાળો માણુસ પોતે વધારે સદ્‌ગુણી અને સંસારને ઉપયોગી થઇ શકે છે એવો બહુધા નિયમ છે અને તેવા પ્રકારના મનુષ્યોની કદર પણુ તે ત્યારેજ કરી શકે છે.

એક બાદશાહ પોતાના મહેલમાં પોતાના નાના પુત્ર સાથે ગમત કરતો હતો.

પુત્રે કહ્યું કે, પિતાજી ! આ લાકડીના ઘોડા ઉપર તમે ચઢો. બાદશાહે પુત્રને આનંદ પમાડવા તે પ્રમાણે કર્યું. એટલામાં ઘણા અગત્યના કામસર તેનો મુખ્ય વજીર આવી ચડયો. તેણે બાદશાહને પેલી બચ્ચાની રમતમાં તલ્લીન જોયો. વજીરને જોઈ બાદશાહ જરા શરમાયો. પછી વજીર જે કામ સારૂ આવ્યો હતો તે વિષેની વાતચિત્ત કર્યા બાદ તે જતો હતો ત્યારે તેને પાછો બોલાવી બાદશાહે પૂછ્યું કે, તમારે શું સંતાનો છે ? વજીરે કહ્યું કે, ખુદાવિંદ ? મારે એકે પુત્ર કિંવા પુત્રી નથી. ત્યારે બાદશાહે વજીરને કહ્યું કે, હવે જ્યાં સુધી તમે એક પુત્ર કિંવા પુત્રીના પિતા થાઓ નહિ ત્યાં સુધી તમારે કોઈની પાસે આજે તમે જોયેલા બનાવ વિષે કશી વાત કરવી નહિ. “ સારૂં જહાંપનાહ ” એમ કહી વજીર ત્યાંથી રવાના થયો.

પ્રિય વાંચનાર આ વાતમાં મોટું રહસ્ય રહેલું છે, તે માત્ર સ્વાનુભવી સમજુ માણસોજ સમજી શકે છે, અને જે અણસમજુ તથા અનુભવ વગરના માણસો હોય છે તે તો અપત્ય પ્રેમી[1] મનુષ્યોને ઘેલાં ગણે છે.

ઉઢો પોતાના બંને પુત્રો તથા સ્ત્રીને સાથે લઈને ઘણી વાર જંગલમાં ફરવા જતો અને ત્યાં જંગલી ફળ ફૂલો તથા પશુ પક્ષીઓ વિષે તેના બાળક કુંવરો જે વિચિત્ર સવાલો કરતા તેનું સમાધાન કરતાં તેમની યોગ્યતા પ્રમાણે તેમને જ્ઞાન આપતો હતો.

એક દિવસ સાંજની વખતે ઉઢો પોતાના બંને પુત્રો સાથે એક પર્વતની શિલા પર બેઠો હતો ત્યાં એક મોરે આવીને ટૌકા કર્યા. તે સાંભળીને કુંવર જખરાએ અજ્ઞાનતાથી તેના તરફ પત્થર ફેંકયો. ત્યારે ઉઢાએ કહ્યું કેઃ–

દુહો.

છેલમ છેલા ડુંગરા, ચાવો લગે ચકોર;
વિસાર્યા સંભારી ડે, સે ન મારજે મોર.

અર્થઃ–આ કચ્છ તરફના છેલ્લામાં છેલ્લા ડુંગરોની હારને જોઇને ચતુર જનોને ચાહના લાગે છે. (તે તરફ બોલતા) આ વિસરેલા પ્રિયજનોને સંભારી આપે છે, એવા મોરને હે બેટા, મારીએ નહિ.

ત્યારે જખરાએ પુછ્યું કે, મોરને ન મારવાનું કારણ શું? ત્યારે ઉઢાએ કહ્યું કેઃ–

દુહો

કારાયલ કે ન મારજે, જેંજા રતા નેંણ;
તડ વિઠો ટૌકા કરે, નિત સંભારે સેંણ.

અર્થઃ–જેની રાતી આંખો છે એવા મોરને મારીએ નહિ. કેમકે તે પર્વતની ભેખડ ઉપર બેસી ટૌકા કરે છે અને હમેશાં પ્રિયતમ પ્રિય જનોને સંભારે છે; અર્થાત પ્રેમી છે.

એમ વાતચિત્ત કરે છે એટલામાં પેલા મોરે ટૌકા કર્યા; તે સાંભળી નાના જેસંગે ઉઢાને પુછ્યું કે, બાવા! (હી કુરો ચયતો.) આ શું કહે છે? ત્યારે ઉઢાએ જવાબમાં કહ્યું કેઃ–

---

[1] સંતાનોના પ્રેમવાળા.

દુહો.

અસીં ગિરવરજા મોરલા, કાંકણુ ચૂણુ ચરોં;
રૂત આવૈ ન બોલજે, ત હૈયે ફ્રાટ મરોં.

અર્થ:—અમે પર્વતના મોર પક્ષી છિયે. તેમ વેરાયલા દાણાનો, ઝીણી કાંકરીઓનો ચૂંણો ચણિયે છીએ. વરસાદની રૂતુ આવ્યા છતાં જો તે (ગર્જના વડે) બોલતો નથી તો અમારૂં હૈયું—હૃદય ફાટીને અમે મરી જઈએ છીએ.

આ પ્રમાણે ઉઢો પોતાના પુત્રોથી વાતચિત્ત કરતો હતો તે દરમ્યાન તેને પોતાનું વતન અને કુટુંબીજનો યાદ આવ્યા; અને સામે ઉત્તર તરફ વરસાદ ચઢી આવેલો જોઇને તેણે કહ્યું કેઃ-

દુહો.

ઉત્તર શેરીં કઢયું, હી ડુંગર ડમરે આ;
હૈડો તડકે મચ્છ ડું, મુંકે સજણ સંભરેઆ.

એક હોલાને જોઇને તેણે કહ્યું કે :-

દુહો.

બાબીડા બઇઆર, કેંડે વેને કચ્છ કે,
ઝિઝા ડિજ જુઆર, પાડો પુછી પિરિયનજો.×

આમ ઉદાસ થઇ ઉઢાને વિયોગની કવિતા બોલતો સાંભળી તરત હોથલ ત્યાં આવી અને ઉઢાને ઉદાસીનું કારણ પૂછયું. ત્યારે ઉઢાએ કહ્યું કે, હવે તો મને મારૂં વતન અને કુટુંબીજનો યાદ આવે છે. ત્યારે હોથલે મશ્કરીમાં કહ્યું, આટલા વખત સુધી તમને તમારા વહાલાઓ કેમ યાદ આવ્યા નહિ? શું હવે મારી પ્રીતિમાં તમને કંઈ ન્યૂનતા જણાય છે?

ઉઢે કહ્યું—તારી પ્રીતિમાં લેશમાત્ર પણ ન્યૂનતા નથી બલ્કે દિનપ્રતિદિન વિશેષતા જણાય છે. પરંતુઃ—

દુહો.

છપર મથે ચિતર, સે ઘણુ મિયં ન ફિટેં;
તિય બાલા પણુ જા મિતર, સે વિસારેયા ન વિસરે.

---

× આ બન્ને દુહાઓના અર્થ આગળ લખાઈ ગયા છે. એટલે અહીં ફરી લખવાની જરૂર ધારતા નથી.

અર્થ:—જેમ પત્થર પર કોતરી કાઢેલાં ચિત્રો ઘણા વરસાદથી પણ ભુસાઈ જતાં નથી, તેમ મારાથી બાલપણના મિત્રો વીસાર્યા વીસરાતા નથી. માટે રે પ્રિય સુંદરી! હવે આપણે મારા વતનમાં ચાલીએ તો ઠીક. આ વાત હોથલને પસંદ આવી નહિ. કોણ જાણે શા કારણથી હોથલને જનસમાજમાં હળીમળીને રહેવાની વાત પસંદ નહોતી. તેણે જરા રીસથી ઉઢાને કહ્યું કેઃ—

દુહો.

ઉકંઢયો હુએતઉસો, ગંગર હિત મગાર;
તોજા સુધાતુરા સિપરિં, સે રેઆ પરેંયે પાર.

અર્થ:—જો તું તારા વતન અને વહાલાઓને મળવાને ઉત્સુક હોય તો ભલે તું જા; અને અહીં તું વખત ગુમાવ નહિ. તેમ મને તારા આવા નમાલાં ગીતો સંભળાવ નહિ. તે તારા બધા વહાલાઓ, દેશની પેલી પાર દૂર રહેલા છે.

હોથલને ગુસ્સે થયેલી જોઇને ઉઢાએ તેને સમજાવીને કહ્યું કે, પ્રિયા? જ્યારે આપણે માત્ર બેજ જણ હતા ત્યારે આપણે ગમે ત્યાં રહીએ, એ વાત જુદી હતી; પણ હવે તો આપણે સંતતિવાન થયા; તેથી આપણે કોઇ જનસમૂહમાં ભળવુંજ જોઇએ; કારણકે, તેમ ન થાય તો આપણાં બાળકોના વિવાહાદિ શી રીતે થાય? જેથી તને કહું છું કે આપણે અહીંથી ચાલીને મારા વતનમાં રહીએ; અને તેમ કરવામાં આપણી શોભા અને મોભો છે. તું ત્યાં ચાલીને જો તો ખરી કે મારૂં વતન કેવું શોભાયમાન અને રમણીય છે.

હોથલે ઉદાસીથી કહ્યું કે, તમારા વતન–કચ્છમાં ખેર અને બાવળોના ઝાડો સિવાય બીજું શું છે? હું નથી ધારતી કે તમારા વતનમાં આથી કાંઇ વિશેષતા હોય.

ત્યારે ઉઢાએ સ્વદેશ પ્રેમના જુસ્સાથી કહ્યું કેઃ

દુહો.

ખેરીં બેરીં ને બાવરીં, ફુલ કંઢા ને કખ્ખ;
હોથલ હલો કચ્છ ડે, જિત માડુ સવા લખ્ખ.

અર્થ:—જો કે ત્યાં ખેર તથા બોરડી, બાવળો, ફુલો, કાંટા

અને ખડ છે તોપણ, હે પ્રિય હોથલ? ત્યાં ચાલ કે જ્યાં માણસો સવા લાખના-કિમતી લાખેણા રહે છે.

દુહો.

ભલ ઘોડા કાઠી[૧] ભલા, પેની ઢક પેરવેશ;
રાજા ડૂ વંશે રેઆ, અય ડોલરિયો દેશ.

અર્થ:—જ્યાં ભલા ઘોડાવાળા કાઠી લોકો છે. પગની પાની ઢંકાય એવો ઉત્તમ પહેરવેશ છે, અને જ્યાં ઉત્તમ રાજ્યવંશો રહેલા છે; એવો મારો કચ્છ ડોલરિયો ખુશબોદાર દેશ છે. (વરંે મિંયણે કાચ્છો અય પાબારી હટ્ટ) વરસાદમાં તો તે પાબારી હાટ દુકાન કે જેમાંથી તમામ ચીજ અને પદાર્થ મળે એવી દુકાન તો અમારો કચ્છ દેશ છે.

દુહો.

વંકા કુંવર ને વિકટ ભડ, વંકા વાડીએ વચ્છ;
વંકા કુંવર ત'થિયેં, જ'પાણી પીએં કચ્છ.

અર્થ:—જ્યાં વંકડા રાજકુમારો અને વિકટ-અજીત યોદ્ધાઓ કચ્છમાં છે. તેમજ વાડીઓ ઉપર વંકા વાછડા-વોડા છે તેપણ વખણાય તેવા છે; માટે હે સુંદરી હોથલ? આપણા કુંવરો પણ વંકડા તો થાય, જો કચ્છનું પાણી પીએ તો.

એ પ્રમાણે ઉઢાએ પોતાના વતનનાં વખાણ કર્યાં; અને હોથલને ત્યાં ચાલવા માટે સમજાવી. ત્યારે તેણે કહ્યું કે, હું તમારા વતનમાં એવી રીતે આવું કે-કોઇપણ પર પુરૂષ કિંવા સ્ત્રીને હું મળું નહિ; અને તમારે પણ મારા વિષે કોઇને કંઇ કહેવું નહિ. જો એથી વિરૂદ્ધ તમે કાંઇપણ વર્તણુંક કરશો તો હું મારા કરાર પ્રમાણે ત્યાંથી જતી રહીશ.

ઉઢાએ એ શરત કબુલ કરી. પછી બંને જણ કચ્છ તરફ જવાની સામગ્રી સજવા લાગ્યા.

× × ×

---

૧ પ્રાથળિયા આહીર-તેજ કાઠી. ઘણા કાઠી લોકોને, કચ્છના સમા રાજવંશીઓએ કચ્છમાંથી હાંકી કાઢયા છે. તેઓ કાઠીઆવાડમાં જઇ વસ્યા છે.

૮

એક રમણીય સવારે સૂર્યના પ્રકાશને આવરણ રૂપ થનારાં છુટક વાદળાંઓ પૂર્વ દિશામાં દોડયાં જતાં હતાં. પૃથ્વી દેવી લીલા ઘાસ રૂપ સુંદર વસ્ત્ર ધારણ કરી જગતને આનંદ આપતી હતી. ઠામ ઠામ વરસાદનાં પાણીનાં ખાબોચિયાં ભરેલાં હતાં. નાના ડુંગરો અને નદી નાળાં પોતાને મેઘરાજાએ આપેલી બક્ષીસો માગણ જનોની પેઠે શરીરપર ધારણ કરી જાણે જગતને બતાવતાં હોય એવાં જણાતાં હતાં. એવા વર્ષા ઋતુના સમયમાં બીજી ઋતુઓમાં સુકો જણાતો કચ્છનો પશ્ચિમ ભાગ પણ મુસાફરોના તનમનના થાકને નિવારણ કરતો હતો. એવે સમયે વડસર નામના એક ગામથી થોડે દૂર બે મુસાફરો તેમનાં બે પ્રિય બાળકો સહિત પોતાનો પંથ કાપતા હતા. તેમાં એક ખુબસૂરત સ્ત્રી હતી અને એક બહાદુર જુવાન રજપૂત હતો. તેણે પેલી સ્ત્રીને કહ્યું કે,

પ્રિય હોથલ, તમે હઠ કરી વાહનની સગવડ કરવા દીધી નહિ. પરંતુ હવે તમને ચાલવાથી થાક લાગતો હોય એમ જણાય છે. તેમ આપણે દરરોજ બહુ થોડી મુસાફરી કરીએ છીએ. તોપણ જખરો અને જેસંગ થાકી જતા હોય એવું જણાય છે.

"ના બાવા, અમને જરાય થાક લાગતો નથી. અમે તો તમે કહેશો ત્યાં સુધી ચાલ્યા આવશું. અમને ચાલવામાં બહુ મજાહ આવે છે. બંને કુમારોએ સાથેજ કહ્યું."

"શાબાશ મારા વીર પુત્રો. હોથલે પુત્રોના જવાબથી આનંદ પામી તેમને શાબાશી આપી અને ઉઢાને કહ્યું કેઃ—

દુહો.

ઉચ્છઇ ધરા નિલે તૃણે, મીંય છાયો આકાશ;
સખુકારી મિણીં માડુએં, અય ચગું શ્રાણ માસ.

**અર્થ**:—ધરતીએ લીલા ખડ રૂપી વસ્ત્રો પરિધાન કર્યા છે; અને આકાશમાં વરસાદની ઘનઘટા છાઇ છે. એવો હિંદુઓનો પવિત્ર શ્રાવણ માસ છે. તેમજ વરસાદની મોસમથી સર્વ આલમ સુંદર અને આનંદકારી છે.

એવા ચોમાસાના રમણીય દિવસોમાં થોડી થોડી મુસાફરી કરવાથી આનંદ થશે. તેમ મારો એકાંતવાસી સ્વભાવ પણ તમે સારી રીતે જાણો છો. તો પછી વાહનને લીધે આપણી સાથે ત્રાહિત માણસો રાખવાં પડે; અને તેમ થાય તો પરસ્પર વાતચિત્તનો અને કુદરતની લીલાનો આનંદ આપણાથી લઈ શકાય નહિ; એમ ધારીને મેં તે વાતની ના કહી. નહિ તો ઘોડા વગેરે વાહન આપણને સહેલાઇથી મળી શકત. હવે આપણે તમારી જન્મભૂમિની નજીક જઇશું ત્યાંથી વાહનની યોગ્ય સગવડ કરી લઈશું.

એમ વાતો કરતાં કરતાં ગામની નજીકના તળાવને કિનારે આવી પહોંચ્યાં. માણસોના આવજાવના માર્ગથી થોડે દૂર એક વૃક્ષ નીચે તેમણે પોતાનો ઉતારો કર્યો છોકરાંઓ નાસ્તો કરવા લાગ્યા અને ઉદો પોતે સ્નાનાદિક કરવા માટે તળાવના આરા તરફ ચાલ્યો. એટલામાં દૂરથી એક છોકરો એક મદોન્મત્ત ભેંસને હાંકી જતો હતો. ઉદાએ પોતાની પાળક ભેંસ જે તેણે સૌથી છેલ્લી ચારણને આપી હતી તે એજ હોવી જોઇએ એમ તેના રંગ, ધાટ વગેરેથી અનુમાન કર્યું. પરંતુ ભેંસ નજીક આવી એટલે ખાત્રી કરવા સારૂં તેણે તેને હાંક મારીને બોલાવી જોઈ. તરતજ અજાયબ જેવી રીતે આટલી લાંબી મુદતે ભેંસે પોતાના અસલ પાળકને ઓળખી કાઢયો; અને તેની પાસે આવી ઊભી રહી તથા મોટેથી રણકવા લાગી. ઉદાએ તેનાપર હાથ ફેરવ્યો, અને માયા દેખાડી. થોડીવાર પછી ઉદાએ તે છોકરાને ભેંસ લઇ જવા કહ્યું. પણ ભેંસ કેમે કરી ઉદા પાસેથી ખસેજ નહિ. છોકરાએ કોશીશ કરી, ઉદાએ તેને મદદ આપી, પણ ભેંસ ઉદાને છોડીને દૂર પગલું ભરવાને હઠ લઈ બેઠી. જેથી છોકરો ગભરાયો અને ગામમાં પોતાના બાપ પાસે દોડી ગયો; અને બનેલી હકીકત પોતાના પિતાને કહી. ત્યારે બારોટે નક્કી જાણ્યું કે, એ નવો મુસાફર બીજો કોઇજ નહિ પણ માગણ લોકોને કલ્પવૃક્ષ જેવો અને મારો દાતાર ઉદો ફેરજ હશે. ચારણ પોતાને સરભરાનો સારો પ્રસંગ મળેલો જોઇને અતિ આનંદ પામ્યો. પોતાની સ્ત્રીને કહ્યું કે, તું ઉત્તમ પ્રકારની રસોઇ બનાવ અને હું આપણા પ્રિય મહેમાનોને

તેડી લાવું છું. એમ કહી બારોટ ત્યાંથી ચાલ્યો અને તળાવ ઉપર જઇ આશીર્વાદ આપી ઉઢાનાં બહુ વખાણ કર્યા.

દુહો.

બારોચા બેઆ ઘણાં, મુંજો હેડો કો નથ્યો હોથ;
અક્કલ કના અધરો, જે કે રૂસન રભ કેઓ.
થકોકે થેઓ વસીલો, વણકારજો.

અર્થ:—બારોચા તેમ બીજા ઘણા ઉદાર પુરૂષો હશે પણ મારા ઉઢા જામ જેવો હજુ સુધી કોઈ નથી થયો. ઉદાર તેમજ હુશિયારી અને બહાદૂરીમાં તો તેનો જોડીઓ (જોટો) મળનાર નથી; અને તે હમેશાં થાકેલા મનુષ્યોનો મોટો વસીલો અને બેલી છે. ઉનાળાની ઋતુમાં વટેમાર્ગુઓને જ્યારે લૂ લાગતી હોય ત્યારે ઉઢો ફેર તેમને વડવૃક્ષ સમાન છે. અર્થાત ઉઢો ગરીબોનો આધાર રૂપ છે.

ઉઢાએ બારોટને માન આપી બેસાડયો. બેઠા પછી બારોટે કહ્યું:

મારો બાપ–ઉઢો ફેર દેશમાં આવ્યો કે આજ તો અમારા મુલકમાં મોતીયે મેહ વરસ્યા. બાપ મારા, સોનાના સૂરજ ઉગ્યા. ભલે આવ્યા તાજણના અસ્વાર, ભલે આવ્યા. મારા દાતાર, મારા સાવઝ, આજ મારા ગરીબની વાત કબુલ કરો અને મારા મહેમાન થાઓ. મારૂં ઝુંપડું પવિત્ર કરો.

ઉઢે કહ્યું, તમે માગણ લોકો એટલે તમારા ઘરનું અન્ન અમારાથી જમાય નહિ.

બારોટે કહ્યું, ચારણના ઘરનું ક્ષત્રીયાદિકે જમવું નહિ, એમ માન્યતા થયેલી છે તે યોગ્ય છે; પણ તેમણે માગી આણેલું ભિક્ષાન્ન જમવું નહિ એમ મૂળ સિદ્ધાંત છે. કોઈ બ્રાહ્મણ કે ચારણ બીજો ધંધો કરી પોતાનું ગુજરાન ચલાવતો હોય તો તેને ગૃહસ્થ સમજી તેને ત્યાં જમવું યોગ્ય છે.

ઉઢાએ બારોટનો અત્યાગ્રહ જોઇ તેની સરભરા કબુલ કરીને તેને ઘેર ગયો. એટલે તે ભેંસ[1] પણ સાથે સાથે બારોટને ઘેર

---

[1] કચ્છમાં જે ભેંસો ઉઢાણના નામથી ઓળખાય છે. તે આ ઉઢાની ભેંસની ઓલાદ છે એમ ભાટ લોકો કહે છે.

આવવા લાગી. જે ક્ષુદ્ર મનુષ્યો પોતાના ઉપર થયેલા ઉપકાર અને પ્રેમ ભૂલી જાય છે તેમણે આ કૃતઘ્ન પશુઓની માયાથી ધડો લેવો જોઇએ છે.

ઉઢો પોતાના કુટુંબ સાથે બારોટને ત્યાં જમ્યો; અને એક રાત્રી તેને ત્યાં રહ્યો. સવારે તેણે ચાલવાનું કહ્યું, ત્યારે બારોટે એક વહેલ અને એક પાણીદાર ઘોડો ઉઢા પાસે રજુ કર્યા, અને કહ્યું કે:--મારા અન્નદાતા ? આ મારી જુજ ભેટ છે. તે સમય જાણીને લ્યો; પછી હું આપને ત્યાં આવું ત્યારે મને તમારે ફાવે તેટલું આપજો. બારોટની આ સમયસુચકતા જોઇ ઉઢો બહુ ખુશી થયો; અને બારોટે શાબાશી અને વખાણ સાથે ઘણું દ્રવ્ય આપ્યું ત્યારે ઉઢે કહ્યું કે:--

દુહો.

મિતર કજે મંગ્ગણાં, બેયા આર પંપાર;
જિયે જશ ગાવણાં, મોએ લુડાવન હાર.

અર્થ:—મિત્ર તો માગણ લોકોનેજ કરીએ. બીજા તો આળ પંપાળ છે. તે માગણ લોકો જીવતે જશ ગાય છે, અને મુઆ પછી પણ જગતમાં કીર્તિ ગાવાવાળા છે. વળી

દુહો.

ઉઢો ચે અદાતારેંજા, વેંધા નાં નિપટ;
જાણ પખી ઉડેઆ, જેંજિ લિઅ નકાં વટ.

અર્થ:—ઉઢો કહે છે કે જેમ પક્ષીના ઉડી જવા પછી તેની રેખા કે વાડ લીસોટો કાંઇપણ જમીનપર રહેતાં નથી તેમ કંજુસોનાં નામ જગતમાંથી તદ્દન જતાં રહેશે.

એવી રીતે પરસ્પર સંતોષથી હળી મળી ઉપર પ્રમાણે બે વાહન અને એક માણસ લઇને ઉઢો પોતાની સ્ત્રી અને બે બાળકો સહિત ધોલાય ગઢ તરફ રવાને થયો. મજલ દર મજલ કરતાં થોડા વખતમાં પોતાની સ્વભૂમિની છેક નજીક આવી પહોંચ્યાં. ત્યાંથી માણસ મોકલી પોતાના કુંટુંબી જનોને ખબર મોકલી. એ ખબરથી તેઓ બહુ ખુશી થયાં. કેમકે આટલા વખત સુધી ઉઢો કયાં હતો તેની પણ તેમને ખબર નહોતી. વીસલદેવ વાઘેલાની આથો વાળી આવ્યા પછી ઉઢો ગેબ થયો હતો.

વીસલદેવે ઉઢાની આ મદદ માટે તેને પાંચ ગામો આપ્યા હતા. તેથી ત્યાં ઉઢાનો ભાઇ મોડ અને તેની પહેલાં પરણેલી સ્ત્રી ત્યાં રહેતાં હતાં; તેથી ઉઢાના આવ્યાની ખબર સાંભળીને તેના ભાઇઓ તરત સામૈયું કરીને ઉઢાને સામા લેવા જવા તૈયાર થયા. નગારાં, નિશાન, વ્હેલો ઘોડા વગેરેની સ્વારી કાઢી તેઓ તેની સામા ગયા. રસ્તામાં થોડે દુર સૌ મળ્યા. સૌએ ઉઢાને ઘણું માન આપ્યું. ઉઢાએ સર્વ કુટુંબી જનોની કુશળતા પુછી; તેમાં જણાયું કે ભાભી મીણાવતી ગુજરી ગઇ હતી.

શહેરમાં આવ્યા પછી ઉઢાની પોતાની અસલી મેડી વાળા દરબારમાં તેણે ઉતારો લીધો. ઉઢો પોતાના કુટુંબ સાથે પોતાની જન્મભૂમિમાં સંતોષથી રહેવા લાગ્યો. પરંતુ હોથલ બીજી કોઈ સ્ત્રીઓ સાથે મળતી હળતી નહિ, અને પોતાના મહેલમાં તદ્દન ગુપ્ત રહેતી હતી.

જે વસ્તુ ગુપ્ત હોય છે તેને જોવાની કિંવા જાણવાની સૌને ઘણીજ ઇચ્છા થાય છે. હોથલના તેજસ્વી પુત્રોને જોઇ ઉઢાના કુટુંબીજનો તે ઘણી રૂપાળી હોવી જોઇએ એમ અનુમાન કરતા. પણ તે કેવી રજપૂતાણી છે, કયા ગામની અને કોની કુંવરી છે ઈત્યાદિ તેના વિષેની તમામ હકીકત અંધારામાં હતી. તારી સ્ત્રી કોણ છે તથા તે ગુપ્ત નિવાસ શા માટે રાખે છે એમ ઉઢાના ભાઇઓ તેને વારંવાર પૂછતા; પણ ઉઢો તેના ઉડાવનારા જવાબો આપી વાત ટુંકી કરતો, અને કોઇને ખરી હકીકત કહેતો નહિ. થોડા વખત સુધી ધોલાય ગઢમાં ઉઢાની સ્ત્રી વિષેથી ચર્ચા ચાલ્યા પછી લોકોમાં તે વાત વિસારે પડી. ઉઢો પોતાના રાજદરબારમાં આગળ પ્રમાણે કામ કાજમાં લાગી ગયો. ફરીથી ભાટ ચારણોનો મેળો તેને ત્યાં થવા લાગ્યો અને દેશ દેશાંતરના યાચકો ઉઢાની કીર્તિનો નાદ કરતા ત્યાં આવવા લાગ્યા.

જો કે ટીલાયત હોથી હતો છતાં બધી લગામ ઉઢાના હાથમાં હતી. ગામના લોકો તથા ભાયાતો વગેરે ઉઢાને રાજા પ્રમાણે માન આપતા હતા. તેમ છતાં શાણો અને નીતિજ્ઞ ઉઢો હમેશાં પોતાના

મોટા ભાઇને માન આપતો અને જાણે તેનો નોકર હોય તેમ તેની આજ્ઞા લઇને સર્વ કામ કરતો અને પ્રજાને સંતોષ આપતો.

ભાટ લોકો પોતાની વાર્તામાં કહે છે કે:–એક દિવસ હોથલના પુત્રો જખરો અને જેસંગ રસ્તાપર રમતા હતા, અને હોથલ પોતાની મેડીના ગોખમાં પડદો નાંખી તેમને આનંદથી જોતી બેઠી હતી. ખરેખર પોતાના સુંદર બાળકોને રમતાં જોઇ કયા માબાપોને આનંદ થતો નથી. જખરા અને જેસંગની મુખ્ય રમત ગમત અંગ કસરતો-જ હતી. આ વખતે બીજા ભાયાત અને ખવાસોના છોકરાઓ સાથે જખરો અને જેસંગ દડાનાગેરી નામની રમત રમતા હતા, એટલામાં દૂરથી બે મદોન્મત્ત પાડા લડતા લડતા તે તરફ આવ્યા. તેમાં એક પાડો જોરથી બીજાને હઠાવતો આવતો હતો તે ઓચિંતા આવતાં હોથલે પોતાના પુત્રોને ભયમાં જોયા. તેથી ગોખમાં બેઠે બેઠે હાથ લાંબો કરી બંને કુંવરોને ઉંચા ગોખમાં લઈ લીધા.× બીજા છોકરાઓ આઘા ખસી ગયા અને નાશી ગયા; પણ આ અદ્ભૂત બનાવ જોઇ સૌ ચકિત થયા અને પોતપોતાના માત પિતાને આ વાત સર્વેએ કરી. ફરી તે દિવસથી હોથલની ચર્ચા આખા શહેરમાં ચાલી.

× × ×

૯

ગયા પ્રકરણમાં વર્ણવેલો બનાવ બન્યા પછી આખા શહેરમાં ઉઢાની રાણીની અલૌકિક દંતકથાઓ ચાલવા લાગી. કોઇ કહે તે દેવાંગના છે. કોઈ કહે તે જાદુગરી છે; અને કોઈ કહે તે દેવતાઓના

---

× યોગ શાસ્ત્રમાં કહેલી આઠ મહાસિદ્ધિઓમાંથી આ એક પ્રાપ્તી નામની સિદ્ધિ છે. હોથલ યોગ વિદ્યામાં પ્રવીણ હોય (કે જે હોવાનું સંપૂર્ણ પણે શક છે) અને પાતાંજળી વગેરે મુનિઓએ વર્ણવેલી સિદ્ધિઓ મનુષ્યને સાધ્ય હોય તો ઉપલી વાત માની શકાય. થોડા સમયપર થયેલા આચાર્ય શ્રીમાન સહજાનંદ સ્વામીમાં બીજી સિદ્ધિઓની સાથે આ સિદ્ધિ પણ હતી; તેણે દુર બેઠે બેઠે પાણીમાં ડુબતા એક કાઠીને ઘોડા સહિત બહાર કાઢયો હતો, એમ તેમના અનુયાયીઓ પુરાવા સહિત વાત કરે છે. આવી વાતો પર કેટલે દરજ્જે શ્રદ્ધા રાખવી તે વાંચનારના મનનું વલણ, તેનું જ્ઞાન અને મુનસફી પર આધાર રાખે છે.

વરદાનને પામેલી કોઈ અદ્ભૂત સ્ત્રી છે. પરંતુ ખરેખરી રીતે તે કોણુ છે તે વિષે કોઇ નિશ્ચય પૂર્વક સહપ્રમાણુ વાત કહી શકતું નહોતું.

ઉદ્યમી લોકો કરતાં નવરા લોકો હમેશાં પારકી પડપૂછ કરવામાં વધારે તત્પર અને કાળજી ધરાવનારા હોય છે. તેમાં પણુ પુરૂષો કરતાં સ્ત્રી વર્ગ પારકી પંચાત કરવામાં વધારે ખબરદાર હોય છે. ઉઢાના સ્નેહી સબંધીની સ્ત્રીઓએ હવે તેની ખાસ તજવીજ કરવા માંડી. પણુ પોતાની ઓળખાણુ ન આપવાના સબંધમાં હોથલ એટલી તો ચોકસ હતી કે કોઇ સ્ત્રી સાથે પણુ તે મુલાકાત કરતી નહોતી.

છેવટે ઉઢાના ભાઇઓ વગેરેની સ્ત્રીઓ જ્યારે પોતાના કોઇ પ્રયત્નમાં ફતેહમંદ થઈ શકી નહિ ત્યારે તેમણે પોતાના ભરથારોને ઉશ્કેર્યા. ઉઢો તમને હર હમેશ મળે છે. તમારી સાથે મિત્રતા રાખે છે તેમ છતાં તેની સ્ત્રી કોણુ છે એટલું પણુ તમે જાણી શકતા નથી. જો અમે તમારી જગ્યાએ હોઇએ તો ઘડીવારમાં ખરી વાત તેને મોઢેથી કઢાવીએ.

આવી વાતો સાંભળીને છેવટ સર્વેએ નિશ્ચય કર્યો કે હવે એક મિજલસ કરી તેમાં ઉઢાને ખૂબ મદિરાપાન કરાવીને તેની સ્ત્રી વિષેની વાત તેની પાસેથી કઢાવવી. કેમકે તેઓ તે સિવાયની સર્વ યુક્તિઓ અજમાવી ચુકયા હતા; પણુ ઉઢો પોતાના વિચારમાં એટલો મક્કમ હતો કે તે એ વિષે એક શબ્દ પણુ કોઈને કહેતો નહિ.

અંતે તેમણે ઉઢાની સંમતિથી ખાણા વગેરની એક મિજલસ કરવાનો દિવસ મુકરર કર્યો. ઠરાવેલે વખતે ઉઢાના બંને ભાઈઓ તેમ બીજા તેમના નજીકના પ્રતિષ્ઠિત ભાયાતો અને અમીરો વગેરે હાજર થયા. ત્યાં સ્વાદિષ્ટ ભોજનની સાથે દારૂનો પણુ છૂટથી ઉપયોગ થતો હતો. પેલા તો એકજ નેમ રાખીને ભેગા થયેલા. ઉઢાના ભાઇઓએ હર બ્હાનાંથી એકેકો શરાબનો પ્યાલો ઉઢાને પાયો. ઉદાર અને બહાદુર માણુસો જ્યાં સુધી તેમને દગાની સંપૂર્ણ ખાત્રી થાય નહિ ત્યાં સુધી ઘણા ભોળા હોય છે.

ઉઢો પણુ તેવા પ્રકારનો પુરૂષ હતો. તેના સ્વભાવનો લાભ લઇને દરેક જણે તેને છાકટો બનાવવાની કોશીશ કરી. તથાપિ ઉઢો છેક પોતાની શુદ્ધિ ખોઈ દે એટલો બધો નિશામાં ચકચૂર થયો નહોતો; છતાં પણુ મદિરાએ તેના પર ઓછી અથવા મુદ્દલ અસર કરી નહોતી એમ તો કહી શકાય નહિ. અર્થાત મદિરા દેવીએ તેના પર પ્રમાણુમાં ઘણો નહિ તોપણુ પોતાનો થોડો અમલ બેસાડયો હતો.

એવા વખતમાં ઉઢાના ભાઇ મોડે, હોથીજીને કહ્યું કે, આપણો સહોદર બન્ધુ ઘણો શૂરવીર, ઉદાર અને સદ્‌ગુણી છે, અને તેની કીર્ત્તિ દેશ દેશાંતરમાં ફેલાયલી છે. પરંતુ તેણે કોઇ અજાણી સ્ત્રીને પોતાના ઘરમાં રાખી છે, તેથી લોકો તેની તેમજ સાથે આપણી પણુ અપકીર્ત્તિ કરે છે, અને કહે છે કે ઉઢાએ કોઇ હલકી અને રખડતી સ્ત્રીને પોતાના ઘરમાં રાખી છે. તે કોણુ છે, અને ...ડાકણુ... આગળ જતાં તે બધાને ખાઇ જશે.

મદિરાના અમલ નીચે દબાયલા ઉઢાએ પોતાની સ્ત્રીની નિંદા રૂપ બોલાયલા છેલ્લા શબ્દો બરાબર સાંભળ્યા. તેથી તેનો સ્ત્રી સત્કારી જુસ્સો એકદમ ઉછળી આવ્યો. તેથી તરત તેણે પોતાની તલવારની મૂંઠ પર હાથ નાંખ્યો અને નીચે પ્રમાણે બોલ્યો કે, મારી સ્ત્રીને ડાકણુ કહેનાર કોણુ છે? મારી સ્ત્રી તો અનેક સિદ્ધિઓવાળી સ્વર્ગની દેવાંગના અને બાંભણુસરના ધલુડા સોઢાથી બહારવટું કરનાર પ્રસિદ્ધ સાગ-ણુ નિગામરાની પાળક પુત્રી છે, અને શાસ્ત્ર વિધિથી મારાં તેની સાથે લગ્ન થયેલાં છે. તેથી મારી સ્ત્રીની નિંદા કરનાર માણુસ મોડે મને બતાવવો જોઇએ. નહિ તો મારો સહોદર બન્ધુ છતાં આ અપમાન બદલ હું મોડને યુદ્ધનું આમંત્રણુ કરૂં છું.

આ કેફ અને અપમાનના જુસ્સામાં જે હકીકત પેલાઓ જાણુવા માગતા હતા તે સઘળી ઉઢાએ કહી દીધી. તેથી તેઓ પોતાની યુક્તિમાં ફાવ્યા હતા. જેથી તરત તેમણે ઉઢાને ઠંડો પાડયો અને મોડને ભારે ઠપકો આપવાનો ડોળ કર્યો. જાણે મોડે પોતાની બે-વકુફીથી ઉઢાને આ અપમાન આપ્યું હોય તેમ જામ હોથીએ તેને બહુજ ધમકાવ્યો અને ઉઢાની તથા તેની સ્ત્રીની બહુ તારીફ કરી.

તેથી ભોળા દિલનો ઉઢો શાંત થયો. આ બધી પંચાત થતાં રાત્રી ઘણી વીતી ગઈ હતી. તેમ ઉઢાને હવે વખત જતાં નિશો પણ વધતો જતો હતો; તેથી રાત્રે ત્યાંજ બિછાનું બિછાવી તેને સુવાડયો અને બીજા સર્વે પોતપોતાને ઠેકાણે ગયા.

રાતે બનેલા બનાવની હોથલને સવેળા ખબર પડી હતી. તેણે ઉઢા સાથે કરેલી શરત વાંચનારાઓને બરાબર યાદ હશે કે ઉઢો જો હોથલની હકીકત બીજા કોઇને કહે તો તે તેને ત્યાં એક ક્ષણ પણ રહે નહિ. તેથી ઉઢાના આવ્યા પહેલાં ચાર ચીઠ્ઠીઓ લખી:-

દુહો.

ચિઠયું લિખી ચાર, હોથલ ડિન્યું હથ્થમેં;
ઉઢા તું વાંચી ન્યાર, ત અસાં અચણ ઇતરો.

અર્થઃ—ચાર ચીઠ્ઠીઓ લખીને હોથલે ઉઢાને આપવા માટે પોતાની દાસીના હાથમાં આપી. તેમાં લખ્યું હતું કે, હે ઉઢા, તું વાંચી જો કે અમારૂં આવવું એટલુંજ હતું. તે ચીઠ્ઠીઓમાં નીચે પ્રમાણે વાતો લખેલી હતી:

(૧) આજ સુધી મારૂં અન્ન જળ તમારે ત્યાં હતું. તમે કબૂલ કરેલ શરતો તોડી તેથી મને જવાની ફરજ પડી છે.

(૨) હું તમને રોજ જોઈ શકીશ; પણ તમે મને જોઇ શકશો નહિ.

(૩) હું મારા પુત્રોની અને તમારી નિગેહબાની રાખીશ.

(૪) આપણા પુત્રો જખરા અને જેસંગના વિવાહ વખતે હું તેમને પોંખવા માટે આવીશ.

આ પ્રમાણે ચીઠ્ઠીઓ આપી હોથલ અદ્રશ્ય થઈ જતી રહી. તે કયાં ગઇ અને કઇ દિશામાં ગઈ તેપણ જણાયું નહિ. એટલુંજ નહિ પણ પાછળથી તપાસ કરતાં તેને કોઇએ જતાં જોઈ હોય કે તેનાં પગલાં કોઇએ દીઠાં હોય એવું પણ બન્યું નહિ.

સવારે સૂર્યનારાયણે પોતાનાં કિરણો વડે જગતને પ્રકાશિત કર્યા પછી ઉઢો પોતાની કેફ નિદ્રામાંથી જાગૃત થયો. ત્યારે તેને રાતના બનાવનું કાંઇક સ્મરણ થયું; એટલે તરત ત્યાંથી પોતાને

ઘેર આવ્યો પણ ત્યાં તેણે પોતાના પુત્રો અને દાસીઓ પ્રત્યે મધુર સ્વરથી બોલતી હોથલને દીઠી નહિ. હોથલ નહોવાથી તેને મહેલ લગભગ સુનો લાગ્યો; કેમકે તેના બે પુત્રો માતાના વિયોગથી ઉદાસ થઇ એક ઓરડામાં બેઠા હતા અને દાસીઓ રડતી હતી. આટલા પરથીજ ઉઢાએ જાણી લીધું કે રાતની મારી મુર્ખાઇના પરિણામમાં મેં હોથલને હાથથી ગુમાવી. તપાસ કરતાં હકીકત પણ એમજ નીકળી અને દાસીએ હોથલની લખેલી ચીઠ્ઠીઓ ઉઢાના હાથમાં આપી. તે વાંચી ઉઢાને પોતાની સ્થીતિનું ભાન આવ્યું. જે સ્ત્રી રત્નને માટે તેણે પોતાની જીંદગી અર્પણ કરી હતી તે હાથથી જવાથી તેની દિલગીરીનો પાર ન રહ્યો.

હવે હોથલના વિયોગથી ઉઢો ગાંડા જેવો થઈ ગયો, અને તેના જ વિચાર કરતાં કરતાં તરેહવાર વિલાપ કરવા લાગ્યો:—

દુહો.

હુઇ મારેજી મનમેં, ત'પેલી નકજે પ્રીત;
ઉઢા દેને શીખ, ત'ધિલમેં ધોંખો નથિયે.

**અર્થ**:—જો આવી રીતે વિયોગ આપીને મારવાનું તારા મનમાં હતું તો હે હોથલ, પહેલેથી પ્રીતિ કરવી નહતી. જો મને એમ કહ્યું હોત કે ઉઢા મને રજા આપ તો મારા મનમાં આટલી દિલગીરી થાત નહિ.

હે પ્રિય હોથલ, જો તું મને મળીને બે ઠપકાના શબ્દો કહી મારી રજા લઇને ગઇ હોત તો તારા વિયોગનું દુઃખ મને આટલું જણાત નહિ; પણ આતો છેલ્લી વખતનો મોં મેળાપ પણ ન થયો. એમ કરવું તને યોગ્ય નહતું.

વળી વિચાર આવતાં ઉઢો બોલ્યે કે:—

દુહો.

હોથલ હંજ ક મોર, પારેલો ક પપૈયો;
ડિઇ હિયેંમેં ઘોર, વિઈ નિગામરી નિકરી.

**અર્થ**:—હંસ પક્ષીના જેવી ગતિવાળી મોરના જેવા મધુર કંઠવાળી કબુતરના જેવી સુંદર ડોકવાળી અને પપૈયાની પેઠે પીયુ

પીઉ એવી પ્રીતિના શબ્દો બોલવાવાળી હે હોથલ નિગામરી, મારા અંતઃકરણને વિયોગનો જખમ આપીને કયાં ચાલી નીકળી.

ઉઢાની સ્ત્રી અદ્રશ્ય થઈ ગઈ અને તેના વિયોગથી ઉઢો વિલાપ કરે છે, એમ સાંભળીને તેના મિત્રો અને ભાઇઓ તેને દિલાસો આપવા લાગ્યા અને જુદી જુદી રીતે તેને સમજાવવા લાગ્યા; પણ ઉઢાને કોઇની વાત ગળે ઉતરે તેમ નહોતું. એટલામાં સાંજ પડી ત્યારે ઉઢો પોતાના ભાઇઓને કહેવા લાગ્યો કેઃ—

દુહો.

સિજ ઉલથો સાંઝી પિઈ, પખી વણું વરેં;
પણ ઉઢો ચેતો બેલિયા, અજ હોથલ ના વૈ ઘરેં.

**અર્થ**:—સૂર્ય આથમ્યો, સાંજ પડી, આ વખતે તો પક્ષીઓ ઝાડમાંના પોતાના રહેઠાણ તરફ વળે છે; પરંતુ ઉઢો કહે છે, હે બાન્ધવો, આજ હોથલ ઘેર આવી નહિ.

વળી ઉઢે કહ્યું કેઃ—

દુહો.

બક્કર મારે જીંઅં, કાંસાઈ કુટકા કરે;
છાકે અસાંકે તીંઅ, હોથલ હલી નિકરે.

**અર્થ**:—જેમ કસાઇ નિર્દયપણે બકરાંને મારીને તેના ટુકડા કરે છે તેમ અમારા અંતઃકરણને કાપીને હોથલ ચાલી નીકળી.

વળી ઉઢો હોથલની દરેક વસ્તુ અને તેના બેસવા ઉઠવાનાં સ્થળો જોઇને કહે છે કેઃ—

દુહો.

હી ઝુંગા હી ભેણીયું, હી ચુલા હી ચિતર,
પણ સે સજણ લડે વેઆ, જુકો બાલાપણુજા મિતર.

**અર્થ**:—આ ઝુંપડી, આ ઘરો—મેડીઓ, આ ચુલા, આ ચિત્રો, બધાં જેમનાં તેમજ પડયાં છે. પણ તે પ્રેમી ચાલી નીકળી કે જે બાળપણની મિત્ર હતી.

આ રીતે ઉઢાને પોતાની માશુકના વિયોગથી વિલાપ કરતો છોડી સૌ મિત્રો પોતપોતાને સ્થાને ગયા અને ઉઢો પોતાના દુઃખના દહાડા કાઢવા લાગ્યો.

× × ×

૧૦

જગતમાં પ્રેમ એક કેવી અલૌકિક વસ્તુ છે કે જાણે મનુષ્ય પ્રાણીઓમાં રહેલી લોહચુંબક જેવા અસર વડે તે એક બીજાને ખેંચતુ હોય એમ જણાય છે. તેથીજ હજારો ગાઉને અંતરે રહેલો માણસ પોતાના પ્રેમના અવલંબન તરફ ખેંચાય છે. પ્રેમીને જાણે વિશ્વ-દ્રષ્ટિ નામની યોગ શાસ્ત્રની લઘુ સિદ્ધિ પ્રાપ્ત થઇ હોય તેમ તેઓ ગમે તેટલું અંતર છતાં પોતાની પ્રેમ મૂર્ત્તિને જોઇ તેમજ તેનો આનંદ અનુભવી શકે છે. કહ્યું છે કે,

દુહો.

જો જિનું કે મન બસે, સોતિનું કે પાસ;
જલ મેં બસે કુમોદનિ, ચંદા બસે આકાસ.

**અર્થ**:—બસ અંતઃકરણની ઐકયતા એજ સંયોગ સમિપતા, અને અંતઃકરણની જુદાઇ એજ વિયોગ, એમ સિદ્ધાંત કરી શકાય. કેમકે જડ શરીરને વિયોગ થવાથી સુક્ષ્મ-ચૈતન્ય જે સ્નેહની ચિકાસવાળું અંતઃકરણ તે જુદું થતું નથી. તે તો પ્રતિશ્વાસે પોતાની પ્રેમ મૂર્તિનેજ ધારણ કરી રહેલું છે. એવી પ્રેમરૂપી મજબૂત દોરીમાં ન પરોવાયલા હોતતો મનુષ્ય, દેહરૂપ મદારીના લખોટાની જેમ સંબંધ વગરના અને નિરૂપયોગી જણાત. ખરે, પ્રેમ એ જગતની એક મહાન્ શક્તિ છે.

ગમે તેવી અઘરી ફરજને લીધે હોથલને ઉઢાનું ઘર છોડવાની જરૂર પડી હતી. તથાપિ તે પોતાના પતિ અને પુત્રો તરફ પ્યાર નહોતી ધરાવતી અથવા બેદરકાર હતી એમ સમજવું નહિ. તે પોતાની કબુલાત પ્રમાણે દરરોજ આવી તેમને પ્રેમ દ્રષ્ટિથી જોતી હતી. પરંતુ વચનની મજબૂત સાંકળથી બંધાયલી તે પ્રત્યક્ષ થતી નહોતી. એક સ્ત્રી જાતિ જે કેવળ પ્રેમનીજ મૂર્તિ ગણી શકાય તે પોતાના વચન માટે કેટલું કષ્ટ સહન કરવા છતાં તે પર ચુસ્ત હતી. તે આ ઉપરથી જણાય છે. ઉઢાનું વિરહ દુખ જોઇ હોથલને ઘણી દયા આવતી હતી. પરંતુ વચનના બંધનને લીધે તે નિરૂપાય હતી.

જે બહાદુર પુરૂષો લડાઇના મેદાનમાં દુશ્મનોના અસ્ત્રશસ્ત્રોના

પ્રાણઘાતક પ્રહાર નિડરપણે સહન કરે છે, અને માથું ઉતરી જવા છતાં કેટલોક વખત પોતાનું અજબ પરાક્રમ બતાવે છે, તે પણ પ્રેમની જુદાઇ સહન કરી શકતા નથી અને વિયોગથી રડે છે. એ શું પ્રેમની અદ્દભૂત શક્તિ ન ગણાય? શું, વિપય યુદ્ધમાં રાવણ, ઇંદ્રજીત અને કુંભકર્ણ જેવા મહાન યોદ્ધાઓને હણનાર ભગવાન રામચંદ્રજી સીતાજીના વિયોગથી રડયા ન હતા? ખરેખર, એ પ્રેમ દેવનો અજબ મહિમા છે. પ્રેમ વગરનું મનુષ્ય જીવ વગરના શબ જેવું છે. પ્રેમ એજ જગતનું ચૈતન્ય અને તેજ સર્વોપરિ શક્તિ છે.

હોથલના વિયોગથી ઉઢો રાત્રી દિવસ અશ્રુપાત અને નાના પ્રકારના વિલાપ કરતો હતો. તે જોઇ તેનો કિશોર વયનો કુંમાર જખરો તેને વિલાપ અને અશ્રુપાત ન કરવાને બહુ બહુ સમજાવતો; કેમકે તેમ કરવાથી ઉઢાની આંખોમાં નબળાઇ આવી ગઇ હતી જેથી જખરે ઉઢાને કહ્યું કે,

બાવા, આમ છેક નાહિંમત થઇ રડવું આપના જેવા રણવીરને યોગ્ય નથી; અને હોથલને મેળવવાનો તે વ્યાજબી ઉપાય છે એમ પણ બુદ્ધિમાનો કબુલ કરશે નહિ. માટે તમે આંસુઓ ખેરવવાં છોડી હોથલની શોધ કરો કે જેથી તમારૂં તેમજ આપણા કુટુંબનું દુ:ખ દૂર થાય. ત્યારે ઉઢાએ કહ્યું કે:—

દુહો.

જખરા મન જંપિઆં, પણ જપેં નતી'રે ઝાર;
મિંઝની મચ્ચ બરેં, તેંજી બાફ નિકરેતી બાર.

**અર્થ**:—હે પુત્ર જખરા, હું મનને ઘણું ઘણું વારૂં છું; પણ વિયોગની જવાળા હોલવાતી નથી. મારા અંત:કરણની અંદર જે વિયોગની આગના ભડકા બળે છે તેનો આ બહાર નીકળતો આંસુ રૂપ ધૂમાડો છે. વળી,

દુહો.

જખરા મન જંપિઆં, પણ જપેં નતી'રે ઝાર;
ચમતાં ચારી ન્યાર, તપક્કો મા પિરિયનજે.

**અર્થ**:—રે જખરા, હું મનને ઘણું ઘણું વારૂં છું પણ આ

વિયોગની જ્વાળા બંધ થતી નથી. મારા અંતઃકરણનું ચામડું-ભેદીને તું જોતો તને જણાય કે, વિયોગના જખમથી આ પ્રેમી અંતઃકરણનું માંસ પણ પાકી ગયું છે.

એ પ્રમાણે વિયોગ દુઃખ સહન કરતાં ઉઢાએ કેટલોક વખત વ્યતિત કર્યો અને હોથલની ઘણી શોધ કરાવી, પણ તેનું પરિણામ નિષ્ફળતા સિવાય બીજું કંઇયે આવ્યું નહિ. તેથી છેવટ જખરા અને જેસંગને પરણાવવાનો વિચાર કર્યો. કેમકે હોથલે વચન આપેલું હતું કે તેઓ પરણીને આવશે ત્યારે તેને પોંખવા-નિછાવર કરવા હું આવીશ.

એવો નિશ્ચય કરીને ઉઢાએ થળના બે સોઢા સરદારોની ખુબ-સૂરત કન્યાઓ જોડે પોતાના બંને પુત્રોનાં સગપણ કર્યાં અને પછી તુરત વિવાહની તૈયારી કરી આણાં મોકલ્યાં. આણાં વળી આવ્યા બાદ રાજનીતિ પ્રમાણે મોટી ધામધૂમથી હોથલના બંને પુત્રોનાં લગ્ન થયાં.

ઉઢાએ પોતાની બંને પુત્ર વધુઓને તેમની દાસીઓ અને સહિયો મારફત બરાબર ભણાવી રાખી હતી કે તમને પોંખવા માટે હોથલ નિગામરી આવશે તેને જ્યારે તમે પગે લાગશો ત્યારે તે તમને મન ભાવતું માગવાને કહેશે, ત્યારે તમારે કોઇ બીજી વસ્તુ તરફ લોભાઇ ન જતાં માત્ર...સાસુ...માગવી. તે વાતની બંને જણીઓએ હા કહી હતી.

પછી જ્યારે બંને જોડાં પરણી ઉતર્યાં અને પોતાને બારણે આવ્યાં ત્યારે પોંખવાની સામગ્રીના થાળ સહિત અદ્ભૂત રૂપ અને યૌવન-વાળી દિવ્ય વસ્ત્રાલંકારોથી સુશોભિત થયેલી હોથલ નિગામરીને બારણામાં ઉભેલી જોઇ. તેથી સૌને સાનંદાશ્ચર્ય લાગ્યું, અને તેમાં ઉઢાને ઘણી ચમત્કારિક અસર થઇ. તેને જે આંખોનું થોડું દરદ જણાતું હતું તે હોથલને જોવાથી એકદમ જતું રહ્યું, અને વિયોગી નેત્રો જાણે હોથલની કાંતિનું પાન કરતાં હોય તેમ એક ધ્યાનથી જોઇ રહ્યો. ઉઢાને આ પ્રમાણે નવજીવન જેવો આનંદિત થતો જોઇ હોથલ પણ પૂર્ણ આનંદ પામી.

વિધિ પ્રમાણે વધુઓ સહિત પુત્રોને પોંખ્યા બાદ તેઓ સહુ

મહેલમાં આવ્યા. પ્રથમ મોટા પુત્ર જખરાની વહુ હોથલને પગે લાગી ત્યારે હોથલે તેને ઇચ્છિત વસ્તુ માગવા કહ્યું. જો કે તેને પ્રથમથી શીખામણ મળી હતી તોપણ સાસુના ગળામાં નવલખો હાર જોઈ તેનું મન લોભાઇ ગયું. તેથી તેણે તે હાર માગી લીધો. હોથલે તત્કાળ તે પોતાના ગળામાંથી પોતાની પુત્ર વધૂને પહેરાવી દીધો. ત્યાર બાદ બીજી વહુ પગે લાગી તેને પણ ઇચ્છિત વસ્તુ માગવા હોથલે કહ્યું. ત્યારે ઉમ્મરમાં નાની છતાં જેની મતિ પ્રૌઢ છે એવી નાની પુત્ર વધૂએ હોથલને નમ્રતાથી કહ્યું કેઃ–

માતા, હું નાની ઉમ્મરની છતાં મારી માતાની સંભાળથી જુદી પડી છું. તેથી મને માતા જેવી સાસુની સંભાળ અને સદ્બોધની ઘણી જરૂર છે. દ્રવ્ય આદિ વસ્તુઓની આપના પુણ્ય પ્રતાપથી મને કંઇ કમી નથી. માટે મારે તો આપના જેવાં ગુણિયલ સાસુ નિરંતર સમિપમાં જોઇએ.

આ નાની ઉમ્મરની રજપૂત બાળાના છેક નમ્ર છતાં અદ્ભુત વચનો સાંભળીને ત્યાં બેઠેલાં તમામ સ્ત્રી પુરૂષોમાં શાંતિ પથરાઇ ગઇ, અને તેની આ મધુર પણ દીન માગણીથી સૌનાં હૃદય ઘણાં પ્રેમાર્દ્ર થયાં. અને હોથલ જેવી દિવ્ય સ્ત્રીની આંખમાંથી પણ પ્રેમાશ્રુ આવ્યાં. તેણે માયા અને મમતાથી તે બાળાના વાંસા પર હાથ મુકી પ્રેમી હૃદયથી કહ્યું કે,

હે પુત્રી સમાન વહૂ, તારી વાણીથી હું પ્રસન્ન થઇ છું, અને નિરંતર તારી સમિપમાં રહી તારી માતાની ગરજ સારીશ, અને તારા સકળ મનોરથોને સફળ કરીશ. આ તારી નિઃસ્વાર્થ માગણી મેં પ્રેમ અને આનંદથી કબુલ કરી છે, પણ હજુ કંઇ વિશેષ મારી પાસેથી તું માગી લે.

હોથલની આ વાણીથી ઉઢાના મૃત દેહ પર જાણે અમૃત વરસ્યું હોય તેમ તે આનંદિત થયો અને ફરીથી જાણે તેણે નવો અવતાર ધારણ કરી હોથલને મેળવી હોય એમ તેને ભાસવા લાગ્યું.

પુત્ર વધૂએ કહ્યું કે–મારે આપના જેવી સાસુ સમિપમાં હોય તો પછી અષ્ટ મહાસિદ્ધિ અને નવનિધિ મારી પાસે છે. એમ હું માનું છું તેથી મારે કશી વાતની ન્યૂનતા નથી.

× × ×

## ઉપસંહાર.

ઉપલો બનાવ બન્યા પછી ઉઢાનું ઘર ફરી એક વાર આનંદ રૂપ સ્થાન થયું. તે પછી પ્રથમ કરતાં પણ અધિક સુખથી ઉઢાએ અને હોથલે ઘણા કાળ પર્યંત સંસાર સુખ ભોગવ્યું તથા પોતાની પાછળ એક સારૂં અને સુખી કુટુંબ છોડી તે સ્ત્રી પુરુષ સ્વર્ગે ગયાં.

ઉઢાની પછવાડે તેના બે પુત્રો જખરો અને જેસંગ પણ બહુ પરાક્રમી અને પ્રતાપી થયા. તેમાં પણ જખરામાં તેના પિતાની પેઠે મોટી ઉદારતાનો ગુણ હતો. તેથી તેણે ઘણી મોટી કીર્તિ મેળવી છે. ભાટો કહે છે કેઃ–

### દુહો.

જખરા જશ ખરા, બેઆ અનેરી રા,
સૂર તાણે–ઘર સંઘરા, સે જખરે દાન કેઆ.

**અર્થ**–ઃ જખરો જશના ખળા રૂપ છે, અને બીજા રાજાઓ તો તેની પાસે દૂર બેસાડવા જેવા–કાંઇ બિસાતમાં નથી, કેમકે બાદશાહોના ઘર–ખજાના–માં સંગ્રહ કરેલાં નાણાં અથવા બાદશાહોના ખજાનામાં હોય તેટલા પૈસા તો તેણે દાનમાં આપી દીધા છે. વળી

### દુહો.

"ચડિજ મેડીય માગ, ઉચું ઉઘર કે સે વિઠો;
તારા કઢેંઘો તાગ, જામ ઉઢાણી જખરો.

**અર્થ**:–મેડીની બારી ઉપર ચડીને દાન દેતી વખતે તે બેઠો બેઠો કે વગર ઇચ્છાએ ઉભો થઇ જાય છે. તે ઉઢાનો પુત્ર જામ જખરો તારા (ઘણા કાબેલ તરનારા–દાનેશ્વરીઓમાં ઘણા આગળ વધેલા) પુરૂષોનો પણ તાગ–છેડો કાઢશે–અર્થાત તેમનાથી પણ વધારે દાનેશ્વરી થશે. વળી

### દુહો.

જખરા જુગ જિયેં, તું એયે થકેં જો થાં;
ઉઢેજી ઓલાદ મેં, સે તરંધો તોજો નાં.

**અર્થ**:–હે જામ જખરા, તું થાકેલાઓના વિશ્રામનું સ્થાન છે; તેથી આ યુગ પર્યંત આયુષ્યવાળો થા. જામ ઉઢાની ઓલાદમાં તારૂં નામ સર્વથી તરતું–ઉંચું–શ્રેષ્ઠ છે.

કચ્છના કંડના નામના જુનાં ગામમાં વિખર, ધોલાય, રોહારો હોથીઆઇ ઇત્યાદિ કેર રજપૂતોના ગામો છે. તેઓ જામ પિપરમાં રહે છે, અને બીજા તેના ભાયાત જે મીનાઇની ઓડકથી ઓળખાય છે, તેમનો જામ ધોલાય-ઇમાં રહે છે. ધોલાયમાં જામ મનાઇની છતરડી છે. કેર અને મનાઇ જાતના રજપૂતોની રહેણી અર્ધ મુસલમાનના જેવી છે.

કેરોના અમલશહેર કકડારાના ખંડેર પિપર-ધોલાય અને રતિયાની વચ્ચે નદીના દક્ષિણ કિનારાપર સમુદ્ર પાસે છે. મનાઇએ વસાવેલા શહેરને "કેરા" કહે છે તે વાત બરાબર નથી. કેમકે પ્રાચીન કેરો ( કીર્તિગઢ ) શહેર તો લાખા ફુલાણીએ વસાવ્યાનું સિદ્ધ છે. પણ આ મનાઇનું શહેર તે હાલના ગરડા પ્રગણામાંનું "કોરા" ગામ અથવા તેને સ્થાને હોય એમ અનુમાન થાય છે. કચ્છી ( સિંધી ) ભાષામાં પાપને માટે કેર "તેમજ કોર" બંને શબ્દો છે. તેમ કેર રજપૂતોનો ગરાસ પણ એ બાજુએજ છે તેથી પણ તે સિદ્ધ થાય છે.

પ્રથમ વર્ણવેલા હોથલપરા ડુંગરમાં તેમજ કંડ પ્રગણામાં હોથલનું સ્થાનક છે. ત્યાં તેની દેવી તરીકે પુજા થાય છે, અને માનતા મનાય છે.

ઉઢાના મોટા પુત્રની વહુને બદલે નાના પુત્રની વહુએ સાસુ માગી તેના બદલામાં આજ પણ કેર રજપૂતોમાં ટિલાત-પાટવી મોટાથી નાનો (બીજો) કુંવર ગણાય છે અને તેને બીજાઓથી બમણો ગરાસ મળે છે.

ઉઢો પોતે ફટાયો હતો અને જામની પદવી તો તેના મોટા ભાઈની હતી. તેમ છતાં તે પોતાના પરાક્રમ અને કીર્તિ વડે જામ કહેવાયો. તેથી કેર રજપૂતોમાં બે જામ થયા. તેમાં એક અસલી મનાઇઓનો જામ બીજો કેરો ઉઢાના વંશવાળાનો જામ થયો, અને તેથી આજપણ તેમનામાં બે જામ છે.



# મોજદીન મહેતાબ.



### દોહરો.

શહર ઇરાની પાદશા; ખુદાદીન વહ નામ,
સાહેબજાદા મોજદીન, મીન કેતુકો ધામ. ૧

આગળના વખતમાં શહેરે ઇરાનમાં ખુદાદીન નામે પરમ ન્યાયિક અને પ્રતાપી બાદશાહ રાજ્ય કરતો હતો. તેને મોજદીન નામે ખૂબસુરતીમાં કામદેવના જેવો જુવાન શાહજાદો હતો. તેને તે સમયના ધોરણ પ્રમાણે સર્વ વિદ્યા અને કળામાં ભણાવીને કાબેલ કર્યો હતો. તેથી તે પોતાનાં માતપિતા અને પુજ્ય ગુરૂઓની આજ્ઞામાં રહેતો હતો. પરંતુ જ્યારે તે :–

ભયા અઠારહ બરસકા, તબ આશક ઉચ્છાહ;
સાહેબજાદા શિરપરે, શંક ન માને શાહ. ૨

અઢાર વર્ષની ઉપરનો નવયુવાન થયો, ત્યારે નીચ માણસોની સંગતિથી તેને ઇશ્કનો ઉત્સાહ લાગ્યો; તેથી નઠારા માર્ગમાં ઉતરી જઇને પોતાના પુજ્ય પિતા શાહ ખુદાદીનની પણ બીક ન ધરતાં સ્વચ્છંદી રીતે વર્તવા લાગ્યો.

રોશનખાન બઝીરકી, સુતા એક મ્હેતાબ;
જા મુખ શોભા દેખ કે, ફીકે કમલ ગુલાબ. ૩

શાહ ખુદાદીનના મંત્રી મંડળમાં એક રોશખાન નામે વઝીર હતો. તેને ઘેર મહેતાબ કરીને ખૂબસુરતીમાં પરી જેવી વઝીરજાદી હતી. કે જેના મુખની સુંદરતા જોઇને કમળ તેમજ ગુલાબનાં ફૂલ પણ નિસ્તેજ થઇ જતાં હતાં. વળી એ મહેતાબ એવી ખૂબસુરત હતી કે, જાણે તે:–

કાશમીર કી મૃગ્ગની, પંપા સરકો હંસ;
રૂપ દિયો મ્હેતાબ કો, બિધના સિંધુ બંસ. ૪

કાશ્મીરમાં ઉત્પન્ન થનારા કસ્તુરી મૃગની માદા હોય કિંવા પંપાસરોવરના હંસનું બચ્ચું હોય એવી તે સુંદર હતી. વળી વિધાતાએ મહેતાબને એવું સુંદર રૂપ આપ્યું હતું કે જાણે તે સીંધુ ( સમુદ્ર )ના અંશથી ઉત્પન્ન થયેલી સ્વયંલક્ષ્મી જ ન હોય. કિંવાઃ—

જાનું અરસસેં ઉતરી, પરી ખરી મ્હેતાબ;
સબ મેરીકો હર લિયો, ઉરોજ ઉપર આબ. ૫

મહેતાબ જાણે આકાશ–સ્વર્ગમાંથી ઉતરી આવેલી ખરેખરી પરી–અપ્સરા જ ન હોય કે જેણે સમગ્ર જગતની સ્ત્રીઓનું નૂર–ખૂબસુરતી પોતાના પયોધર ઉપર લઇ લીધાં છે. એટલે જેણે બધી સ્ત્રીઓનું તેજ પોતાની મહાન ખૂબસુરતીથી આકર્ષી ( ખેંચી લઈ )ને તેને પોતાના ઉર ઉપર રાખ્યું છે.

બ્યાહીથી ગઢ ગંજને, શેખનકે ઘર તાસ;
નાદાનીસેં છોડ દઈ, મહતારીકે પાસ. ૬

તે મહેતાબનું બહુ નાની ઉમ્મરમાં ગઢગંજણે શેખોને ત્યાં સગપણ થયું હતું. પરંતુ તેની નાની ઉમ્મરને લીધે તેના સસરાએ પણ નિકા ન કરતાં તેને તેની માની પાસે જ રહેવા દીધી હતી.

લડકી સોલે બરસકી, બડી ભઈ મ્હેતાબ;
છોડ ચલે દેશાવરાં, રોશનખાન નવાબ. ૭

તે મહેતાબ જ્યારે સોળ વરસની મોટી ઉમ્મર લાયક થઇ ત્યારે તેના પિતા નવાબ રોશનખાન તેને ઘેર મુકીને પોતે ઇરાનના શાહના એલચી તરીકે ( મીસર દેશમાં ) પરદેશ ગયા.

મૅહલાં શિર મ્હેતાબયોં, રહે સહેલી સંગ;
છકી જુવાની છાકમેં, રંગી બિરહકે રંગ. ૮

પિતાના જવા પછી એવા રીતે જુવાનીના કેફમાં ઉન્મત્ત થયેલી અને ઉમ્મરની યોગ્યતાના તથા વિરહના રંગથી રંગાએલી મહેતાબ પોતાના મેહેલ ઉપર હાસ્યવિનોદમાં સખીઓ સાથે રહેવા લાગી.

જવાહિરકી કટી મેખલા, ઉર જવાહિરકો હાર;
બેંદી બંની જડાવકી, મોતિન લરજુત બાર. ૯

કેડ ઉપર જવાહીરની કટીમેખલા–કંદોરો. છાતી ઉપર ઉમદા જવાહીરનો અમૂલ્ય હાર. અર્ધચંદ્રના જેવો સુશોભિત–ગૌર કપાળમાં રત્ન જડીત ચાંલ્લો. અને મોતીઓની શેરોવાળા સુંદર કેશથી મહેતાબ અધિક કાંતિયુક્ત દેખાવા લાગી:

અવનવાભૂષન ત્યોં અવર, પેંર કલી શિરતાર;
ખેલત સંગ સહેલિયાં, જામે રૂપ અપાર. ૧૦

તેમજ પગમાં બીજા સુંદર અણવટ અને નાજુક કલ્લીઓ તથા માથામાં શિરતાર ( કલગી ) શી ફૂલવડે શોભતી મહેતાબ પોતાની અપાર ખુબસુરતીવાળી સાહેલીઓની સાથે ખેલતી રમતી હતી.

નિરખત છબી મ્હેતાબકી, સબ ભાંખે સંસાર;
સુરા સુરન નર નાગમેં, એ સીન રાજકુમાર. ૧૧

મહેતાબની અલૌકિક કાંતિ જોઇને દુનિયાનાં તમામ માણસો એમ કહેતા કે એના જેવી ખુબસુરત દેવાંગના, અસુરાંગના, નાગકન્યા, કિંવા રાજકુમારી પણ કોઇ નથી. અર્થાત્ તે સર્વોત્તમ રૂપાળી છે.

## ચંદ્રાયણા.

સિંહકટી મૃગનેનકે, અંજન સારિયા;
કુચ દો કલી ગુલાબકે, તનબિચ તારિયા.
રંગખંભ સમ જંઘકે, બેની નાગ સી;
પરીખરી મ્હેતાબ, સુનેરી લાગસી. ૧૨

કેસરીસિંહના જેવી પાતળી કટી છે. જેણે હરણના બચ્ચાંના જેવી સુંદર આંખોમાં ઝીણું કાજળ સાર્યું છે. ગુલાબના ફૂલની કળીના જેવાં બે સ્તન છાતીરૂપી આકાશમાં તારાની માફક ઝળકી રહ્યાં છે. કદળી સ્થંભોના જેવી કોમળ જંઘો અને કાળા નાગના જેવી સુંદર જેની વેણી છે એવી કુદરતી ખૂબસુરતીવાળી મહેતાબ, પ્રેમાળજનોને ખરેખરી પરીના જેવી લાગે છે:—

ધર લિલંબર પાટ કે, સારી પેરિયાં;
નદિયાં હાર શૃંગાર, ગગન બિચ ઘેરિયાં;

દાદુર મોર ચકોર, દમકે દામની;
મન ઝંખી મ્હેતાબ, પિયા બિન કામની. ૧૩

પૃથ્વીરૂપી સ્ત્રીએ લીલા ઘાસરૂપી વસ્ત્રની સાડી પહેરેલી છે. નદીઓરૂપી–મોતીઓના–હાર ધારણ કર્યા છે- તે વખતે તેનો મેઘ-રૂપ પતિ તેને મળવા માટે ગગન મંડળમાં ગર્જના કરી રહ્યો છે. મેઘના સખારૂપી દેડકાં મોર અને ચકોરો પ્રિય વાણી બોલે છે. અને જેવી વીજળી દૂતી પોતાના ઝળકાટ વડે તેના મેઘરૂપ પતિનું આગમન સૂચવે છે. આ મનોહર ( કામને ઉદ્દીપન કરે તેવો ) વર્ષા-રૂતુનો સમય જોઇને તેમજ પૃથ્વીરૂપી નાયિકા અને મેઘરૂપ નાયકનો સમાગમ થતો જોઇને પતિ વગરની મહેતાબ મનમાં ઉદાસ થાય છે. અને આ કુદરતી દંપતિનો મેળાપ જોઇને જાણે તેમની ઇર્ષ્યા કરતી ન હોય તેમ:

## દોહરો.

દરપનમેં મુખ દેખકે, લેત નિસાસા બાલ;
બિના પુરૂષ કુન કામકો, જોબન રૂપ રસાલ. ૧૪

મહેતાબ અરિસામાં પોતાનું મોઢું જોઇ નિસાસા નાખે છે અને નિરાશ થતી કહે છે કે: પુરૂષ, નાયક વગર આ રસવાળાં રૂપ અને જુવાની શા કામનાં છે?

મન શોચે મ્હેતાબ, યોં નેનાં ડારે નીર;
કહો સખી મેં કયા કરી, કરતાકી તકસીર. ૧૫

એવી રીતે દિલમાં દિલગીર થતી અને આંખોમાંથી આંસુનું પાણી વહેવરાવતી મહેતાબ પોતાની શાણી સાહેલીઓને પૂછે છે કે: "હે સખીઓ તમે કહો કે વિધાતાનો મેં શો ગુન્હો કર્યો છે જે મને પતિથી બેનશીબ રાખી અર્થાત્ પતિ ન આપ્યો."

અલી મિલી સબ યોં કહે, રાખો જીવ નિશંક;
લિખ્યા લિલાટ સુ પાઇયેં, જો બિધના કે અંક. ૧૬

ત્યારે સર્વ સખીઓ મળીને મહેતાબને એમ કહે છે કે: "તમારા જીવને નિઃશંક–નિશ્ચિત આનંદમાં રાખો. એ તો પૂર્વ કર્માનુસાર વિધાતાએ લલાટ ( નશીબ )માં જે પ્રમાણે લેખ લખ્યા

હોય છે તે પ્રમાણે આપણે સંસારમાં સુખદુઃખ મેળવીએ છીએ. એવી રીતે મહેતાબ પોતાના બાપના મહેલમાં રહે છે. તેવામાં—

સાહેબજાદા મોજદ્દીન, ચઢી ચલ્યો ચોગાન;
મે'લાં રોશનખાનકે, આગે નિકરયો આન. ૧૭

એક દિવસ બાદશાહનો શાહજાદો મોજદ્દીન-પોતાના પાણીદાર ઘોડાપર સ્વાર થઈને મેદાન તરફ ચાલ્યો જતો હતો. તે આ મહેતાબના પિતા રોશનખાન વઝીરના મહેલ પાસે સ્હેજે-સ્વભાવિક રીતે જ આવી ચઢ્યો. તે શાહજાદો આગળ વર્ણવ્યા પ્રમાણે:—

જેસા ખૂબ જવાન હે, તેસી સૂરત પાક;
સાહેબજાદે ખેંચીયા, અતિ ઊંચે એરાક. ૧૮

શાહજાદો જેવો ખૂબસુરત નવયુવાન હતો તેવી જ તેની સૂરત (ખૂબસુરતી) પણ ઘણી ઉત્તમ હતી. ઘોડા ઉપર ચઢેલો મોજદ્દીન પોતાના પૂર દમામમાં જેવો મહેતાબના મહેલ નીચે આવ્યો તેવી જ તેની નજર પડતાં તેણે પોતાના ઘોડાની લગામ અતિ જોરથી ઊંચી ખેંચીને ઉભો રાખ્યો. જેથી ઝરૂખે મોજદ્દીનની દૃષ્ટિ પડી:—

યાહિ ઝરોખે ઝાંખિયત, લે પરિચયકી ઓટ;
મોજદ્દીન મ્હેતાબકી, લગી ચસ્મકી ચોટ. ૧૯

તે જ ઝરૂખામાં જોતાં-સહેજ-ઓથે રહેલી મહેતાબને દીઠી કે-મોજદ્દીન અને મહેતાબ- બંનેની આંખોની ચોટ લાગી ગઇ. અને દૃષ્ટિ માત્રથી બંનેની પ્રીતિનો દોર સંધાયો. ઘણીવાર સુધી બંને એક બીજાને જોતાં આંખની પલક માર્યા વગર જડરૂપ થઇને ઉભાં રહ્યાં:

બિચ કો દાસી ના પરી, મુખતેં કહ્યો ન બેન;
અંતર દોર સનેહકી, લગન લગે દો નેન. ૨૦

તેમની પ્રીતિ કરાવવાને વચ્ચે કોઈ દાસી પડી નહિં. તેમ મોઢાથી કોઇએ વચન પણ કહ્યું નહિં. મોજદ્દીન અને મહેતાબના અંતઃકરણમાંથી ઉઠેલી સ્નેહની દોરી વડે તેમની બંનેની પ્રીતિની ગાંઠ માત્ર ચાર આંખો વડે જ લાગી ગઇ. પણ શાહજાદો પોતાના પિતાના માનીતા વઝીરનું ઘર સમજી લોકલાજને લીધે પોતાનો ઘોડો દોડાવી (તે વખતે તો) ચાલતો થયો. તથાપિ:—

લગી લગન લાગી સહી, મન દો આપહીં આપ;
પ્રીત કિશી ઉન માણુસાં, દાસી કરત મિલાપ. ૨૧

અકસ્માત લાગેલી પ્રીતિની ગાંઠ તે પોતાની મેળે ખરેખરી લાગી જ. એટલે એક બીજાને પતિ પત્નિ તરીકે પોતે જ, પોતાની મેળે પસંદ કરી લીધાં. કવિ કહે છે. "તે પ્રીતિ શા કામની છે કે જે, સાહેલી વગેરે બીજા માણસ સાંધે છે, ખરેખરી સત્ય અને નિર્મળ તથા જન્મ પર્યંત રહેવાની પ્રીતિ તો તે જ છે કે જે સ્વભાવિક રીતે સ્વયં ઉત્પન્ન થયેલી સ્વયંવરના જેવી (સ્વચ્છ) છે."

સુનહુ બાત સહેલિયાં, કહે મ્હેતાબ બિચાર;
બે દર્દી કયા જાન હે, દર્દીકા માર. ૨૨

હવે મહેલમાં રહેલી મહેતાબ પોતાની સાહેલીઓને પોતાનો વિચાર કહી સંભળાવે છે. કે, "આજે હું પ્રીતિના રસમાં ઘેરાઇને દર્દી થઇ. પરંતુ તમે સર્વે બે દર્દી-પ્રીતિના રસ વગરનાં છો. માટે મારા જેવી દર્દવાળીનાં દર્દનાં દુઃખનો માર તમે શી રીતે જાણી શકો ?"

"માર ભલી જમ દાઢકી, તીર સેલ ખગધાર;
મતકો લગ્ગો મેરિયાં, મન આશક કી માર. ૨૩

હું સ્વાનુભવથી કહું છું કે, ભયંકર જમની દાઢોનો માર સારો. તેમ તીર, બરછી અને તલવારની ધારનો માર પણ સારો છે, પરંતુ; મનમાં આશકના ઇશ્કનો માર લાગે તે ઘણો જ દુઃખદાયક છે. તેથી હું ચાહું છું કે કોઈ પણ સ્ત્રીઓને એ આશકના ઇશ્કનો માર લાગશો મા. પરંતુ હવે:

એસી કોન સહેલિયાં, જાને અકલ બિજોર;
પકડ લિયાવે મે'લમેં, મેરે ચિતકો ચોર. ૨૪

મારી સાહેલીઓમાં એવી કોઇ છે કે જે બુદ્ધિના વિશેષ જોરથી જાણીને મારા ચિતના ચોરનારા (શાહજાદા) ને મારી પાસે પકડીને હાજર કરે. એવો મહેતાબનો સવાલ સાંભળીને તેની સર્વ સાહેલીઓ વિચાર કરી એકમત થઇને કહે છે કે:—

એસી નૂરાં હઠુની, જામેં બુદ્ધ પ્રકાશ;
તેરે ચિત કે ચોરકો, પકડ લિયાવે પાસ. ૨૫

એવી તો નૂરાં ઢાઢણ છે કે જેના અંતઃકરણમાં અથાગ બુદ્ધિનો પ્રકાશ છે. અને અમે સંપૂર્ણ ખાત્રી તથા હિંમતથી કહી શકીએ છીયે કે તે તારા ચિત્તના ચોરને તારી પાસે લઇ આવી હાજર કરશે જ. સાહેલીઓનાં આવાં વચન સાંભળીને મહેતાબે તેજ વખતે નૂરાં ઢાઢણને બોલાવીને કહ્યું કેઃ—

સુન બે' નૂરાં ઢઢ્ઢની, તેરી લહોં બલાય;
જો તું મેરે મે'લમેં, મોજદ્દીન કો લ્યાય. ૨૬

હે નૂરાં ઢાઢણ, તારી બુદ્ધિ અને ચાલાકીની મેં બહુ તારીફ સાંભળીને તને એક મોટું કામ બજાવવા માટે બોલાવી છે. તે એ કે, જો તું મારા ચિત્તના ચોર ( શાહજાદા મોજદ્દીન ) ને મારા મેહેલમાં તેડી લાવે તો હું તારા ઉપર વારી જાઉં એટલું જ નહિં પણ હું તને પુષ્કળ નવાજેશ કરીને ઇનામ આપું. મહેતાબનાં આવાં પ્રીતિયુક્ત વચન સાંભળીને નૂરાં કહે છે કેઃ—

તો મેં તેરી ઢઢ્ઢની, સુન મ્હેતાબ સુ કત્થ;
પકડ લિયાવોં મે'લમેં, મોજદ્દીનકો હત્થ. ૨૭

હે મહેતાબ ! તું મારૂં વચન સાંભળ, કે જો હું મોજદ્દીનનો હાથ પકડીને તારા મહેલમાં તેડી લાવું તો જ તારી ખરેખરી ઢાઢણ દાસી છું એમ સમજજે. અર્થાત મોજદ્દીનને તેડી લાવવાની હું પ્રતિજ્ઞા કરૂં છું. એમ કહીને નૂરાં પોતે ઝડપેલા બીડાને પાર પાડવા માટે ચાલતી થઇ. અને :

ખાસ ખેલ કે મ્હેલમેં, મોજદ્દીન આરામ;
દેખી બખત ઇકાંત કો, ઢઢની કરી સલામ. ૨૮

મોજદ્દીનના એક સુંદર બગીચામાં જ્યાં તેનો ખાસ મોજ-શોખ મેળવવાનો મહેલ હતો ત્યાં જઇ એકાંતનો વખત જોઇને આ ઢાઢણીએ શાહજાદાને સલામ કરીને ( પોતાના કુળનો ગાયનનો ધંધો છે તે પ્રમાણે તેણે ) યંત્ર ( વીણા ) વગાડવા માંડ્યું. તેમાં જ્યારે મોજદ્દીન બરાબર લીન થયો, ત્યારે નૂરાંએઃ—

યંત્ર બજાઇ તંત્રસેં, મોજદ્દીન સમુઝાય;
"રોશનખાન" બઝીરકી, બેટી તુમે બુલાય. ૨૯

યુક્તિથી વીણા વગાડીને તેમાં શાહજાદાને સમજાવ્યું કે તમે તમારી મનોહર મૂર્તિનાં દર્શન કરાવી જેને મોહીત કરી ગયા છો તે રોશનખાન વઝીરની પુત્રી (મહેતાબ) તમને બોલાવે છે. કાનને અતિ કોમળ અને પ્રિય લાગે એવું વીણાનું ગાયન સાંભળીને જેના ચિત્તમાં મહેતાબ જ વસી રહેલી છે એવો મોજદ્દીન બહુ ખુશી થયો. અને ઢાઢણ સાથે મહેતાબના મહેલમાં જવા માટે વચનથી બંધાયો.

સાહેબજાદા રાત કોં, ઘર ઢઢ્ઢની કે આય;
મિલકે પંચ સહેલિયાં, મે'લુમેં પહુંચાય. ૩૦

તે પ્રમાણે રાતને વખતે તે નૂરાં ઢાઢણને ઘેર ગયો. ત્યાંથી કરી રાખેલા સંકેત અને યુક્તિ પ્રમાણે પાંચ સાહેલીઓ મળીને તદબીરથી મોજદ્દીનને મહેતાબના મહેલમાં પહોંચાડવા માટે લઈ ગઇ. ત્યાં દેવડીમાંથી જતાંઃ—

અંધા દોઢી બાન હે, બોલા બેન અસાય;
સબ મેરીકે બીચમેં, મરદ ઉઠાવત પાય. ૩૧

ત્યાં બેઠેલા એક આંધળા દરવાને એવું વચન કહ્યું કે સધળી સ્ત્રીઓની વચ્ચે એક પુરૂષ પગ ઉપાડે છે. અંધાની આ બેહદ શક્તિ અને ચાલાકી જોઇને બધી સાહેલીઓ ઘણી નવાઈ પામી. પણ તે અણીના વખતે તેમણે સમયસૂચકતા વાપરીનેઃ—

મુઠ્ઠીભર મ્હોરાં દઈ, અંધા ખુશી રખાય;
સખીયાં સબ મ્હેતાબકો, મોજદ્દીન મિલવાય. ૩૨

તે આંધળાને એક મૂઠી ભરીને સોનાના સિક્કા આપી તેને ખુશી રાખ્યો. સર્વ સખીઓએ આ પ્રમાણે મળીને યુક્તિથી મહેતાબને મોજદ્દીન મેળવી આપ્યો. પરંતુ આ સર્વ વાત તદ્દન ગુપ્ત જ હતી.

જાનત પંચ સહેલીયાં, ભીતરદ્દકો ભેદ;
મોજદ્દીન મહેતાબકી, આઠો પો'ર ઉમેદ. ૩૩

માત્ર મહેતાબની પાંચ સાહેલિઓ જ આ અંદરનો ભેદ તેમ મોજદ્દીન અને મહેતાબની આઠે પહોર (રાત્રિ દિવસ) નો સતત

મોજશોખ અને પ્રીતિના આનંદને જાણતી હતી. તે સિવાય બીજું કોઇ મનુષ્ય જાણતું નહોતું.

> રાગ રંગમેં સરસ હે, રમ રહે ભોગ વિલાસ;
> મોજદીન મ્હેતાબકી, ચલી સનેહ સુવાસ. ૩૪

એવી રીતે કેટલાક વખત સુધી રાગ રંગ અને શ્રેષ્ટ ભોગ વિલાસ કરતાં અંતે મોજદીન અને મહેતાબની પ્રીતિની તારીફ શહેરમાં થોડે થોડે ચાલવા લાગી અને કેટલાક માણસો તે વાતથી જયારે વાકેફ થયા ત્યાર પછીઃ

> ચલી બાત સબ શહરમેં, ખુદાદીન કે કાન;
> સાહેબજાદે ભંજિયા, બડે ઘરૂંકા માન. ૩૫

આખા શહેરમાં એ જ વાતની ચર્ચા ચાલી ત્યાંથી અમીર ઉમરાવોને ખબર પડતાં તે વાત શાહખુદાદીનના કાન સુધી પણ પહોંચી. ત્યારે બાદશાહે વિચાર્યું કે શાહજાદો હવે એકદમ ફાટી ગયો છે. જેથી તેણે મારા માનકારી મોટા માણસોના ઘરોનું માન પણ તોડયું. આવા વિચારથી તેણે ગુસ્સે થઇનેઃ—

> દિયા નિકાલી દેશ તેં, મોજદીન કો શાહ;
> સાહેબજાદે ગ્રહલિયા, રોમ શહેરકા રાહ. ૩૬

ખુદાદીન શાહે મોજદીનને કરવા ધારેલી દેહાંતની શિક્ષા અમીરોના કહેવાથી માફ કરીને, પોતાના દેશમાંથી કાઢી મુકયો. પોતાના પિતાનો હુકમ શિરતાજ કરી તત્કાળ મોજદીને રોમ શહેરનો રસ્તો લીધો. અર્થાત તે રોમ જવા માટે રવાને થયો. કેટલેક દિવસે મુસાફરી કરતાં તે ત્યાં જઇ પહોંચ્યો. ને તજવીજ કરી તો ત્યાં રોમનાઃ

> આપ પાદશા' તખતપર, શા અહમદ સુલતાન;
> મહમદખાન બઝીરકુ, મિલ પાયે સન્માન. ૩૭

તખ્ત ઉપર અહમદશાહ નામે સુલતાન પોતે રાજ્ય ચલાવતો હતો. તેના મહમદખાન નામે ઘણા બુદ્ધિશાળી ને દૂરદર્શી વઝીરને મોજદીન મળીને સન્માન પામ્યો. મતલબ કે, તેને ઇરાનના શાહનો શાહજાદો જાણીને મહમદખાને ઘણું માન આપ્યું. એટલું જ નહિ પણ બાદશાહ પાસે તેડી જઇને તેની ઓળખાણ કરાવી. ત્યાં મોજદીનની ખૂબસુરતી, બુદ્ધિ ઇત્યાદિ જોઇને પાદશાહે તેનાપર ખુશી થઇનેઃ

મનસબ દીના દેશકા, શહર હવેલી દીન;
મોજદ્દીનકા પાદશા, બડા બધારા કીન. ૩૮

પોતાના દેશના મોટા લશ્કરી સરદારની જગા તેને આપી, તેમ જ રહેવા માટે શહેરમાં એક મોટી સુંદર હવેલી આપી. એવી રીતે અહમદશાહ સુલતાને મોજદ્દીનને શ્રેષ્ઠકુળનો, બુદ્ધિમાન અને રાજ્યવંશી પુરૂષ જાણીને તેનો ઘણો માનમરતબો વધાર્યો. તેમ મોજદ્દીને પણ મહેતાબની એક રંગી–સત્ય–પ્રીતિનો રસ ચાખવાથી આગળની સર્વ ઉદ્ધતાઈ તો પ્રથમથીજ છોડી દીધી હતી. પણ હાલ અહીં તેથી પણ વધારે સદ્વર્તનથી વર્તીને તે બાદશાહ અને રૈયતને પ્રીતિપાત્ર થયો.

સાહેબ શહર ઇરાન સે, ગયા દેશાવર જોર;
તા પીછે મ્હેતાબ કો, ભયા અંધેરા ઘોર.[1] ૩૯

અહીં શહેરે ઇરાનમાં શાહજાદો મોજદ્દીન જ્યારથી વિદેશ ગયો ત્યારથી પાછળ મહેતાબના મનથી સૂરજ ચંદ્ર અને અગ્નિની પુષ્કળ જ્યોતિ છતાં પણ અંધારૂં ઘોર થઈ રહ્યું છે. અર્થાત્ તેને કાંઇ સૂઝ પડતી નથી. તે આંધળી ને બાવરી જેવી થઇ રહી છે. તેમ જે દિવસથી મોજદ્દીન ગયો છે, તે દિવસથી તેણે:

કેસર ચંદન કુમકુમા, સોંધ ગુલાબ સુવાસ;
તજ દીના મે'તાબને, હાંસી ખેલ હુલાસ. ૪૦

કેસર, ( મલય પર્વતમાં ઉત્પન્ન થનારૂં શીતળ ) ચંદન, પડી પાંદડી; કંકુ અને ગુલાબ વગેરે તમામ સુગંધિત વસ્તુઓ, તેમજ હાસ્યવિલાસનાં સુખોને મહેતાબે છોડી દીધાં. તેમ વળી:–

ખાન પાન સબ છંડિયા, રાત દિવસકો રોત;
સખી કહે મ્હેતાબકો, તુજે ભયા દુ:ખ કોન. ૪૧

ખાવા પીવાનું સર્વ છોડીને રાત્રી દીવસ પ્રીતમની પ્રીતિને સંભારી સંભારીને રોયાજ કરે છે. કોઈની વાત પણ સાંભળતી

---

૧ બીજો પાઠ એમ પણ છે:

સાહેબજાદા રોમકો, ગયા દેશાવર સેલ;
તા પીછે મ્હેતાબકો, ભયા અંધેરા મેલ.

નથી. કોઇને કંઇ કહેતી નથી. કોઇનાપર હુકમ કરતી નથી—એવી મહેતાબની દુઃખી સ્થિતિ જોઇને—સખીઓ અતિ દિલગીર થઇને તેને પૂછે છે કે: " હે શાણી અને વ્હાલી મહેતાબ, તને શું દુઃખ થયું છે ? " ત્યારે મહેતાબ કહે છે કે :—

" અલી અભાગિનિ મેં ભઈ, નાગિનિ ડસી ન મોય;
સાહેબજાદા મોજદીન, દેશ નિકાલા સોય. ૪૨

" હે પ્રિય સખીઓ હુંજ હતભાગ્ય થઈ, મને નાગણીયે કરડી નહિ કે જેથી મારી જીંદગીનો તુરત અંત આવત. અરે મેંજ મોજદીન જેવા રાજ્યના હક્કદાર શાહજાદાને વિના કારણે દેશપાર કરાવ્યો. અર્થાત્ તેને આ રાજ્યભુવનોનું સુખ છોડાવી દેશનિકાલ કરાવવાને હુંજ અભાગિણી કારણભૂત થઈ છું. વળી હે સખી તેની સાથેઃ

સુખ લેનેંકો હે સખી, મેંને કિયો સનેહ;
સેજ પિયા સુખનાલિયો, દુઃખ ઉપજ્યો યહ દેહ. ૪૩

સુખ લેવા માટે મેં સ્નેહ કર્યો, પણ વિધાતાએ મારા નશીબમાં સુખ ભોગવવાનું સર્જ્યુંજ નથી. તેથી તે પ્રિય પતિની સાથે સંયોગ સુખ તો લીધું નહિ, પણ ઉલટું વિયોગથી વધારે દુઃખ ઉપજ્યું:—

સુખ લેનેંકો મેં સખી, કેસો કરૂં ઉપાય;
સાહેબ શહર ઈરાનસેં, બેશ રોમકો જાય. ૪૪

અને તે મારો પ્રિય પતિ આ હીનભાગ્ય ઇરાનને છોડીને સદ્દભાગ્યવાળા રોમ શહેરમાં ગયો. ત્યારે હવે તે પતિનું સુખ ભોગવવાને હું શો ઉપાય કરૂં ?:

## ચંદ્રાયણા.

કહે મ્હેતાબ "સુજાન" સખી, સુનબત્તિયાં;
ભીતર ભયા કઠોર, ફૂટે નહિ છત્તિયાં.
સાહેબજાદા નૂર, ખુશાલી લે ગયા;
બદનામી દિલદાર, ફકીરી દે ગયા. ૪૫

વળી મહેતાબ કહે છે કે, હે શાણી સખી, તું મારી વાત સાંભળ કે મારૂં આ અંતઃકરણ કેવું કઠોર થઈ બેઠું છે કે, મોજદીન જેવા

દેશના ખાવિંદ સમાન-ખાવિંદ (પતિ)ને દેશનિકાલ કરાવ્યો; તથાપિ હજુ પણ તે ફાટી જતું નથી. હે બેન, મારૂં તેજ, રૂપ અને ખુશાલી તો શાહજાદો પોતાની સાથે લઈ ગયો. અને તે દિલદાર મને તેના બદલામાં બદનામી તથા ફકીરી આપી ગયો. વળી:—

સુખ લેનેંકો પ્રીત કરી ઉન પીયસેં,
પ્રીત ભઇ બિપરીત; જાઉંગી જીયસેં.
સાહેબજાદા દેશ-નિકાલા શાહને,
મુજે દઈ બદનામ; સખી દો રાહને. ૪૬

મેં સુખ લેવા માટે તે પ્રિયતમ સાથે પ્રીતિ કરી. પણ તે પ્રીતિ તો-વિપરીત-અવળી થઇ. અને તેથી જ-તે પ્રીતિના દર્દમાંજ હું જીવથી જઇશ. અર્થાત શાહજાદો મને મળશે નહિ તો હું આમ ઝુરી ઝુરીને મરણ પામીશ. અરે બેન, હું મરણ પામીશ તેથી મને કંઇ દિલગીરી નથી પણ મારા માટે બાદશાહે શાહજાદાને દેશનિકાલ કરીને આ અને પરલોકના બંને માર્ગમાં મને બદનામી આપી એજ માત્ર દિલગીરી છે. ત્યારે સખી દિલાસો આપતાં કહે છે કે :—

દોહરો.

બદનામી ડરિયેં નહિં, કરિયેં જબે સનેહ;
સેજ પિયા સુખ લીજિયેં, દુઃખના દીજે દેહ. ૪૭

હે મહેતાબ, જ્યારે પ્રીતિ કરવી ત્યારે, બદનામીથી ડરવું કે બીવું નહિ. પણ ગમે તે રીતે તે પ્રિયતમ સાથે સંયોગસુખ લેવું; અને દેહને કષ્ટ દેવું નહિ, તેમ બદનામીથી ડરવું નહિ. આ સખીનું કહેવું મહેતાબને ગેરવ્યાજબી લાગવાથી તે બોલી કે :—

"બદનામી શિર બેરિયાં, ચઢી સો ઉતરે નાંહિ;
તાં તે બુરો ન માનિયેં, મરબેકો મન માંહિ. ૪૮

અરે દિવાની, સ્ત્રીઓને માથે ચડેલી બદનામી ક્યારે પણ ઉતરતી નથી. મને જોઇને સર્વે એમ કહેશે કે, આ સ્ત્રીએ શાહજાદા મોજદીનને દેશપાર કરાવ્યો. અરે એવી બદનામી ભરેલી જિંદગી કરતાં મરવાનું ખરાબ છે એમ હું મારા મનથી બિલકુલ માનતી નથી. અર્થાત મરણને તે કરતાં સો દરજ્જે સારૂં ગણી તેને જ ચાહું છું.

ચાખન ચાહિયે પ્રેમ રસ, રાખન ચાહિયે શીશ;
એ દોનું મો ભાલ મેં, ના બકશે જગદીશ. ૪૯

મરવાનું જેણે નક્કી કરેલું છે, એવી મહેતાબે એક ઉંડો નિશ્વાસ નાંખીને વળી કહ્યું કે, "આહા ! પ્રીતિના રસને ચાખવાની ચાહના અને માથું (જીંદગી) કાયમ રાખવાની ઇચ્છા એ બંને વસ્તુઓ એકત્ર-સાથે-મારા નશીબમાં ઇશ્વરે લખી આપી નથી; તેથી મારા જેવી અભાગિણી દુનિયામાં કોણ હોય. વળી વિચાર કરીને મોજદ્દીનને મળવાની આશાથી મહેતાબ કહે છે કેઃ—

દેશ પડે દો બિચમેં, સુનો સયાની લોય;
આલી દોર સનેહકી, કેતી લંબી હોય. ૫૦

હે શાણી સખીઓ, મારી અને મોજદ્દીનની વચ્ચે બે દેશનું અંતર છે. એટલે દુર જવા છતાં પણ શું મોજદ્દીન મારાપર આગળ પ્રમાણે સ્નેહ રાખતો હશે ? તમે મને કહો કે પ્રીતિની દોરી તે કેટલી લાંબી થતી હશે ? શું હું તેને બોલાવું તો તે મારી પાસે આવે ? આ સાંભળીને સખીઓ સમજાવે છે કે :—

"તાણેંસે તૂટે નહિં, ખેંચ લિયા કિત જાય;
ગુંડિ ઉડિ અશમાનમેં, અપને કરમેં આય. ૫૧

હે મહેતાબ, જેમ આકાશમાં ચઢાવેલી પડાઇ (પતંગ)ની દોરી તાણતાં તૂટે નહિં-એવી મજબૂત હોય તો ખેંચી લેતાં તે પડાઇ કયાં જવાની છે ? એટલે કે, તે જેમ આપણા હાથમાં જ આવે છે તેમ, તમારા બંનેની પ્રેમરૂપી દોરી મજબૂત હશે તો તારા ખેંચાણથી તણાયલો મોજદ્દીન તારી પાસે આવશે જ.

શીખ સુની સખિયાનકી, ઉપજ્યો પ્રેમ વિશેષ;
આતુર દૂત પઠાઇયેં, રોમ શામકે દેશ. ૫૨

એવી સખીઓની સપ્રમાણ શીખામણ સાંભળીને મહેતાબને વધારે પ્રેમ ઉત્પન્ન થયો. તેથી તે બોલી કેઃ "ત્યારે હમણાં જ તાકીદે આપણે રોમશામના દેશતરફ દૂત મોકલીએ." એમ કહીને તેજ વખત રોમ જવા માટે એક ઘણીજ ઉત્તમ સાંઢણીવાળો સ્વાર-દૂત તૈયાર કર્યો. અને તેની સાથે :

લીખ ભેજા મ્હેતાખનેં, મોજદ્દીનકે પાસ;

મેં રાખું શિર ઉપરેં, તેરે જિયકી આશ. ૫૩

નીચે પ્રમાણે મોજદ્દીન ઉપરનો કાગળ લખીને મહેતાએ તેને આપ્યો. હે મારા વ્હાલા પતિ, તું કોઇ પણ પ્રકારની ધાસ્તી રાખ્યા વગર અહીં આવ. મારા માથાને સાટે હું તારા જીવની આશા રાખું છું. અર્થાત મારૂં માથું જશે તે બહેતર છે. પરંતુ તને હું ઊની આંચ આવવા નહિ દઉં :—

મેં તુજ બાંદી સાહિબા, તું મેરો સરદાર;

અનલ પંખિકે અંડજ્યોં, નાં તજજિહોં નિરધાર. ૫૪

હે સાહેબ, હું તારી ખરીદેલી ગુલામડી છું. અને તું મારો સરદાર છે. અનલપક્ષી[1] જેમ પોતાના ઇંડાં મરણપર્યંત એક ઘડી પણ વીલાં મુકતું નથી તેમ હું પણ તને એક ઘડીવાર અળગો કરીશ નહિ.

પ્રીત કરી તુમસો હમે, બાલાપનમેં બેશ;

હજરત એસી નાઘટે, તજકે ગયે વિદેશ. ૫૫

હે હઝરત, મેં તમારી સાથે બાળપણથી શ્રેષ્ઠ સત્ય અને નિર્મળ પ્રીતિ કરી ત્યારે તમને હવે આવું કરવું યોગ્ય નથી. કે મને એકલી મુકીને તમે વિદેશમાં ચાલ્યા ગયા. માટે આ પત્ર વાંચીને તેજ વખત :

તર અત્તર પોશાક કર, કર સત્તર પર જેન;

સાહિબ બેગ પધારિયેં, નવરોજેકી રેન. ૫૬

તમારી હમેશની ટેવ પ્રમાણે, અત્તરથી પોશાક તર કરી ઉંટ પર જીન કરાવીને, હે સાહેબ નવરોજ, શુકરવારની રાત્રીએ પધારજો.

જો તુમ કલ ના આવગે, તો મેં તજોં શરીર;

સાહિબકી દરગાહમેં, હોઉંગી દાવનગીર. ૫૭

હે પ્રીય પતિ, તમે કાલે નહિ આવી પહોંચો તો હું દેહત્યાગ

૧ એ પક્ષી આકાશમાં ઉડે છે ત્યારે પણ પોતાના ઇંડા પરથી નજર ચૂકવતું નથી. જેમ બીજા પક્ષીઓ ઉપર બેસીને ઈંડા સેવે છે તેમ એ પક્ષી માત્ર નજરથી પોતાનાં ઈંડા સેવે છે.

કરીશ. તેની તમને સ્ત્રી હત્યા લાગશે. એટલું જ નહિ પણ વળી ઇશ્વરની પવિત્ર ઇનસાફની દરગાહમાં હું તમારાથી મારો દાવો બાંધીશ. અર્થાત તમે જે મને પ્રીતિ--પાસમાં બાંધીને દુઃખી કરી છે તેનો જવાબ હું ત્યાં પરમેશ્વર પાસે પણ લઇશ. કેમકે :

આંગુ મોહ લગાય કે, બહુર તજી તુમ મોય;
સાહિબ કે દરબાર મેં, ગુન્હેગાર તુમ હોય. ૫૮

પ્રથમ તમે મને પ્રીતિની મોહની લગાડીને પછી તજી દીધી છે તેથી, ઇશ્વરની ઇન્સાફની દરગાહમાં તમે ગુન્હેગાર થઈ ચુકયા છો. કેમકે જેનાથી પ્રીતિ કરી તે માણસ આપણાથી નિષ્કપટ ભાવથી વર્ત્તતો હોય તેમ છતાં તેની પ્રીતિને તોડી નાંખવી એ પવિત્ર ફરમાનથી વિરૂદ્ધ છે. વળી :

જોબન મેરા લૂંટકે, બહુરિ તજોગે આપ;
સાહિબ ઘર જવ આવગે, યે અપના ઇન્સાફ. ૫૯

પ્રથમ તમે મારી જવાની--રૂપી બગીચાને લૂંટીને હવે તેને તજી દેશો તો હું તો હમણાજ અલ્લાહની દરગાહ તરફ રવાને થઇશ. પણ આપ જ્યારે ત્યાં આવશો ત્યારે તે સાહેબને ઘેર આપણો અદલ-ઇનસાફ થશે. માટે ઉપલી સર્વ બાબત વાંચીને જેમ બને તેમ તાકીદથી અહીં આવજો. આ પત્ર જ્યારે મોજદ્દીનને પહોંચ્યો ત્યારે :

મોજદ્દીન ખત બાંચકે, સત્ર લિયા મઁગવાય;
તીન પૌ'રકી રેનમેં, કોશ તીન સો આય. ૬૦

મોજદ્દીને તે પત્ર વાંચ્યો કે તેને એટલી બધી મહેતાબની પ્રીતિની નવેસરથી અસર થઇ કે, તેજ વખત એક પવનવેગી, ત્રણ પહોરની અંદર ત્રણસો ગાઊ ચાલનારો ઉત્તમમાં ઉત્તમ સુલતાનની સ્વારીનો ઊંટ મંગાવી લીધો. તે ઊંટ તમામ કીંમતી સાજથી શણગારેલો હતો :

ગજ મોતિનકે[૧] ગોવહેં, જડિયા જેન જડાવ;
સત્ર સુ ચઢિયા મોજદ્દીન, પંખિરાવકે દાવ. ૬૧

---

૧ જેમ શીપમાંથી ઉમદા મોતી નીકળે છે, તેમ હાથીના કુંભસ્થળમાંથી પણ ઘણા શ્રેષ્ઠ મોતી નીકળે છે; તેને ગજમુક્તા કહે છે. એમ ઘણા જુના ગ્રંથોમાં લખેલું છે.

જેને ગજમુક્તાના ગોરબંધ બાંધેલા હતા અને જેનું કાંઠું રત્નોથી જડેલું હતું એવા–સોનેરી સાજવાળા–ઊંટપર સવાર થઇને ગરૂડના જેવી ગતિથી મોજદ્દીન ઇરાન તરફ રવાને થયો.

આન લગાયા પીઠસેં, આબદાર લિય આબ;
આયા શહર ઇરાંનમેં, મોજમિલન મ્હેતાબ. ૬૨

એ અતિ ઊંચા પાણીદાર ઊંટે મોજદ્દીનને પોતાની પીઠ પર જ્યારે લીધો ત્યારે તેને એમ લાગ્યું કે, મહેતાબથી મોજમજાહ મેળવવા માટે હું શહેરે ઇરાનમાં થોડી ઘડીમાં પહોંચી જઇશ. એવા વિચારના તરંગ ઉડાવતો મોજદ્દીન :

આયા શહર ઇરાનમેં, વે ઢઢનીકે ગેર;
ઢઢની જાય મ્હેંતાબકો, દોર બધાઇ દેહ. ૬૩

શહેરે ઇરાનમાં તે–નૂરાં ઢાઢણને ઘેર જઇ પહોંચ્યો તેણે તેની આગતા સ્વાગતા કરીને–એકદમ દોડી જઇને મેહેતાબને વધામણી દીધી. આ વધામણી સાંભળતાં જ જાણે કોઇ મૃતક દેહ ઉપર અમૃત રેડતાં તે સજીવન થયું હોય તેમ મહેતાબ એકદમ આનંદથી ઉભી થઇ અને:

આયા સુના મ્હેતાબને, સાહિબજાદા યાર;
ઢઢનિકું દિયો બધાઇમેં, ગજ મોતનકો હાર. ૬૪

પોતાનો પ્રિયતમ શાહજાદો મોજદ્દીન આવ્યો, એ શબ્દો નૂરાંના મોઢામાંથી સાંભળતાંજ મહેતાબે પોતાના ગળામાં પહેરેલો ગજમુકતાનો હાર ઉતારીને વધામણી તરીકે તેની કોટમાં પહેરાવી દીધો. અને તેજ વખત મોજદ્દીનને માટે ખાનપાનાદિકની સર્વ તૈયારીઓ કરવાનો હુકમ આપીને :

ભેજી પંચ સહેલિયાં, દોઢીમેં બુલવાય;
કિયો નિછાવર મોતિયાં, અંદર લિયો બધાય. ૬૫

પોતાની વિશ્વાસુ પાંચ સાહેલીઓને મોકલી મોજદ્દીનને મહેલમાં બોલાવીને, મોતીઓથી વધાવી અંદર લીધો. તે વખતે મેહેતાબ જાણે નવો અલૌકિક અને ઇચ્છિત અવતાર પામી હોય તેમ આનંદમય દેખાવા લાગી. કેટલાક વખત સુધી આંખોરૂપી પ્યાલાથી પ્રેમરસરૂપી મદ્ય પીધા પછી મેહેતાબે કહ્યું કે :

"ધન" આજૂકા દીહરા, "ધન" આજૂકી રેન;
બીત દિનોં સેં દેખિયા, સાહિબ જાદા નેન. ૬૬

"આજના દિવસને ધન્ય છે. તેમ આજની રાત્રીને પણ ધન્ય છે. કે જયારે ઘણે કાળે હું આપ સાહેબજાદાને મારી આંખો વડે ફરીવાર જોઇને ભાગ્યશાળી થઇ છું. ખરેખર આપના દર્શનથી જ હું આજ આ સંસારમાં છું. એમ મને ભાન થાય છે. જો થોડા દિવસની પણ આપે ઢીલ કરી હોત તો આપણો મેળાપ થવો અશક્ય હતો. કેમકે હું વહેલી જ અલ્લાહની દરગાહમાં પહોંચી ગઇ હોત.

સાહિબ તેરે નામ પર, મેં બારી લખ બેર;
સાસ ઉસાસ ન ભૂલ હોં, સૂરત બેર અબેર. ૬૭

હે પ્રિયતમ, હું તારા નામ પરથી એક લાખવાર વારી જાઉં છું. તારી ખૂબસુરત-સુરતને વખત ક વખતે કે શ્વાસો શ્વાસ લેતાં પણ નહિ જ ભૂલું. એમ પ્રેમની વાતો કરતાં કેટલાક દિવસો વીતી ગયા.

રતિ રૂપ હતી ભારજા, કામદેવ સો કંત;
મોજદીન મ્હેતાબ કે, ફૂલે ફૂલ વસંત. ૬૮

રતિના સ્વરૂપ જેવી મહેતાબ પત્ની અને કામદેવના જેવો મોજદીન કંથ-પતિ. તેમના પ્રીતિ રૂપ પુષ્પો વસંત ઋતુની પેઠે ખીલી રહ્યાં:–

"લગી લગન ટૂટે નહિ, જો તુમ બસો બિદેશ;
સાહિબ શહર ઇરાનમેં, આવત જાત હમેશ. ૬૯

એક દિવસ મોજદીને રોમ જવા માટે ઇચ્છા કરી. ત્યારે મહેતાબે કહ્યું કે, તમે ચાહે તો વિદેશ જાઓ. તથાપિ આપણી જે પ્રીતિ લાગી છે તે તૂટવાની નથી. તે માટે હે સાહેબ, તમે ત્યાંથી આવી રીતે સાંઢણી વડે શહેર ઇરાનમાં હમેશાં આવતા જતા રહો. તો હું આશાવડે આનંદથી દિવસ ગાળીશ. તે વાત મોજદીને કબુલ કરી.

જેસેં ફૂલ કુમોદિનિ, ચંદા દેખ ઘેરાય;
તેસે મન મ્હેતાબ કે, મોજદીન મન ભાય. ૭૦

જાવાને વખતે-જેમ પોયણીનું ફૂલ ચંદ્રમાને જોઈ તેની જ સામે જાણે સજીવન થઈને જોતું હોય તેમ પ્રફુલ્લીત રહે છે તેવીરીતે, પોતાના મન ભાવ્યા પતિને જોઈ મહેતાબ તટસ્થ થઇ રહી. અને પતિના જવાથી અતિશય દુઃખિત થવા લાગી. પરંતુ તે દુઃખ થોડા દિવસ માટેનું છે, અને જ્યારે તે ઇચ્છા કરશે ત્યારે એ ચાર દિવસે મળી જશે; એવી આશાથી સંતોષ પામીને કંઇ મન વાળતી હતી. તે દિવસે મોજદીન ત્યાંથી રવાને થયો અને ચોથા દિવસની રાત્રે ફરી આવ્યો.

કેતે બીતે દિવસ યોં, આવત જાત ઇરાન;
ભઇ બાત સબ શાહરમેં, સુની જબે સુલતાન. ૭૧

એવી રીતે શહેરે ઇરાનમાં આવતાં જતાં કેટલાક દિવસો વીતી ગયા. ત્યારે આગલ પ્રમાણે સર્વ શેહેરમાં તેમની વાત પાછી થવા લાગી. અને એક કાનથી બીજે કાન કરતાં જ્યારે તે વાત શાહ ખુદાદીને સાંભળી ત્યારે ગુસ્સાથી તેની આંખો લાલચોળ થઈ, અને શાહજાદા પર અનહદ તિરસ્કાર ઉપજ્યો. તેથીઃ—

કિયા હુકમ કુટવાલકો, સુની બાત પતશાહ;
શાહજાદેકો પકડિયો, રોક અદબકી રાહ.. ૭૨

પુરેપુરી-ખાત્રી લાયક-હકીકત સાંભળીને બાદશાહે કોટવાલને હુકમ ફરમાવ્યો કે, એ-લુચ્ચા-શાહજાદાને અદબથી રસ્તે રોકીને પકડી લેજો. એવી રીતનો શાહનો સખ્ત હુકમ સાંભળીને એકપણ શબ્દ બોલ્યા વગર કોટવાળઃ—

કર કુર્નસ પતશાહકો, લે ચોકી જંજાલ;
મ્હેલાં રોશનખાનકે, બેઠ ગયે કુટવાલ. ૭૩

બાદશાહને કુર્નિશ (અતિ નમ્રતાથી નમન) કરીને, ઘણા કાબેલ ચોકાબાન માણસો અને જંઝીર લઇને રોશનખાન, વઝીરના મહેલ આગળ બેસી ગયો. ત્યાર પછી, હમેશના નિયમ પ્રમાણે સાહેલીઓ સાથે નૂરાંને ઘેર થઇનેઃ

શા'જાદા ફિર આયહે, જુમા રોજકી રાત;
નિકશત દોઢી ખાનકી, પકડલિયા પરભાત. ૭૪

શાહજાદો મોજદ્દીન ફરી શુક્રવારના દિવસની રાત્રીએ મહેતાબના મહેલમાં આવ્યો. તે વાતની પાછળથી ખબર થતાં વહાણુાંમાં રોશનખાનના મહેલમાંથી નીકળતાં કોટવાળે તેને પકડી લીધો. તથાપિ તેના સહેજ માનની ખાતર તેને જંઝીર (બેડી ડસકલાં) થી કેદ ન કરતાં માત્ર ચોકી પહેરાની વચ્ચે:

> શા'જાદેકો પકડકે, લે ગયે શાહ હઝૂર;
> શા' મારન ફરમાઇયો, કરિકે નજર કરૂર. ૭૫

શાહજાદાને કેદ કરીને, શાહ–ખુદાદ્દીનની હઝુરમાં લઇ ગયા. બાદશાહે મોજદ્દીન તરફ દૃષ્ટિ પણ ન કરતાં માત્ર કોટવાળ પાસેથી વાસ્તવિક હકીકત સાંભળીને—ક્રૂર દૃષ્ટિથી તેને જાનથી મારી નાંખવાનો હુકમ ફરમાવ્યો. અહીં એટલી હકીકત બન્યા પછી મહેતાબના મેહેલમાં તેની ખબર પહોંચી.

> પકડા સુના મ્હેતાબને, સાહિબજાદા યાર;
> માનો હસ્તિનિ મસ્ત જયોં, નિકળી ખોલ કમાર.[1] ૭૬

મારો પ્રિયતમ શાહજાદો કેદ પકડાયો. એ સાંભળતાંજ વઝીરજાદી મહેતાબ મદોન્મત હાથણીની પેઠે એકદમ–લાજરૂપી–કમાડ ખોલીને બહાર નીકળી. જનાનખાનાંમાં રહેનારી મહેતાબને આવી રીતે લોકલાજનો ત્યાગ કરતી સાંભળીને તેની માતાએ તેને પોતાની પાસે બોલાવીને સમજાવી:—

> કહે માતા મ્હેતાબકો, રાખીજેં કુલ લાજ;
> અપના છિદ્ર ન કીજિયેં, ઝાહિર જગતહિ જાન. ૭૭

મહેતાબને તેની માતા કહે છે કે, હે, શાણી પુત્રી ! આપણે આપણા કૂળની (કહાણી) લાજ રાખવી જોઇએ. આપણું પોતાનુંજ કલંક પ્રસિદ્ધપણે જગતના જાણવામાં આવે તેમ ન કરવું જોઇએ. હાલ તારે તારા પિતાની આબરૂની ખાતર જેના પર બાદશાહ ખફા થયો છે એવા શાહજાદાની પ્રીતિને છોડી ઘરમાં બેસી રહેવું યોગ્ય છે. ત્યારે મહેતાબે કહ્યું કે:—

---

૧ આ દોહરાનો બીજો પાઠ આ પ્રમાણે છે:

> "સુની બાત મ્હેતાબને, ચલી ઈશ્કકે લાર;
> માનો કૅવા–અનંગજ્યાં, નિકળી ખોલ કમાર."

"લાજ તજી સબ લોગકી, પ્રાન તજું પલમાંય;
બાલ-સનેહી સાહિબો, મોંયે તજ્યો ન જાય." ૭૮

હે વ્હાલી માતા, મેં સર્વે લોકલાજતો એ પ્રિયતમને માટે પ્રથમથીજ મુકી છે. એટલુંજ નહિ પણ જરૂર પડશે તો મારા પ્રાણ પણ હું એક પલકમાં છોડી દઇશ. પરંતુ, એ મારા બાળસ્નેહી ખાવિંદને મારાથી છોડી શકાશે નહિ. માટે હવે લોકોની ભીતિ અને લાજની કશી જરૂર નથીઃ—

લોક લાજ કુન કામકી, પીય જીયકી આશ;
આય ખડી મ્હેતાબયો, મોજદ્દીન કે પાસ. ૭૯

મારે હવે લોક લાજ શા કામની છે કે જે વખતે મારા વ્હાલા પ્રિયતમને સંકટ પડયું છે, અત્યારે મારે કોઈ વાતની આશા નથી માત્ર તે પ્રીયતમના જીવનનીજ આશા છે. એટલું બોલીને કોઇની પણ દરકાર રાખ્યા વગર એકદમ ખુલ્લે રસ્તેથી ચાલી. રાજમહેલમાં આવીને બાદશાહ ખુદાદીનની હઝુરમાં મોજદ્દીનની પાસે આવીને બિલકુલ લોકોની શરમ રાખ્યા વગર ઊભી રહી. અને મોજદ્દીનને દેહાંતની શિક્ષા થયેલી સાંભળીને તેણે વજ્ર જેવી છાતી કરીને બાદશાહને કહ્યું કેઃ—

"હજરત એસી કયોં કરે, બડી ગજબકી બાત;
નાર પરાઇ કારને, ઘર—લડકેકી ઘાત. ૮૦

હે હજરત, અયઆલમના બાદશાહ, તું આવી મોટી જુલમની વાત તારા પોતાપરજ શી રીતે ગુજારે છે? કે ગમે તે કુળમાં ઉત્પન્ન થયેલી બીજી કોઇ સ્ત્રી માટે પોતાના પેટના દીકરાની હત્યા કરે છે.

બાદશાહ, અદલ પર બેઠેલા બાદશાહની ફરજ છે કે, દીકરો પણ ગુન્હેગાર હોય તો તેને ફાંસીને લાકડે લટકાવી દેવો જોઇએ.

મેહેતાબઃ અય દુનિયાંના બાદશાહ, જો તમે ગુન્હેગારનેજ સજા કરવા માગતા હો તો આ મોજદ્દીનને થયેલી સજા રદ છે. કેમકેઃ

ગુન્હેગાર સો મેરિયાં, મરદ ગુન્હા સો નાંય;
નૈન પિયાદા ભેજકે, ધર ભિતર બુલવાય. ૮૧

બધી જહાનમાં સ્ત્રીઓજ ગુન્હેગાર છે. પુરૂષ ગુન્હેગાર છેજ નહિં. કારણ કે, ( આંખો રૂપી પાયદલ ) સિપાઈ મોકલીને સ્ત્રીઓ મરદને પોતાના ઘરમાં બોલાવે છે. નહિં તો પુરૂષની મગદૂર નથી કે કોઇ સ્ત્રીના ઘરમાં તેની મરજી વગર પ્રવેશ કરી શકે. તમે જોશો તો તમામ જગ્યાએ પ્રીતિ કરવામાં સ્ત્રીઓજ પહેલાં હોય છે એમ જણાશે. તેમજ મારા માટે પણ બન્યું છે અનેઃ

ગુન્હેગાર સો મેં ભઇ, મેને કિયો સ્નેહ;
હજરત મોં કો મારિ કે, રખ સાહિબકી દેહ. ૮૨

પ્રથમ મેંજ પ્રીતિ કરીને મોજદ્દીનને ફસાવ્યો છે. તે કારણથી હું જ પુરેપૂરી ગુન્હેગાર–સજાને લાયક ઠરી છું. માટે હે દુનિયાના પિતા, હે હજરત, મારા ખાવિંદ મોજદ્દીનના શરીરને અમર રાખીને મને મારી નાખ. હે બાદશાહ, આ નિર્દોષ શાહજાદાને જાન બખ્સ અને તેના બદલામાં તેના ગુન્હા તરીકે મારો જાન લે. મહેતાબની વાત સાંભળતાં બાદશાહને ખાત્રી થઇ કે, આ કામમાં મોજદ્દીન કરતાં તે વધારે ગુન્હેગાર છે. મોજદ્દીનને પણ ભય લાગ્યો કે, કદાચ બાદશાહ મારા બદલામાં મહેતાબને મારવાનો હુકમ ફરમાવશે, એવી ધાસ્તીથી મોજદ્દીન વચ્ચે જ બોલી ઉઠયો કેઃ

" મેરીકોં કયા મારિયેં, જાકી અબલા જાત;
મારો મોયે મરદકોં, બડી બિગારી બાત." ૮૩

સ્ત્રી ગમે તેટલી ગુન્હેગાર હોય તથાપિ સ્ત્રીને જાનથી મારવી નહિ. કેમકે તે તો બળ વગરની અબળા જાતિ છે. તે હથિયાર ઉપાડી પોતાનો બચાવ કરી શકતી નથી. માટે જ અલ્લાએ મરદોને તેના બચાવ માટે ખાસ બનાવ્યા છે. તે જ કારણથી ઓરત જાતને જાનથી બેજાન કરવી નહિ એવું ફરમાનોમાં કહ્યું છે. વળી સબળ પુરૂષ ઉઠીને અબળા સ્ત્રીજાતિને મારી નાંખવાનું ફરમાવે કે મારી નાંખે એ જ નામોશી ભર્યું છે. તે કારણથી જો સજા કરવી હોય તો મને, મરદને જ મારો. મેં જ સર્વ વાતનો બિગાડ કર્યો છે. તેથી હું જ સજાને પાત્ર છું. કેવો નિર્મળ અને અદભૂત પ્રેમ ! આ વખતે શાહ ખુદાદીનનું ન્યાય પરાયણ કઠણ હૃદય પણ પીગળ્યું. અને તે તેની આંખો વાટે બહાર આવ્યું.

દેખ ઇશક દિલ દોયકા, શા' કાજી બુલવાય;
કહો કાજી ઇન બાતકા, કીજે કોન ઉપાય. ૮૪

આંસુવાળી આંખો સહિત આ બંને સ્ત્રી પુરૂષનો અજાયબ જેવો (ઇશ્ક) પ્રેમ જોઇને શાહને તેમાંથી કોને મારવું તે સમજાયું નહિ. તેથી બંનેનો અદલ-ઇન્સાફ કરવા માટે કાજીને બોલાવ્યો અને પ્રથમથી સર્વ હકીકત બાદશાહે પોતે કાજીને કહી સંભળાવીને પૂછ્યું કે, હે, કાજી ! હવે આ વાતનો શો ઉપાય કરવો તે બતાવો. યાને તેનો ઇન્સાફ કરો. કાજીએ સર્વ હકીકત સાંભળી-સમજીને શાહને કહ્યું કેઃ

" જલકા ડુબ્યા નિકસહિ, જો કહુ તારા હોય;
ડુબ્યા ઇશ્ક સમુદ્રકા નિકસા સુના ન કોય." ૮૫

હે, ખુદાવિંદ ! જો કોઈ શ્રેષ્ઠ તરનારો મળી આવે તો પાણીમાં ડૂબી ગયેલાને મહામહેનતે બહાર કાઢી બચાવી શકે. પરંતુ પ્રીતિ-ઇશ્કરૂપ દરિયામાં ડૂબેલો દુનિયામાં કોઇ પાછો નીકળ્યો હોય એમ મેં સાંભળ્યું નથી. માટે એ બાબતનો ઇન્સાફ કરવો યાને તેમને કંઇ સજા ફરમાવી અટકાવવાં એ વાત મારા મત પ્રમાણે તો ફોકટ છે. ત્યારે બાદશાહે કહ્યું:

" તુમસેં બને સો કીજિયેં, સુન કાજી કહે શાહ;
" બિધ બિધ ભેદબિચારિકે, ચલો અદલકી રાહ. ૮૬

જેનું અંતઃકરણ હમેશ ન્યાય પરાયણ છે એવો શાહ ખુદાદીન, કાજીનું વચન સાંભળીને તેની વાત માન્ય કરવા યોગ્ય છે એમ સમજ્યો. તથાપિ ન્યાય તો છોડવો નહિ એમ વિચાર કરીને બોલ્યો કે, હે કાજી ! તમારા જુદા જુદા ન્યાયના ભેદોનો વિચાર કરીને, ન્યાયને રસ્તે ચાલીને; તમારા સિદ્ધાંત પ્રમાણે મોજદીનને જે સજા થઈ શકતી હોય તે કરો. ત્યારે કાજીએ વિચાર કરીને ટુંકામાં જ મોજદીનને પૂછ્યું કેઃ

સાહિબજાદા કર લિયો, દો બાતનકો જવાબ;
કે તુમ છોડો તખ્ત કો, કે મેરી મ્હેતાબ. ૮૭

હે શાહજાદા, આપ બે વાતોનોજ માત્ર જવાબ આપો એટલે

આપનો ઇન્સાફ થઇ રહેશે. તે એકે, જો આપ મહેતાબને આપની ઓરત તરીકે કબૂલ રાખતા હોતો, આ ઇરાનના તખ્તનો દાવો છોડી ઘો. અને જો તખ્તનો દાવો કાયમ રાખતા હોતો, એ ઓરત મહેતાબને છોડી ઘો. આ શબ્દો કાજીના મોઢામાંથી પડતાં જ સત્ય, પ્રીતિ અને શ્રેષ્ટ હિંમતવાળા શાહજાદા મોજદીને કહ્યું કે :

" મનસબ છોડા રોમકા, છોડા તખ્ત ઇરાન;
મેરી શિર મ્હેતાબ પર, કિયા મુલક કુરબાન. ૮૮

હે કાજી, હું માત્ર ઇરાનના તખ્તનો માલિક શાહજાદો છું. એટલું જ નહિ પણ, રોમનો મનસફદાર ( સેનાપતિ ) છું પરંતુ આ તમામ, ઇન્સાફને તાબે થતાં હું કહું છું કે, ઇરાનનું તખ્ત તેમજ રોમની મનસબી પણ મેં આજથી છોડી. અરે, એથી વધારે મારી પાસે હોતતો તેપણ છોડી દેત. ખરેખરી સ્ત્રીઓમાં શિરોમણી રૂપ મહેતાબ પર ઇરાન જેવા લાખ મુલક હોય તોપણ તે કુરબાન કરૂં છું.

આ ઇન્સાફના પ્રત્યુત્તર રૂપ કબૂલાત, મોજદાને મોટી ગર્જના જેવા સ્વરથી બોલી સર્વ સભાસદો સાંભળે તેમ બહુ ખુશીથી આપી. તે સાંભળીને સર્વ માણસોએ ખુશાલીના પોકારો કર્યા. શાહખુદાદીન પણ પોતાના પુત્રની દ્રઢ પ્રીતિ હિંમત અને મર્દાઇથી અંદરખાને ખુશી તો થયો, પણ કંઇ બોલ્યો નહિ. વળી મોજદીને, કાજીએ કરેલા ફેંસલાની તામીલ જાતેજ કરતાં ન્યાયાસન પર પડેલું કુરાનનું પવિત્ર પુસ્તક હાથમાં લઇને કહ્યુ કે :

" છોડા તખ્ત ઈરાન કા, બીચ કુરાંન કિતાબ;
હાથ પકડકે લે ચલે, મોજદીન મ્હેતાબ." ૮૯

આ પવિત્ર કુરાનનું પુસ્તક વચ્ચે રાખી અર્થાત્ તેના સોગન ખાઇને, સર્વનેક મર્દોની સાક્ષીએ પ્રતિજ્ઞા પૂર્વક કહું છું કે, " હું ઈરાનના તખ્તનો દાવો છોડું છું. " એમ કહી, સભા વચ્ચેથી મહેતાબનો હાથ પકડી તેને સાથે લઈ મોજદીન ઇરાનની રાજસભાને હમેશને માટે છોડી ચાલતો થયો. તે વખતે મોજદીનને માટે સર્વને ઘણી

લાગણી તેમજ પ્રીતિ ઉત્પન્ન થઇ. તથાપિ પરમ ન્યાયી શાહના રૂઆબથી કોઇ પણ કંઈ બોલી શકયું નહિ. રાજસભામાંથી ખુલ્લે રસ્તે મહેતાબને લઇને મોજદ્દીન :

આય હવેલી આપકી, લિખ ભેજે ફરમાન;
મુગલ મીર સામિલ ભયે, દેશ દેશકે આન. ૯૦

પોતાના પ્રથમના રંગમહેલના બગીચાવાળી હવેલીમાં આવ્યા. અને ત્યાંથી પોતાના સર્વ દોસ્ત સ્નેહિઓને પત્ર લખ્યા કે જે અમને ચાહતા હોય કિંવા જેને અમારી સાથે આવવું હોય તેણે અમુક મુદતમાં અમને અહીં આવી મળવું. તે પરથી દેશ અને પરદેશથી પણ મોગલ, મીર, વીગેરે પુષ્કળ યોદ્ધાઓ આવીને મોજદ્દીનને મળ્યા. અને જ્યારે મોજદ્દીનની સ્વારી, વિદેશ જવા માટે તૈયાર થઈ ત્યારે તેણે જોયું તો :

જાત જાત પીછે ખડી, સૈયદ શેખ પઠાણ;
સિંધુર ત્રેસો સાઠ હેં, તીન લાખ કેકાણ.[1] ૯૧

સૈયદ, શેખ, પઠાણ ઈત્યાદિ જાત જાતના માણસો તેની પાછળ સ્વારીમાં ઉભેલા તેણે દીઠા. મોજદ્દાનની ફોજની ગણત્રી કરતાં ત્રણસોને સાઠ હાથી, ત્રણ લાખ ઘોડા તેમજ તે સિવાય ઘણું પાયદળ હતું. જ્યારે મોજદ્દીનની સેના ચાલતી થઇ ત્યારે તેનો દેખાવ બહુ આનંદ ઉપજાવે તેવો હતો :

કર ગજ ડંબર ફોજકા, શિર છત્રહિ સંગીર;
ધજા ઉડે અશમાન લોં, દુસ્મન ધરે ન ધીર. ૯૨

હાથીઓના આડંબરથી શણગારાએલી ફોજ વચ્ચે હાથી પર સવાર થયેલા અને સાંગ ધરેલા યોદ્ધાઓથી વીંટાયલા શાહજાદા મોજદ્દીન પર છત્ર ચામરાદિ નિશાન ઉડી રહ્યાં છે. કે જેને જોઇનેજ દુશ્મનોની ધીર છૂટી જાય છે. અર્થાત્ તેઓ શરણે થાય છે. એવી સજજ કરેલી ફોજ સહિત મજલ દરમજલ કરતાં કેટલેક દિવસે :

---

૧ એને મળતો જુદો દોહરો આ પ્રમાણે છે:
"સિંધુર ત્રિયસોં બેસહેં, તીન લાખ તોખાર;
મોજદ્દીન પતશાહકે, પાલૂ અંતન પાર.

ફોજ ફહારાં લે ચઢે, દિય ઇરાનકું છોડ;
કલૂ શાહકોં મારકે, લિયા કલેરા કોટ. ૯૩

મોજદીને ઇરાનની સરહદને છોડી દીધી. ત્યારપછી તેણે પોતાની મોટી ફોજના જમાવથી કલેરાકોટના–રૈયતપર જુલમ કરનારા–કલૂશા નામે સરદાર ઉપર ચડાઈ કરી તેને મારીને તેનું રાજ્ય સ્વાધીન કર્યું. શાંતિ થયા પછી તે શહેરના મુખ્ય માણસોએ પોતાને જુલ્મમાંથી છોડાવ્યા બદલ ઉપકાર માનીને:

કલૂ કોટકે શહરમેં, ફિરી દુવાઈ આન;
સાહિબ કીના તખ્તપર, મોજદીન સુલતાન. ૯૪

મોજદીનને પોતાનો બાદશાહ–માલિક કબુલ રાખી–મોજદીન સુલતાનના નામની દુવાઇ કલૂકોટના શહેર–તેમજ મુલકમાં પણ ફેરવી. તેથી મોજદીન ત્યાંનો સ્વતંત્ર બાદશાહ થયો. અને થોડા વખતમાં પોતાના અદલ ઇન્સાફ અને નીતિ વગેરેથી લોકોની બહુજ પ્રીતિ મેળવી. બાળપણના સર્વદુર્ગુણો હવે મોજદીનમાં હતાજ નહિ. હવેતો, મોજદીન દુનિયાના પરમ ન્યાયપ્રેમી બાદશાહોમાં ગણાવા લાગ્યો. આખર જ્યારે તેના પિતા શાહ ખુદાદીનને આ ખબર થઈ ત્યારે તેણે બહુજ સંતોષ બતાવ્યો. તેમ મોજદીન પણ પોતાના ન્યાયમૂર્તિ પિતા તરફ અત્યંત પ્રીતિ ભાવ ધરાવતો પોતાના રાજ્યમાં સુખથી રહેવા લાગ્યો.

મોજદીન પતશાહકે, હુરમ તીનસેં સાઠ;
સબ ઉપર મ્હેતાબકા, બડા અનોખા ઠાઠ. ૯૫

મોજદીન બાદશાહનો વૈભવ વર્ણવતાં કવિ કહે છે કે: તેને ત્રણસેં સાઠ રાણી હતી. પરંતુ તે સર્વ રાણીઓના શિરતાજ રૂપ મહેતાબનો ઠાઠતો અજબ જ હતો. જે મોજદીનને એક વખત મહેતાબનું મુખદર્શન ખુદાઇ બક્ષીસ હતી. તેજ મોજદીન અને મહેતાબ હવે એક અંગ–દંપતિ થયાં.

મોજદીન નિરભય રહે, સબ હુરમા કે સંગ;
જેસે હથની જૂથમેં, માતો રહે મતંગ. ૯૬

હવે સુલતાન મોજદ્દીન અભય થઇને-મહેતાબ-તેમ સર્વ હુરમો સાથે મદોન્મત્ત હાથણિઓના ટોળામાં જેમ મહામત્ત ગજેંદ્ર હોય તેમ રહેવા લાગ્યો. અને ખુશીથી ખેલ, સુખ, વૈભવ અને હાસ્ય વિલાસમાં સંપૂર્ણ સંતોષથી અને અનન્ય સુખથી તેની જીંદગી ગુજારવા લાગ્યો.

મરદો કબૂ ન કીજિયેં, કોઉ નારીસેં પ્રીત;
કરેતો એસી કીજિયેં, મોજદ્દીનકી રીત. ૯૭

હે, નેકમર્દો! તમારે ક્યારે પણ કોઈ સ્ત્રીથી પ્રીતિ કરવી નહિં. પરંતુ જો પ્રીતિ કરવી તો મોજદ્દીનની પેઠે-કપટ રહિત-ખરા દીલની અને જન્મપર્યંતની સત્ય તથા નિર્મળ પ્રીતિ કરવી. તેમજ દ્રવ્ય, આબરૂ, વગેરે સર્વ સંસારિક વસ્તુઓ અને છેવટ પ્યારામાં પ્યારો જીવ જતાં પણ તે પ્રીતિને છોડવી નહિં. અર્થાત્ પ્રેમને જીવ કરતાં પણ વધારે વ્હાલો ગણવો.

આગે પ્રીત લગાત હે, જો નર દેકે હામ;
પીછે દૂરા દેતહે, જાકી જાત હરામ. ૯૮

પહેલાં જે પુરૂષો પ્રીતિ કરવાની હિંમત આપીને પ્રીતિ કરે-છે, અને પછી પ્રીતિ પાશમાં પડેલી સ્ત્રીથી દૂર રહી તેને વિયોગનું દુઃખ આપે છે; તેની જાત હરામ છે. અર્થાત્ તેઓ હક્ક નહિ પણ હરામથી આ દુનિયામાં પેદા થયેલા ( વર્ણસંકર ) છે.

પાઘ બદલ બાટી બદલ, બચન બદલ બેનૂર;
યારી કર ખ્વારી કરે, વાકે મુખપર ધૂર. ૯૯

જે નિસ્તેજ માણસો વિદેશમાં જઈ કિંવા દેશમાં રહીને પોતાની પાઘડી બદલાવે છે, પોતાનું ખાણું બદલાવે છે; અર્થાત્ ન ખાવાની વસ્તુ ખાય છે, આપેલું વચન બદલીને બે વચની થાય છે અને દોસ્તી કરીને પછી તેની અંદર ખરાબી કરે છે અર્થાત્ જેના પ્રથમ દોસ્ત હોય છે તેનાજ પછી દુશ્મન થઇને ઉભા રહે છે; તેના મોઢા ઉપર ધૂળ છે.

દેખ ઇશ્ક દિલ દોયકા, ઉદયરામ ચિત લાય;
મોજદ્દીન મ્હેતાબ કી, ભઈ સુ બાત બનાય.[1] ૧૦૦

બે-આશક માશુકના ઇશ્ક (પ્રેમ) સહિત દીલ જોઈ-સમજીને કવિ ઉદયરામે તે બીના મનમાં લઇને આ મોજદ્દીન મહેતાબની ખરેખરી-બનેલી વાત બનાવી છે.

અંતરતા મેં ના રહા, ભૂલચૂક કછુ હોય;
ખુદા-દીન તુમ જાન કે, માફ કરો સબ મોય. ૧૦૧

આ વાત લખવા (રચવા) માં મેં શ્રોતા-વાંચનાર જનોથી કંઈ અંત્તર-પડદો રાખીને કશું બાકી રાખ્યું નથી. અર્થાત્ કાંઇ ખામી રાખીને છુપાવ્યું નથી. એટલે એ વિષે જેટલું હું જાણતો હતો તે સર્વ મેં લખ્યું છે. તેમાં કંઈ ભૂલચૂક-ખામી રહી હોય તો તે બધી હે જગદીશ્વર, મને ગરીબ જાણીને માફ કરજો.

સંવત ગ્યારહસેં બરસ, સતાવન પર સાત;
કાર્તિક સુદ છઠકી ભઈ, મોજદ્દીન કી બાત. ૧૦૨

સંવત ૧૧૫૭+૯=૧૧૬૪ ની સાલની કાર્તિક માસની સુદિ ૬ ને દિવસે આ મોજદ્દીન મહેતાબની વાત સંપૂર્ણ થઇ છે.



---

૧ આ ૧૦૦ માં દોહરાનો એક પાઠ નીચે પ્રમાણે છે. તે ઉપરથી કવિની જાતની ઓળખાણ મળે છે.

ઉદયરામ ચારન કહે, દોય ઇશ્ક ચિતલાય;
મોજદ્દીન મ્હેતાબકી, કેતી બાત બનાય.

# લાખો ધૂરારો.



સમગ્ર કચ્છ કાઠિયાવાડના ઘણા ભાગપર અમલ ચલાવતા જાડેજા રજપૂતોનું મૂળ શ્રી કૃષ્ણમાંથી છે. શોણિતપુર (મિસર) ના પુરાણા પ્રસિદ્ધ રાજા બાણાસુરના પ્રધાન કૌભાંડની પુત્રી ચિત્રલેખા શ્રીકૃષ્ણના એક પૌત્ર સામ્બ જોડે પરણી હતી. સાંબનું સામ થયું અને સામના વંશજો તે સમા થયા. તેઓ પાછળથીજાડેજા કહેવાયા.

એ સમા રજપૂતોએ અનુક્રમે મીસર, અરબસ્તાન, અફઘાની-સ્તાન, પંજાબ અને સિંધમાં રાજ્ય કર્યું. સિંધમાંથી તેઓ કચ્છમાં આવ્યા અને તેમની એક શાખા કાઠિયાવાડમાં વિસ્તરી.

આ પ્રમાણેની હકીકત તેમના વહિવંચાના ખ્યાત ( ખ્યાતિ ) ના ચોપડામાં છે. તેમાંથી આવશ્યક સાર લઇને સ્વર્ગસ્થ દીવાન બહાદુર મણીભાઈ જશભાઇના કારભારમાં, " કચ્છ દેશનો ઇતિહાસ " રચાયો છે. પરંતુ સમા રજપૂતોના ઇતિહાસને લગતી કંઠસ્થ જન કથાઓ અહીં તહીં વેરાયલી છે.

દીવાન બહાદુર રણછોડભાઈ ઉદયરામે કચ્છના ઇતિહાસને લગતી ઘણી ઉપયોગી અને વિસ્તાર યુક્ત હકીકત એકત્ર કરેલી છે. તે પુસ્તકરૂપે પ્રગટ થઈ હોતતો તેમાંથી ઘણું જાણુવા જોગ મળી આવત ખરૂં.

પરંતુ હાલ અત્રે હું સમાઓના ઇતિહાસમાંથી એક અદ્દભૂત અને રસિક જનકથા સંક્ષેપમાં રજુ કરવા ધારૂં છું.

ઇસ્વીસનના આઠમા સૈકામાં સમાલોકો સિંધમાં આવ્યા, અને ત્યાં તેમણે એક નવીન શહેર વસાવી તેનું નામ " નગર સામઇ " ( સમાઓનું શહેર ) એવું પાડયું. એ શહેરમાં જે સમા ભૂપતિઓ થયા તેમાં જામ લાખો નામે એક મહા બળવાન અને પ્રતાપી રાજા થયો. તે શરીરે ઘણો કદાવર, દેખાવે ખુબસૂરત અને શૂરવીર પહેલ-વાન હતો. તેનો ચહેરો એવો ભવ્ય અને આંખો એવી તેજસ્વી હતી

કે તેની સામે લોકો દૃષ્ટિ સ્થિર કરી શકતા નહિ. સંસ્કૃતમાં નેત્રોની સંક્રોધ તેજસ્વિતાને ઘૂર્ણ કહે છે. તેને પ્રાકૃત ભાષામાં ઘૂરા કહે છે. તેથી આ રાજાની આંખોની ઘૂર ( સક્રોધ તેજસ્વિતા )થી લોકોએ તેને " લાખો ઘૂરારો " એવું ઉપનામ આપેલું છે. લાખો અસાધારણ કદાવર અને આજાન બાહુ-ઢીંચણથી નીચા હાથવાળો ખરેખરો શૂરવીર અને મહાન પહેલવાન હતો. કોઈ શત્રુ રણસંગ્રામમાં તેની સામે ઉભો રહેવાને હિંમત કરી શકતો ન હતો.

ઇંગ્લાંડની ગાદીપર થયેલા સિંહ છાતીના રીચર્ડની પેઠે, આ લાખાના બળ અને વીરતાની આ દેશોમાં અનેક અદ્ભૂત વાર્તાઓ કહેવાતી હતી.

લાખો અંગબળના અનેક અદ્ભૂત ખેલો કરતો અને ઘણાં નામાંકિત પહેલવાનોને તેણે મલ્લયુદ્ધમાં પરાજિત કર્યાં હતા. પણ તેની સર્વ કસરતોમાં એક ઘણી જ અદ્ભૂત હતી. લાખાનો ઘોડો પણ તેને લાયક જ હતો. તે ઘોડાપર બેસી નગરસામઇના પાદરમાંના એક મેદાનમાં ઉભેલા મોટા વડના ઝાડ નીચેથી પોતાનો ઘોડો દોડાવતો અને ઘોડો જ્યારે પૂરવેગમાં તે વડના ઝાડ નીચે આવતો ત્યારે લાખો ઘોડાની લગામ તેના પર મુકી મજબૂત વડવાઇઓને પકડી લેતો, અને એવા કદાવર ઘોડાને પોતાની સાથળ અને ઢીંચણ વચ્ચે દાબી રાખી ત્રણ હીંચકા ખાતો; ત્રીજા હીંચકાની અંતે તે વડવાઇને છોડી દઇને ઘોડાની લગામ પકડી લેતો, અને ઘોડો પ્રથમ પ્રમાણે પૂર વેગમાં દોડયો જતો.

આવી અદ્ભૂત કસરત તે જમાનામાં કરનાર લાખો એકજ હતો. અર્થાત્ આ બાબતમાં તેની બરાબરી કરી શકે તેવો પુરૂષ કોઈપણ રાજસ્થાનોમાં નહોતો. તે જ કારણથી રાજસ્થાનોમાં લાખાની અદ્ભૂત શક્તિની કીર્તિ પ્રસરેલી હતી.

જેમ સ્ત્રીઓનું અદ્ભૂત સૌન્દર્યાદિ સાંભળી પુરૂષો ફિદા થયાની વાર્તાઓ છે. તેમ પુરૂષોના બળ વીર્યાદિથી સ્ત્રીઓ વિમોહિત થાય એ સ્વાભાવિક છે. માહત્મા નિશ્ચળદાસજી જેવા તત્વવેત્તાનેપણ એ સત્ય સ્વીકારવું પડયું છે કેઃ—

### ચોપાઈ.

" જા તન રૂપ જોર ધન ભારી,
તા નરપે–નારી બલિહારી. "

એ સિદ્ધાંત પ્રમાણે લાખાપર ઘણી સ્ત્રીઓ ફિદા થતી. પણ ખરા પહેલવાનોની રીતિ પ્રમાણે લાખો એ વિષયમાં અચળ રહ્યો હતો. તે એક પત્ની વ્રત પાળનાર ખરો ક્ષત્રીય શૂરવીર નર હતો. કચ્છના પશ્ચિમ ભાગમાં રાજ કરતા વાઘમ નામે ચાવડા રાજાની બ્હેન તે પરણ્યો હતો અને તેમાંથી તેને મોડ વગેરે ચાર તેજસ્વી પુત્રો થયા હતા. તેઓ પણ સદ્દગુણી અને પિતાની આજ્ઞા પ્રમાણે વર્તનાર શૂરવીરો હતા.

લાખાની જીંદગી દરેક રીતે સુખમય હતી, તેનું રાજ્ય નિષ્કંટક હતું અને તેની કીર્તિ પણ નિષ્કલંક હતી. લાખા વિષે લોકો કહેતા કેઃ–

" લાખા બેઆ લખ્ખ,
પણ ધૂરારો ગુણ હિકડે;
ઘોડા પંધે પખ્ખ,
સંમેજો સિરધાર ઈ. "

અર્થઃ—જગતમાં બીજા ભલે લાખો લાખાઓ હોય. પણ આ ધૂરારો પોતાના એક ગુણથી પણ મહાન છે. જે પથમાં ઘોડાને પાંખ લાવીને અદ્ધર ઉડાવે છે તે તો, સમાઓનો સરદાર એ જ માત્ર એક છે. અર્થાત્ તેની બરાબરી કરે તેવો બીજો કોઈ પણ વીર રાજા જગતમાં નથી.

આ પ્રકારની અદ્દભૂત કીર્તિ લાખાને માટે દરેક રાજસ્થાનોમાં ઘણા સમયથી ફેલાયલી હતી. પરંતુ કવિઓ કહે છે કેઃ

" વિધિ બહુ અદેખો છે, તે કોઇની વિશેષ કીર્તિ સહન કરી શકતો નથી. " અથવા :

### દોહા.

" જો પાવત અતિ ઉચ્ચ પદ,
તાકો પતન નિદાન;
તપી તપી મધ્યાનલો,
અસ્ત હોત હૈ ભાન. " ( વૃંદ )

મધ્યાનમાં તપતા સૂર્ય ને પણ અસ્તકાળ છે. જગતની કોઇ વસ્તુ એક જ સ્થીતિમાં રહેતી નથી. એ જ ન્યાયે લાખાએ ત્રણ વીશીઓ પસાર કરી ચોથીમાં પ્રવેશ કર્યો ત્યારે તેના શરીરની શક્તિ ક્ષીણ થવા લાગી. અને વૈદ્યો જેને કાબુમાં લઈ ન શકયા એવા અસાધ્ય વ્યાધિએ તેના શરીરમાં પ્રવેશ કર્યો. જેથી લાખાનું શરીર દિન પ્રતિદિન ઘસાવા લાગ્યું. છેવટ તે બિછાનાવશ થયો અને અઝલના ફિરસ્તાની રાહ જોવા લાગ્યો.

× × × ×

સૂરજસિંહ નામના ગોહિલ રાજાની ચંદ્રકુંવર નામે પુત્રીના અદ્દભૂત સૌન્દર્ય અને કદાવર બાંધાની રાજસ્થાનોમાં ઘણી તારીફ થતી હતી. તેથી ઘણા રાજકુમારો તેને પોતાની પત્ની કરવાને ઇચ્છતા હતા. પરંતુ તે કુંવરી પોતાને બધી રીતે લાયક–મનપસંદ પતિ ન મળે ત્યાં સુધી પરણવાની ના પાડતી હતી. કુંવરીની લગભગ વીશ વર્ષની ઉમર થતાં તેના પિતાનો દેહાંત થયો. તેથી ગાદી કુંવર રણમલ્લને મળી. રણમલ્લની સ્ત્રી રાઠોડકુળની હતી તેણે પોતાના ભાઇનું ચંદ્રકુંવર વેરે માગું કર્યું. પરંતુ તેણે તે માન્ય કર્યું નહિ.

એક દિવસ રણમલ્લે પોતાની બ્હેનની હાજરીમાં રાણીને પૂછ્યું કે, “ચંદ્રિબા તમારા ભાઈ ને વરવાનું સ્વીકારે છે.” ત્યારે તે રાઠોડ કુંવરીએ મ્હેણું માર્યું કે: “ચંદ્રિબા તો લાખાધૂરારાને પરણશે, મારા ભાઇ જેવા સાધારણ રજપૂતને તે પરણે ?”

આ મ્હેણું ચંદ્રકુંવરના અંતઃકરણને વીંધીને આરપાર નીકળી ગયું. તેણે કહ્યું: “ભાભી! તમે ભલું કહ્યું! મારે હવે લાખાધૂરારાને જ પરણવું. તે સિવાયના પુરૂષો મારા માટે ભાઇ–બાપ છે.”

આ બ્હેન અને ભૈરીની તકરાર અને પ્રતિજ્ઞા સાંભળીને રણમલ્લ તો દિગ્મૂઢ જ થઇ ગયો. તે જાણતો હતો કે લાખો તો હવે તદન વૃદ્ધ અને અશક્ત થયો છે. તેનો પાટવી કુંવર મોડજી પણ ૩૦–૩૫ વર્ષનો છે. તો મારી બેન તે ૭૦ વર્ષના ડોસાને પરણીને નાહક જીંદગી બરબાદ કરશે. તેથી તેણે બ્હેનને આ બધી હકીકત સમજાવી: પણ સ્ત્રી હઠ પાસે તેનું કાંઇ ચાલ્યું નહિ. તેણે નાળીએર ચિત્રિ લાખાના દરબારમાં મોકલવા જણાવ્યું. પણ કુંવરી ચંદ્રિબાએ

કહ્યું કે: "લાખો મરી ગયો હશે તો હું તેના નામ પાછળ કુંવારે સતી થઇશ. અને જીવતો હશે તો તેને પરણીશ. તું માત્ર મને નગરસામઇ જવાનો રિસાલો તૈયાર કરી આપ." કુંવરીએ ભાઇને કહ્યુંકે :—

"લાખે ધારાં લખ્ખ,
જુંણે બ્યા જુવાણુ તય;
મુંકે મિડે કખ્ખ,
ધરારે સેં ગડબિયાસ."

અર્થ:—લાખા વિના બીજા લાખ જુવાન અને ખુબસૂરત ઉમેદવારો મળે તોપણ મારા માટે તે તૃણ સમાન–તુચ્છ છે. હું તો તે લાખા–ધૂરારાને જ ભેટીશ.

બ્હેનને પોતાની પ્રતિજ્ઞામાં અતિદ્રઢ જોઇને છેવટે રણમલ્લે એક મંત્રી, એક રજપૂત ભાયાત અને પચાશ માણસોના રિસાલાથી તેને નગરસામઇ તરફ રવાને કરી.

કેટલેક દિવસે મજલ કરતાં કરતાં આ સંઘ નગરસામઇને પાદરે પહોંચ્યો. ત્યાંથી રજપૂત રીતિ પ્રમાણે વધામણી મુકી: "ગોહિલ કુમારી ચંદ્રકુંવર તમને પરણવા આવી છે." એમ લાખાને કહેવરાવવામાં આવ્યું.

મૃત્યુના બિછાનામાં પડેલો લાખો, આ સાંભળી હેરત પામ્યો. તે વખતે પાટવી કુંવર મોડ જે એક ખુબસૂરત જુવાન હતો, તે લાખાની શય્યા પાસે હાજર હતો. લાખાએ તેને સમજણ આપી કે, આ કોઈ અજ્ઞાન કુમારિકા મારી કીર્તિ સાંભળીને પરણવા આવી છે. તેને તું મારી સ્થીતિથી વાકેફ કર અને તું તેની સાથે લગ્ન કર. કેમકે સમાઓની કીર્તિ સાંભળી વરવા આવેલી રજપૂત કન્યા પાછી તો ન જ જવી જોઈએ.

મોડ પિતાની આજ્ઞા માથે ચડાવીને સામૈયું લઇ વરરાજાના પોશાકમાં કુંવરીને મળવા ગયો. ચતુરી ગોહિલ કુમારીને આ બાતમી પ્રથમથી જ પહોંચી ગઇ હતી. તેથી તેણે ખુલ્લા મુખથી મોડ સમીપ જઇ તેનાં ઓવારણાં લીધાં ને કહ્યું કે:—

"કીરત સંધા કોટઃ
લાખે લખું અડેઆઃ
ઉજ અસાંજો ગોટઃ
મોડ ગભરૂ ગડેઆ."

અર્થઃ—જે લાખાએ કીર્તિના લાખો કિલ્લાઓ ચણ્યાછે તે જ અમારો વરરાજા છે. બાકી, મોડ ! તું તો મને મારા એક બાળક-પુત્રની પેઠે જ મળવા આવ્યો છે, કિંવા મળ્યો છે.

પરણવાને ઉમેદવાર બની આવેલ મોડને આ સજ્જડ તમાચો હતો. તેથી તેતો અવાચક જ બની ગયો. મોડને ગભરાયલો જોઇ ગોહિલ કુંવરી એ કહ્યું કે, "પુત્ર મોડજી ! તમારે મુંઝાવાનું કશું કારણ નથી. મારી પ્રતિજ્ઞા હિમાલયના જેવી અચળ છે. હવે સમાઓનો શાહ જામધૂરારો કયાં છે ? તેની સમીપ મને માત્ર લઇ ચાલો. મારા કર્તવ્યને હું બરાબર સમજી શકું છું. તમારે નિશ્ચિત રહેવું."

હવે મોડને જરા હિંમત આવી તે બોલ્યોઃ "માતા, એક તરફ મૃત્યુ શય્યાપર પોઢેલા પિતાની આજ્ઞા અને બીજી તરફ આપની અચળ પ્રતિજ્ઞા. તેણે જ મને કર્તવ્ય વિમૂઢ બનાવ્યો છે. હું વિચાર શૂન્ય બન્યો છું. ચાલો હું આપને મારા પિતાની હઝુરમાં લઇ ચાલું ત્યાં સ્વતઃ નિર્ણય થશે."

રાજકુમારી પોતાના બે મંત્રીઓ અને કુમાર મોડ સાથે લાખાની શય્યા સમીપ આવી.

રોગગ્રસ્ત લાખો મુશ્કેલીથી શય્યામાં બેઠો થયો અને પોતાની સ્થિતિ તેણે ગોહિલ કુંવરીને સમજાવી.

કુંવરીએ બધી હકીકત અને લાખાનો મોડને પરણાવવાનો અભિપ્રાય સાંભળી લઇને કહ્યું કેઃ—

"ભાભી ભલો મિંયણું,
કુડ ભલેરી કાણુ;
ગોહલ ગડી ગિનંધી,
સે લાખે સંધી લાણુ."

અર્થઃ—મારી ભાભીએ મને ભલું મ્હેણું માર્યુંઃ કે જેથી આપણા કુળની આ સારી-વખાણવા લાયક કહાણી લોકોમાં રહેશે. પણ મને-

ગોહિલને દૃઢ વિશ્વાસ છે, કે હું તુંજ લાખાને ભેટીને તારી પત્ની તરીકેનો લ્હાવો લઇશ જ.

આ વાતચિતને અંતે જ્યારે લાખાનાં ગોહિલ કુમારી સાથે લગ્ન થવાની વાત નિશ્ચિત થઇ ત્યારે તે મહાન ધૈર્યવાન દીર્ઘદર્શી કુંવરીએ મોડ પાસેથી એક વચન માગ્યું:

" બોલો, લાખાના સપૂત મોડજી ? "તમારી નવી થનારી માતા એક વચન માગે છે તે તમે આપશો ?"

કુંવરીના અદ્‌ભૂત સૌંદર્ય, અડગ ધૈર્ય અને ઉગ્ર પ્રભાવથી અંજાયલા મોડે કહ્યું: " માતા ! આપ મારૂં આ માથું માગશો તો તે પણ આપવા હું તૈયાર છું."

ગોહિલ: " મને આ તમારા પિતાથી જો પુત્ર ઉત્પન્ન થાય તો ગાદી તેને મળે: અને તમારો ગાદીનો હક્ક રદ થાય."

મોડે નમ્રતાથી કહ્યું: " માતા ! હું તમારા પુત્રનો સેવક થઇને વર્તીશ મારે તે વાત કબૂલ છે." આ વચન જો કે મોડે સદ્‌ભાવથી આપ્યું હતું. તો પણ લાખાને હવે પુત્ર થાય એ વાત તેને અસંભવિત લાગી હતી.

આ વાતચિત થયા પછી તરત જ રાજપુરોહિતને બોલાવવામાં આવ્યો. તેણે વેદવિધિથી સમારાજવૃદ્ધ ધૂરારાનાં, ગોહિલ કુમારીથી લગ્ન કર્યાં. ત્યારબાદ કુંવરીએ પોતાના તરફના બે ચાર માણસોને નગરસામઇ રાખી બાકીનાઓને સ્વદેશ મોકલ્યા. વિવિધ સ્થાનોએથી, નામાંકિત વૈદ્યોને બોલાવી ગોહિલ રાણીએ લાખાના દર્દની પરીક્ષા કરાવી, તો કસરતના ધક્કાને લીધે તેને ઉધરસ અને દમ હતો. તેથી એક યુનાની હકીમે અરબસ્તાનના પહાડોમાં થતો પત્થરનો રસ ( જેને લોકો " મમૈ " કહે છે ) તે ઘીની સાથે ખવરાવવાથી લાખાનું દર્દ નિર્મૂળ થયું. ત્યાર પછી ગોહિલ કુંવરીએ લાખાના શરીરમાં પૂર્વના જેવી તાકાત લાવવા માટે ઉત્તમ ઓલાદની સાત ભેંસો બાંધી. અને અનુક્રમે એકનું દૂધ બીજીને પાઇ છેલ્લી ભેંસના દૂધને ઉકાળી તેમાં વિવિધ મશાલા નાખી તે ઉકાળેલ દૂધ લાખાને પાતી. એમ કરતાં કરતાં કેટલેક મહિને લાખો પૂર્વવત્ આરોગ્ય અને શક્તિને પામ્યો.

આ સમયે ગોહિલ રાણી તેને-લાખા-ને એકાંતમાં મળવાનું રાખતી નહિ. લાખાએ જ્યારે તેને મળવાની પ્રબળ ઇચ્છા દર્શાવી ત્યારે તેણે કહેવરાવ્યું કેઃ "જ્યારે આપ પહેલાંની પેઠે નગરસામઇના વડની હેઠે ઘોડાને ઢીંચણ વચ્ચે દબાવીને હીંચકા ખાશો ત્યારે જ હું તમારા સમાગમમાં આવીશ. ત્યાર પહેલાં નહિ જ.

ત્યારબાદ ફરી લાખે ઘોડા સહિત વડવાઇમાં હીંચકા ખાવાની કસરત કરવા માંડી. જ્યારે તે બરાબર તૈયાર થયો ત્યારે રાણીએ રાજના તમામ અમીરો, ભાયાતો અને રૈયતના આગેવાન સદ્‌ગૃહસ્થોને આમંત્રણ કરી બોલાવ્યા અને તેમને ઉત્તમ પ્રકારનાં ખાનપાનથી સન્માની લાખાની ઘોડા સહિત વડવાઇમાં હીંચવાની કસરત બતાવી. સૌએ લાખાને તેમ જ રાણીને અભિનંદન આપ્યું. પુનઃ એ લાખાના ભાગ્યના સૂર્ય સાથે ગોહિલ રાણીના પ્રતાપનો ઉદય થયો. દુશ્મનો દૂર સંતાવા લાગ્યા. ભાટોનું કથન છે કેઃ—

"નગરસામઈ જે નાંકે,
સે ઘૂરારો ધ્યો ગજે;
જિત સીંઅ ડીં સેલા,
તિત સેલ્યું કિત લજે. ?"

**અર્થ:**—નગરસામઇના દરવાજાપર-બહાર લાખોઘૂરારો પોતાના અસીમબળની ગર્જનાઓ કરે છે. જ્યાં કેસરીસિંહો છલંગો મારતા હોય ત્યાં બકરાંઓનાં બચ્ચાં શોધ્યાં પણ ક્યાંથી જડે ?

લાખાઘૂરારા જેવા મહાન પ્રરાક્રમી પહેલવાનથી ગોહિલ રાણીને, પેટે ઉન્નડ, જેહો, ફુલ અને મનાઇ નામના ચાર પરાક્રમી પુત્રો થયા. લાખો છેક ૯૭ વર્ષની વયે દેવલોક પામ્યો. લાખાની હયાતીમાં જ રાજકારભારમાં સર્વ પ્રકારે મહાવિચક્ષણ ગોહિલ રાણીનું ચલણ હતું. કેમકે તે મહાન કાર્યદક્ષ ક્ષત્રીય પુત્રી હતી. રાણીએ મોડને હાથે જ પોતાના જ્યેષ્ઠ પુત્ર ઉન્નડને સિંહાસનારૂઢ કરાવ્યો.

મોડ બહારથી માતાનો આજ્ઞાંકિત થઇ રહ્યો હતોઃ પરંતુ અરે, અધમ રાજ્યલોભ ! તેં જગતમાં શા શા અનર્થ નથી કરાવ્યાં ? વખત વિતતાં ગોહિલબાના સૌથી નાના કુંવર મનાઇને હાથે મોડે

જામ ઉન્નડનું ખૂન કરાવ્યું. પરંતુ ગોહિલ માતાના પ્રકોપથી ડરી મોડ અને મનાઇ કચ્છમાં નાશી આવ્યા. ત્યાં તેમને આશરો આપનાર મામા વાઘમ ચામડાનું ખૂન કરી તેનું પાટગઢનું રાજ કબજે કર્યું.

ત્યાર પછી એવાં જ બીજાં અધમ કાર્યોથી લગભગ આખા કચ્છનું રાજ્ય લીધું.

ઉદ્ધત મનાઇને કચ્છનો કેટલોક પશ્ચિમ ભાગ ગરાસમાં આપી મોડ કચ્છનો સ્વતંત્ર રાજા થયો. તેના પછી સાડ, ફૂલ લાખો અને તેનો ભત્રીજો પુંઅરો એમ ચાર પુરૂષોએ કેટલાક પ્રમાણમાં કચ્છનું રાજ્ય કર્યું. લાખાને આટકોટ પાસે ગુજરાતના મહારાજા મૂળરાજ સોલંકીએ અને પુંઅરાને એક કક્કડના ઉપનામથી ઓળખાતા રૂમી (શિરિયન) ગૌરાંગે મારી નાંખવાથી મોડના વંશનો અંત આવ્યો.

મનાઇના વંશજો અર્ધ મુસલમાન જેવી સ્થિતિમાં થોડા ગામોનો ગરાસ હાલ ખાય છે.

નગરસામઇમાં જામ ઉન્નડનું ખૂન થવા બાદ ગોહિલ રાણીએ ઉન્નડના બાળપુત્રને ગાદીએ બેસાડયો.

તેના વંશમાંના જામ લાખા જાડાણીએ પુનઃ કચ્છમાં લાખીઆર વીઅરામાં આવી ગાદી સ્થાપી. તેના વંશમાં હાલના સમગ્ર જાડેજા ક્ષત્રીઓ છે.



# જીવન કાવ્ય કુંજ.



### તેમની હસ્તલિખિત પ્રતમાંથી

## શૃંગારરસોદધિ.

### મંગલાચરણ-મંદાક્રાંતાવૃત્ત.

વ્યાપી શક્તિ સકળ સ્થળમાં પ્રાણીના પ્રાણ માંએ,
ઉત્પત્તિ આ મનુષ્ય સહુની કીધી બ્રહ્માંડ માંએ;
આકારેથી રહિત પણ જે શ્રેષ્ઠ સાકાર સ્થાપે,
એવા પ્રેમી સમર પ્રભુ જે સર્વ આનંદ આપે. ૧

### રસ સ્તુતિ ત્રિભંગી.

આદિ જગ કેરૂં અતિ અનેરૂં દ્રગથી હેરૂં બીજ ખરૂં,
ઉત્પતિ કારણ દુઃખ વિદારણ ભવનું તારણ એજ નરૂં;
ખગ મૃગમાં દેખું મુનિમાં પેખું કયાં ન ઉવેખું જોઇ કરૂં,
રસની બલિહારી મનમાં સારી ખૂબ વિચારી દીલ ધરૂં. ૨

### દોહરા.

રસ જગનું જીવન ખરૂં, બીજ વિશ્વનું એજ;
રસ વિણ કો વસ્તુ નથી, સઘળા વિશ્વ વિષેજ.
નવ રસ થકી વૃથા દિસે, આ મોહિની મંડાણ,
રસ વિણ કો પ્રાણી નથી, પૃથ્વી તળ પરમાણ. ૩

### નવ રસ.

પ્રથમ શૃંગાર[૧] સુહાસ્ય[૨] વળી, કરૂણા[૩] રૂદ્ર[૪] સુજાણ;
વીર[૫] ભય[૬]ને બીભત્સ[૭] છે, અદ્દભુત[૮] શાંત[૯] વખાણ. ૪
નવ રસમાં શૃંગાર રસ, સૌથી સરસ ગણાય;
તેમાં સરસી નાયકા, કહે રસિક રસ ન્યાય. ૫

### નાયકા શબ્દની વ્યાખ્યા.

નિરખી થાય રસ સ્મૃતિ, ચિત્ત ક્ષોભ વળી થાય,
તેને કહે છે નાયકા, જે રસજ્ઞ કવિ રાય. ૬

### ઉદાહરણ–સવૈયો.

કેસરનો રંગ ફીકો જણાય છે, એવી શરીર તણી ઝલકાઈ,
ચંચળ આંખ વિલોલ છતાં પણ કાંઈક આળસ માંહી ભરાઇ;
વાણી મધુર મનોહર મંદ ગયંદ મરાલ ગતિ દરસાઈ,
જોઇએ જેમ નિહાળી નિહાળી જણાય છે તેમ અતિ સરસાઇ. ૭

### નાયકા ભેદ.

ત્રણ પ્રકારની નાયકા, રસ ગ્રંથે કહી સાર;
સ્વકિયા પરકીયા વળી, સામાન્યા ઉરધાર. ૮
પરણી તે સ્વકિયા કહો, પરકીયા પરનાર;
તે સામાન્યા સમજીએ, જેને ધનથી પ્યાર. ૯

## સ્વકીયા લક્ષણ.

### ભુજંગી.

પતિ સેવમાં જે અતિ હેત આણે,
સતી શીળવંતી પતિને પ્રમાણે;
મૃદુ ભાષિણી લાજવંતી લખાણી,
મળે કો મહા ભાગ્યને એ વખાણી. ૧૦

### ઉદાહરણ–સવૈયો.

જોવું છે આંખની ખૂણ લગી, હસવું પણ હોઠ વિષેજ રહે છે;
બોલવું કંઠ વિષેજ સમે વળી, ચાલતાં ભૂમિએ ભાર ન દે છે;
ક્રોધ વિરોધ નહિ સપને પણ, થાય તો અંતરમાંહી લહે છે,
લાજ તણી શિરતાજ સતી, પતિ તેહ તણો મહા ભાગ્ય ખરે છે.૧૧

### દોહા–ઉલ્લેખાલંકાર.

સમજે શોકય અનીતિ છે, હું જાણું સખી નીતિ;
ગુરૂજન જાણે લાજ છે, પ્રીતમ જાણે પ્રીતિ. ૧૨
તે સ્વકિયા ત્રણ જાતની, પહેલી મુગ્ધા નાર,
મધ્યા વળી પ્રૌઢા કહું, રસ ગ્રંથો ઉર ધારિ. ૧૩

### મુગ્ધા લક્ષણ.

જોતાં જેને થાય છે, ચિતમાં અતિ રતિ ભાવ;
તેને કહે છે નાયકા, જે પ્રવીણ કવિરાય. ૧૪
કાંઇક જોબનની ઝલક, ઝલકે જેહ શરીર;
તેને મુગ્ધા નાયકા, કહે મહા મતિધીર. ૧૫

### ઉદાહરણ-સવૈયો.

જો અલી આ નવલી તનમાં ભલી જોબન જોત ખરેખર જાગી;
ચર્ણ વિષે થિરતાઇ થઇ વળી ચંચળતાઇ ગઇ બહુ આઘી;
વાણી રસીલી બની રસથી શું ઝબોળી શકે એ સુધારસ રાગી;
આંખથી સીધું નિહાળતી જે અવ તેથી જ વાંકું નિહાળવા લાગી. ૧૬

### પુનઃ-દોહા.

નવીન સુ જોબન જોતિથી, ઝલકે સરસ વિલાસ,
(જેમ જેમ) પ્યારી તન પાણી વધે, (તેમ તેમ) પ્રિય દ્રગ પીવા આશ. ૧૭

### મુગ્ધાના બે પ્રકાર-દોહરા.

મુગ્ધાના બે ભેદ તે, વરણવું હું સવિવેક;
કહિયે એક અજ્ઞાત વળી, જ્ઞાત યૌવના એક. ૧૮

### અજ્ઞાત યૌવના લક્ષણ.

#### વસંતતિલકાવૃત્ત.

પોતા તણા તન વિષે નવયૌવનાજે,
જાણે ન આગમન યૌવન કેરૂં ગાજે;
તે તો લહોજ અણજ્ઞાત સુ યૌવનાએ,
ભાખ્યું ભલા સુમતિશાળી કવિવરોએ, ૧૯

### ઉદાહરણ-સવૈયો.

આજ ગઇતી સખી રમવા દિન, પાછલો પહોર હતો તવ ત્યાંઇ;
આંધળો પાટે રમ્યા સહુ સંગ એવે, એક રંગ બન્યો તહાં બાઇ;
એક જગોએ છુપાયો હતા તહીં, અંગ લગાડી છુપાયો કનાઇ,
કંપી રહી બહુ સ્વેદ થયો સહી, આંખમાં આંસુ તો આવ્યાં ભરાઇ. ૨૦

### વળી-દોહરો.

દોડી બતાવી છાતિને, કહે શું નિશાની માત;
પુંગી મટી લીંબુ બની, કર ઉપાય વિખ્યાત. ૨૧

## જ્ઞાત યૌવના.

### દોહરો.

આવ્યું જોબન તન વિષે, જે સમજે મન નાર;
જ્ઞાત યૌવના તેહને, કહે રસિક સરદાર. ૨૨

### ઉદાહરણ સવૈયા.

દેખી ઉરોજ નિતંબ ઉતંગ, સહેલી બધી મનમાં હરખાણી,
"સુંદરી આવીને કંથ ખપે અલી," એમ પરસ્પર વાત વખાણી;
તેહ વખાણ સુણી મનમાં અતિ સુંદરી તે સમજી શરમાણી,
દ્રષ્ટ ચુકાવી સખીની તદા નિજ, છાતી નિહાળીને હર્ષે ભરાણી.૨૩

### વળી–દોહરો.

અહિં તહિં ધરી સંકોચ ચિત, ચાલે ઝુલાવતી બાંય,
નજર બચાવી સખી તણી, જોતી તે નિજ છાંય. ૨૪

### નવોઢા–વર્ણન.

બાળાપણમાં પરણીને, કહે નવોઢા નારિ,
લાજ બીકથી રતિકથા, સુણી ન લાગે પ્યારિ. ૨૫
લાજ કરે શોભે બહુ, કો કરી શકે વખાણ,
અલંકારથી પ્યાર અતિ, રસ રીતિથી અજાણ. ૨૬

### ઉદાહરણ–કવિત.

મરોડે છે મુખ દ્રગ જોડે ન જરૂર જરા,
રસતણી વાત નહિ સુણે મન ભોરી છે;
પલંગે તો પગ કદી ધારે નહિ પ્રીતથકી,
પ્રીતના પિછાણે એવી દિલની કઠોરી છે;
હાથથી છોડાવે હાથ, છળથી નાસે છે બાર;
હાથે ઢાંકે સ્તન, મારૂં ચિત્ત લીધું ચોરી છે;
કરૂં છું ઉપાય બહુ વૃથા તો થયા છે સહુ,
ચપળા ચમક એ તો ચંચળ ચકોરી છે. ૨૭

### વળી–સવૈયા.

રૂપ રતિની બની છબી જેવી શુ, એવી બિરાજી રહી અલબેલી,
પેરી ભલાં પટકુળ મનોહર, ભૂષણ અંગ સજીજ બનેલી;

અંગનો રંગ શુ ચંપક ફૂલકે, ફૂલી ખરેખર કંચન વેલી,
દૂર થકી જ ક્ષણે ક્ષણ તે પતિ, મુખ જુએ છુપીને જ નવેલી.૨૮

## નવોઢાનો સુરતાંત.

### સવૈયા.

રાત વિવાહની પ્રાત સમે જવ સુંદરી બેઠી છે મોઢું છુપાવી,
શીશ નમાવી સુગાલ લગાડીને, છાતી તો હાથ થકીજ દબાવી;
આવી નિહાળવા એવે સખી, તવ ઘુંઘટ ખેંચતાં હાંસીજ આવી,
પૂછેછે પ્રીતની રીત ગ્રહી કર, હાસ્ય કરે છે, સખી મન ભાવી.૨૯

## વિશ્રબ્ધ નવોઢા.

### દોહા.

પ્રિયમાં કંઇ પરતીત જે, ધરે નવોઢા નારિ,
છે વિશ્રબ્ધ નવોઢા તે, કોવિદ કહે વિચારિ. ૩૦

### ઉદાહરણ.

રાત સમે રતિ કેલિ રમી દિવસે પ્રિય ઘેર બપોરનો આવ્યો;
પાણી દોઓ કહી બાહરથી ઘર અંદર આવી ઉભો મન ભાવ્યો;
મૂકી જેઠાણીએ લેવા નવેલીને, લાલે હળુ રહી શબ્દ સુણાવ્યો;
સાંભળ્યું કાંઇ ન હોય શકે એમ, પાણી મુકી હસ્ત ચર્ણ ચલાવ્યો.૩૧

### વળી-દોહરો.

પ્રીત સહિત તવ શયનમાં, તો આવું ગોપાળ;
દયા કરી વાતો કહો, દુઃખ ન દેશો લાલ. ૩૨

## મધ્યા નાયકા-લક્ષણ.

### દોહરા.

જેના તનમાં હોય છે, લાજ કામ સમ રીત;
તેને મધ્યા નાયકા, કહે કોવિદ ધરી પ્રીત. ૩૩

### ઉદાહરણ-સવૈયા.

ચિત્ર વિષે નિજ પ્રીતમનું મુખ જોતી હતી અતિ પ્રીતથી પ્યારી;
એવે અચાનક આવી પ્રિયેજવ હાથ ગ્રહ્યો રસ રીત વિચારી;
ગાલમાં હાસ્ય મુખે શ્રમ બિંદુ, સુઝાલ મોતિની જોતિ અપારી;
કંઠમાં મેન કઠોર ઠર્યો તવ, આંખમાં લાજે છવાઇ છે નારી;૩૪

### વળી-દોહો.

" સખિ ખોલું જો આંખ તો, અધિકી શરમ જણાય;
મીંચુ આંખતો પ્રિયની, મૂરતિ નત્ર દેખાય. " ૩૫

### પ્રૌઢાના લક્ષણ.

પતિ રતિમાં પ્રીતિ અતિ, રસ રીતિએ સુજાણ,
તેને પ્રૌઢા નાયકા, કહે કવિત રસ જાણ. ૩૬

### ઉદાહરણ-સવૈયો.

પ્રીતમ સંગ રમી રસ કેલી, અનંગ તરંગ અનંગ પસારી;
જામનીના જુગ જામ લગી, પતિથી રતિ રંગ કર્યાં સુખકારી;
પ્રાત સમે તમ જાય છે જાણી, થયું દુ:ખ સુંદરીને ચિત્ત ભારી;
પ્રીતમના મુખ ચંદ ભણી નિજ, નેન ચકોર નિહાળીને હારી. ૩૭

### વળી-દોહરો.

કરી આલિંગન પ્રિયને, દેતી ઉરોજ ઉતંગ;
એક ઘડી સમજાવતાં, લાગી રહી પતિ અંગ. ૩૮

## ધીરા વગેરે ભેદ

### ગીતિ.

ગુપ્ત કોપ ધીરાનો, પ્રગટ અધીરા કોપ કરે ત્યારે;
ધીર અધીરા જાણો, કોપ ગુપ્ત વળી પ્રગટ ધરે જ્યારે. ૩૯

### દોહરા.

મધ્યા પ્રૌઢા નાયકા, માન કરે પતિ સંગ;
તેના ત્રણ ભેદો વળી, કહે રસિક રસ રંગ. ૪૦

### ધીરા લક્ષણ.

મિસ મશ્કરી કાંઈક કરી, કોપ જણાવે નાર;
તેને ધીરા નાયકા, કહે રસિક સરદાર. ૪૧

### મધ્યા ધીરા નાયકા.

વાક્ય ચાતુરિથી સદા, પતિથી બતાવે રીસ;
મધ્યા ધીરા નાયકા, તેને કહે કવીશ. ૪૨

## સવૈયા.

પ્રીતિ તણી જ પ્રતીતિ થવા પ્રભુ પ્રાત પધારિયાઁ માહરે મંદિર;
રૂપ અનૂપ સુશોભિત કેવું છે, રૂઠી મળે વનિતા તેહ ઉપર;
વીંટીઁ નવીન અઁ સુંદર પેરિ, તેં કોણ હતો ઘડનાર ધનંત્તર;
ઉત્તર તો હસિ દીધ પ્રિયે " સમ તાહેરા તું સમજી ભ્રમ અંદર; " ૪૩

## વળી કવિત.

તમોને શું કહું પ્યારા ! કામમાં રોકાયા હશો,
તમારો ન દોષ એતો માહેરાં જ ભાગ્ય છે;
પ્રભાતમાં ઉઠી આજ આવ્યા મારે દ્વાર આપ,
બનાવીને બાંધી શિર શોભિત આ પાગ છે;
મારા જ વિયોગ થકી જાગ્યા છો બધી એ નિશા,
આળસે ભરાય મારૂં પરમ સૌભાગ્ય છે;
મન કેરી વાત જ્યારે જાણી પ્રાણ પ્યારે ત્યારે,
પ્યારિ તણા નેત્ર માંહી દીઠો અનરાગ છે. ૪૪

## વળી દોહા.

હજુ નથી ઉડાવતા, વ્યથા ન થાયે નાથ;
સ્થળે સ્થળે આલિંગનના, હોઠે સરસ એંધાણ. ૪૫

## મધ્યા અધીરા.

બોલે વચન કઠોર બહુ, શકે ન ક્રોધ છુપાવિ;
મધ્ય અધીરા નાયકા, કોવિદ કહે બનાવિ. ૪૬

## ઉદાહરણ-સવૈયા.

" કોઇ નથી તમને કહેનાર રહો છોઁ જહીં નિજ મનમાં આવે;
શું કરવા સમ ખાઓ હજાર તમારો કહો કોણ વાંક બતાવે;
સૂવો દિયો ન દિયો અમને દુઃખ, એમ કહી રસવાદ ધરાવે;
માન કર્યું એમ જાણ્યું પ્રિયે તવ, માનુનિ જાણીને માન મનાવે. ૪૭

## વળી દોહા.

ઉર કુંકું કુચ આકૃતિ, કર કંકણ આકાર;
યાં ) વેચાયા ત્યાં જાઓ પ્રિય, જ્યાં મન ગમતી નાર. ૪૮

## મધ્યાધીરા નાયકા.

કંઇક ગુપ્ત કંઈ પ્રગટ વળી, રોષ જણાવે રોષ,
મધ્યા ધીર અધિર તે, કહે રસજ્ઞ સૌ કોષ. ૪૯

### ઉ. કવિત.

આભૂષણો તજી આજ કીધો અંગરાગ ત્યાં તો,
આમ જ શું બેઠી અંગ કરી અરસીક છે;
રીસ થકી નથી બોલતી તું મીઠાં વેણ આજ,
જે સાંભળવાથી થાય આનંદ અધિક છે;
દુઃખ કંઇ નથી કહેતી ઉચા ઉશ્વાસ લેતી,
આંસુથી ભરેલી આંખ વેતી જાણે નીક છે;
કહો પ્યારા કશું દુઃખ હોય મને કદીએ શું,
જેને મન ભાવ્યા–પતિ આપ શારસીક છે. ૫૦

### દોહરો.

તમથી કરીએ માન કયમ, બહુ પ્રિયા સુખ દેણ;
વદતાં એમ વનિતા તણે, નીર ભરાયાં નેણ. ૫૧

## પ્રૌઢા ધીરા નાયકા.

### દોહા.

પ્રગટ કોપ પ્રિયથીં ન કરે, ધરે ઉદાસી અંગ;
પ્રૌઢા ધીરા નાયકા, કહે કવિત રસ—રંગ. ૫૨

### કવિત.

આપ્યું સનમાન આવતાં જ સામી ગઈ અને,
બોલી શબ્દ મીઠાં સ્નેહ સરસ સમાવ્યો છે;
બેસાડી પલંગ પર પોતે તો ઉસીસે બેઠી,
(ત્યારે) આલિંગન લેવા પ્રિયે આનંદ બતાવ્યો છે;
સાંભળી કુટિલ કીધી ભ્રકુટી કુટિલ નેંન,
કંઈ બાનુ કાઢી ક્રોધ સખીએ જણાવ્યો છે;
સખી જરા હસી ત્યારે સમજ્યો સે શાણો પ્રિય,
સખી નવ ઉઠી, ક્રોધ મારા પરે આવ્યો છે. ૫૩

### વળી દોહરો.

અદઢાલિંગનથી મલી, શબ્દ ઉચ્ચાર ન કીધ;
માનનિ માન જણાવીને, કીધો પતિ ખરીદ. ૫૪

### પ્રૌઢા-અધીરા.

પતિ અપરાધિ નિહાલીને, ક્રોધાતુર બહુ થાય;
કઠિણ શબ્દ-ઠપકો દીએ, પ્રૌઢ અધીર કહેવાય. ૫૫

### ઉ. સવૈયા.

" પાસ બિરાજો " પતિ કહેતો કહે
" બેસ સે જેહને ફંદ ફસ્યા છો; "
" વાત તો સાંભળ " સાંભળશે પતિ
" જેહનો છાતીએ લાગો વસ્યા છો; "
" હાસ્ય કરો હસો ને મુજથી, "
" હસશે પ્રભુ જેનો હસાવ્યો હસ્યા છો; "
" છે રિજ વારી તું " છે રિજ વારી તે
" જેહની રીઝને રંગ ફસ્યા છો. " ૫૬

### પુનઃ

આળસથી ભરપૂર મહારસ, પામો કંઇકથો આવ્યા હરિ છો;
વાત કરો છો મુખેથો વિચિક્ષણ, રંગીત કાળજ રંગ વશી છો;
સોગન ખાઓ અસંખ્ય તથાપિ, લાજ કદિ મનમાં નવ ઇચ્છો;
માનો નહિ તો પતિ હમણાં જરી, આરસો લઈ નિજ મુખને પ્રોછો.૫૭

### પ્રૌઢા ધીરા અધીરા.

રહો ઉદાસ રતિ રંગમાં, કરે જે કાંઇક માન;
પ્રૌઢ ધીર અધીરતે, કહે રસજ્ઞ ગુણવાન. ૫૮

### સવૈયા-ઉદાહરણ.

આવ્યા કંઇથો રતિ સુખ લૈ,
નિહાળી પ્યારીએ દ્રષ્ટિ કરીને;
બેઠો નજીક રહી ચુપ થૈ ખરી,
ધીરજ પૂરણ ચિત્ત ધરીને;

પ્યારેં ધર્યો કર પ્યારોં તણે ઉર,
ત્યારે આંસુ થકી આંખ ભરીને;
કેવોં રહ્યા તમને અમમાં રસ,
ઉશ્વાસથી પ્યારી કહે છે હરિને. ૫૯

દોહરો–ઉ.

આવતાં આદર કર્યો, બોલી શબ્દ મધુર;
કામનીએ કર પકડતાં, કીધી નજર કરૂર. ૬૦

જેષ્ઠા કનિષ્ઠા.

અતિ પ્રીતિ પતિ જેહમાં, ધરે તે જેષ્ઠા નારિ;
પ્રીતિ ન્યુન કનિષ્ઠિકા, કવિજન કહે વિચારી. ૬૧
પછી પહેલાં પરણ્યા તણો, નિશ્ચે નહિ વિચાર;
પ્યારી કેરા પ્યાર પર, છે સૌ એ આધાર. ૬૨

કવિત.

બેઠી બંને શોકય એક પલંગ પર પ્રીત થકી,
આવ્યા તહાં લાલ કહી મધુર મુખવાણી છે;
કહ્યું એકને કે આંખો મીંચી મારી સામે આવ,
તેહ તેમ સુણી અતિ હર્ષે ભરાણી છે;
એકને તો આલીંગન આપી દ્રગ બીજીને તો,
બેઉને રીઝાવવાની વાત તો વખાણી છે.
સખી તેની ચતુરાઇ જોઇ હું તો રાજી રહી,
એવી વિદ્યા એણે અલી ભણી કયાંથી આણી છે? ૬૩

દોહરો.

વેણી ગુંથતાં એકની, અન્ય પ્રતિ હસી લાલ;
અધરામૃત ચુંબન કરી; પરસ કરે તન બાલ. ૬૪

## વિભાગ બીજો.

### સવૈયા.

સુતી'તી આજ સખી નિજ મંદિર, જીવન આવી મળ્યા વનમાળી;
જાણેં ઉઠી મળવા મન ધાર્ઈ, નિશંકથી અંક ભરી ભુજ ધાલી,
ચાત્રુક બોલી ઉઠયો "પ્રિય પ્રિય" શું જોઉંતો "પ્રિય નથીરે" હું ચાલી;
સંપતિ સ્વપ્ન સમાન બન્યું, મળવું વ્રજરાજનું આજનું આલી. ૧

## પુનઃ

કામ દહે મુજને કરી વ્યાકુળ, પ્રિય વિના નથી ચેનજ કાંઇ;
તેહ પતિ સ્વપ્નેજ મળ્યા હું, ભલી વિધિથી લપટાઇ'તી બાઇ,
આંખ ઉઘાડીને જોયું અલી, તવ ત્યાં ન દીઠા પ્રિય હું ગભરાઇ;
વાણી મુખે દુઃખ શું કહું હું હસીને ફરી રોઈ દુઃખેથી ભરાઇ. ૨

## પ્રીતિ

કરવી પ્રીતિ ત્યાં ઘટે, મન પ્રતીતિ જ્યાં થાય;
જણ જ઼ણથી પ્રીતિ કરે, જન્મ અકારથ થાય. ૩

પ્રિતમ તમ જુદાઇથી, પ્રાણ પલકમાં જાય;
પણ મૂરતિ હૃદયે વસી, તેથી દૂર ન થાય. ૪

ઓછા નરની પ્રીતિતો, નિભે ન દિન વિશેષ;
જયમ પતંગનો રંગતો, ચાર દિવસ રહે એશ. ૫

જીવન જેના મન વિષે, જરી ન શીલ સનેહ;
સમજો તેને પશુ સદા, છે મનુષ્યની દેહ. ૬

શીલ નહિ જે જન વિષે, તે છે પશુ સમાન;
કો જાણે શા કારણે, કર્યા ન લાંબા કાન. ૭

જગત ફરી જોયું બધે, કઠણ પ્રીતની રીત;
નિર્મળ પ્રીતિ ન નિરખી કયાં છે સ્વારથની પ્રીત. ૮

પત્ર પડે જે વૃક્ષથી, કહે સુણો વનરાય;
કયાં મળી શું પાછાં હવે, કયાં જઇ પડશું દાય. ૯

જીવન મતિ અવતારની, હશે ખરી સંસાર;
વિયોગી જન પાછાં મળે, એજ નવો અવતાર. ૧૦

પ્રીતમ તમ જુદાઇથી પ્રાણ કંઠે ભરાય;
તમ મૂરતિ અંતર વસી, તેથી દીન થવાય. ૧૧

પ્રિય મૂરતિ ચિત લાવીને, હવે રડે આ નેન;
દુશ્મન આગ લગાડીને, (પછી) જળ છાંટે દુઃખ દેણ. ૧૨

મુખ ગ્રીષ્મ વર્ષા નયન, શીત કાળ ઉરમાંય;
સ્વજન વિના તે ત્રણ ઋતુ, તજે ન મુજને કયાંય. ૧૩

તન દુખ મન દુખ નેણ દુખ, ઉરમાં દુખની ખાણ;
જાણે સુખની નવ હતી, કોઇ દિવસ પીછાણ. ૧૪

હે સખી ! અજાણ હું હતી, ભુલે થઇ જુદાઇ;
હવે ફરી જો પ્રિય મળે, જન્મ ન છોડું બાઇ. ૧૫

ઘર સૂનું પરદેશ પ્રિય, બેઠી નાર દુઃખ માંય;
મૂરતિ આવે ધ્યાનમાં, આ દર ઉઠી અપાય. ૧૬

વિયોગ માંહી આટલી, કૃપા કરી કયમ નાથ ?
જાણી એકલી મુજને, દુઃખ કરી આપ્યું સાથ. ૧૭

લટ પટ પગ પૃથ્વી ધરે, અટપટ બોલે વેણ;
કંઇ પ્રિયથી ખટપટ થઇ, ટપ ટપ ટપકે નેણ. ૧૮

## પત્રિકા–દોહરા.

પત્ર અરધ મળવું સઈ, જો પોંચે પ્રિય પાસ;
આનંદિત તન મન બને, થાય સમાગમ આશ. ૧૯

પત્રી લખતાં પ્રિયને, કર કંપે જળ નેણ;
કોરો કાગળ આપીને, મુખથી કેજો વેણ. ૨૦

પત્ર ભિંજાયે આંસુથી, કલમે કર કંપેય;
વિરહા પાપિણી મનવસી, દુઃખ લખવા નવ દેય. ૨૧

લખી વાંચવાનું કંઇ, કહ્યું ન જાગે જાત;
નિજ મનથી વિચારી જો, મુજ મન કેરી વાત. ૨૨

પત્રી ન તે કારણ લખું, જીવ ધરી રહે મૌન;
પ્રિય મારા મનમાં વસે, કાગળ વાંચે કોણ. ૨૩

કાગળ લખીયે તેમને, જે જન હોય વિદેશ;
નિશદિન જે મનમાં વસે, તેને શો સંદેશ ? ૨૪

પત્ર લખ્યો કરકંજથી, સર્જનિ ચતુર સુજાણ;
એકેકા શુભ વર્ણ પર, વારૂં તન મન પ્રાણ. ૨૫

પ્રીતિ દીર્ઘ કાગળ લઘુ, તેથી લખ્યો ન જાય;
જેમ સિંધુ જળ ઘટ વિષે, કેવી રીત સમાય? ૨૬

### વળી

પત્ર લખ્યો નહિ પ્રીતિથી, ગયા ઘણા દિન વીતિ;
અંત સમે પ્યારા હવે, મુખ જોવાની પ્રીતિ. ૨૭

દર્શન ઔષધ વગર આ, વિરહ રોગ નહિ જાય,
પત્ર લખ્યાથી શું થયું, જો મેળાપ નવ થાય. ૨૮

ઉપજે સમરણ આપનું, વિરહ જવાળ બહુ થાય;
જીવન વ્યાકુળ થઇ પડું, પત્રો ન મુજથી લખાય. ૨૯

સખી જનો મુજપર હશે, કર તાળી દઇ આપ;
ગયાં ગરવ ગુણ રૂપ એ, વધ્યો સરવ સંતાપ. ૩૦

મન ઇચ્છે મેળાપને, દર્શન ઇચ્છે નેણ;
કાન ચહે સુણવા સદા, હે પ્રિતમ તુજ વેણ. ૩૧

પત્ર વાંચતી વખત ત્યાં, જે બેઠેલા હોય;
કે જો સૌને ઘટિત પ્રિય, જે લાયક જે હોય. ૩૨

મદિરા કેરા કેફમાં, કંઇ શુદ્ધિ જનને હોય;
પ્રેમ સુધારસ જે પિયે, તેને શુદ્ધિ ન કોય. ૩૩

વિયોગથી પ્રીતિ ન ઘટે, જો મન પવિત્ર હોય,
ચક મક બહુ જળમાં રહે, આગ તજે નહિ તોય. ૩૪

### નેણ બાણ.

અણિયાળાં તિખાં કુટિલ, અંકુશ શા દ્રગ બાણ;
સીધાં લાગે પ્રથમ તો, પછી ખેંચે જન પ્રાણ. ૩૫

જુઓ નયન બે બાણની, ઉલટિ રીત સર્વત્ર;
અરિને તો અડકે નહિ, મારે નિજનો મિત્ર. ૩૬

### સોરઠો.

લાગે તિક્ષણ તીર, તડફે થોડી વારતે;
ઉઠી ન માગે નીર, નેણ બાણ લાગે તદા. ૩૭

## પુનઃપત્ર-સોરઠા.

પ્રિય દર્શનની આશ, પ્રાણ ન નીકળે દેહથી;
રહ્યા કરીને વાસ, દર્શન અમૃત ચાખવા. ૩૮

પ્રિતમ તારી પ્રીતિ, અધિક અધિક લાગે મને;
પણ કીધી વિપરીત, જીવન વસી વિદેશમાં. ૩૯

અધિક દુખી છે આંખ, જીવ સહુ અંગો થકી;
નિશદિન આંસુ ઝાંખ. ચેન નહિ ક્ષણ એક પણ. ૪૦

ગઇ તરસને ભૂખ, વિરહ ઠગે તન લૂંટિયું;
પ્રાણ રહ્યા બહુ દુખ, દર્શન આશ બચી અને. ૪૧

ક્ષણ પણ જીવન લાલ ! મૂરતિ તુજ વિસરે નહિ;
થઇ ગયા બે હાલ, કરૂં કશું ? કોને કહું ? ૪૨

તુજ વિયોગથી નાથ, આંખો તે સરિતા થઇ;
તન તટ તેની સાથ, તૂટી તૂટી ભેખડ પડે. ૪૩

પાંખ પસારે નેણ, દર્શન કરવા ઉડીને;
ફરૂકે છે દિન રેન, પણ પક્ષી પરવશ પડયો. ૪૪

જયમ જળ વિણનું મીન, તમ વિયોગ ગતિ તેવી થઇ;
તડફે થઇ બહુ દીન, દર્શન રૂપ તળાવ વિણ. ૪૫

## મનના વિચાર.

કહે જે તેને કાગળ, જે દિનથી ચાલ્યા તમે,
દિવસ બળે છે આગ ! રાત્રિ તો થઇ કોયલા. ૪૬

ઝટ દ્યો જગદાધાર ! આ આંખોને પાંખ બળ;
ઉડી જુએ એકવાર, પોતાનો પ્રિતમ પ્રભુ. ૪૭

તે સમરણની ફાંસ, કડક કરી કરડી ગઇ;
ગળી ગયું સૌ માંસ, ખટકે પણ નીકળે નહિ. ૪૮

જેનો છે વર સાથ, તેને તો વરસાદ શુભ;
જેને નહિ વર સાથ, તેને દુખ વરસાદ છે. ૪૯

## સોરઠા-બારમાસી.

આવ્યો માસ અષાઢ, પણ નવ આવ્યા પ્રાણ પ્રિય;
થયો વિરહ તન ગાઢ, નવાં નવાં વાદળ નિરખી. ૫૦
શ્રાવણ સહિત સ્નેહ, મને ઝુલાવે કોણ સખી ?
પતિ વિસારી નેહ, આવ્યાનું નવ આદરે. ૫૧
ભાદરવે ભરી નીર, નદી તળાવ ઉભરાય છે;
ધરૂં કઇ પેરે ધીર, વિરહ પીડ અધિકી દહે. ૫૨
આશો પણ શો કામ, પ્રિય વગર દુખ અતિ ઘણું;
પળ ક્ષણ આઠે જામ, કળ ન પડે કંઈ કામમાં. ૫૩
કાર્તિક વારંવાર, હળી મળી રમતી સહુ સખી;
મુજને દુઃખ અપાર, પાર ન પામી વિરહનો. ૫૪
માગસરે દુઃખ દાય, સૂર્ય કિરણ શીતળ અતિ;
જ્યમ ગ્રીષમની લાય, બાળે છે સૌ અંગ ત્યમ. ૫૫
પોષ વિષે બહુ પ્રીતિ, પતિ વિણ કો રાખે સખી ?
દુખ ન દહે અતિ શીત, જો પતિ પાસે હોય તો. ૫૬
માઘ માસ વિણ કંત, કુંજ કુંજમાં અલી નિરખી;
વસમી થાય વસંત, દુઃખિત બને છે દિલ અતિ. ૫૭
ફાગણ તમ વિણ લાલ, ભાવે નહિ, કંઈ ભાવથી;
આસુ રંગ ગુલાલ, પિચકારી આંખો બની. ૫૮
ચૈત્ર ચડયો નિજ તાન, પ્રિય વિયોગથી હે સખી !
જયમ ધ્રૂજે તરૂપાન, ત્યમ થરથર ધ્રૂજું અતિ. ૫૯
અલી ! માસ વૈશાખ, તરૂ ફુલે ફળ શાખથી;
લાખ લાખ અભિલાખ; મુજ મનમાં પ્રિય નિરખવા ૬૦
જેઠ સુકાવે શ્વાસ, શીતળ તરૂ છાયા છતાં;
વીત્યા બારે માસ, જોતાં પ્રિય વાટડી. ૬૧

## સજ્જન દુર્જનની પ્રીતિ ઉપર આઠ અને નવના અંકનું દ્રષ્ટાંત.

### કવિત.

દુર્જનની પ્રીત તે તો, આઠ કેરા અંક જેવી;
સ્થાન સ્થિતિ બદલેથી, ન્યુનતાને પામે છે.

આઠ છે અપૂર્ણ વક્ર, તેમ દુરજન જાણો,
પ્રીતમાં અપૂર્ણ પૂર્ણ, દુષ્ટતામાં જામે છે;
સજ્જનનો સ્નેહ તે તો, નવ કેરા આંક સમ,
સદાય સમાન ચાલી, દિલ દુખ વામેછે;
નવ પરિપૂરણ છે, તેમ પ્રીતિ સજ્જનની,
કર્યાથી સદાય સુખ, દુઃખમાં વિરામે છે. ૬૨



